# "દુઃખી દીના."

## (એક પારસી સંસારની વાર્તા.)

ઇંગ્રેજી ઉપરથી

લખનાર—અદલજી નશરવાનજી દારૂવાલા

"અદલ."

તે।

"હકદારનો હક," "કીસમતનાં કૌતક," નેકીનો નતીજો,"
"ભેદી ચોર" વગેરેના કર્તા.

આ વાર્તાની ચોપડી "દુઃખી દીના" નં૦ ૭૫ બજાર ગેટ સ્ટ્રીટ,
કોટ, મુંબઇ મધે આવેલાં "નવરંગ પ્રીન્ટીંગ પ્રેસ"માં તેના
માલેક મી૦ અરદેસર ખરશેદજી દેશાઇએ છાપી છે, અને
મી૦ અદલ નસરવાનજી દારૂવાલાએ ધોબીતળાવ
સુલતાન મનઝીલ ચીરાબજારથી લખી
પ્રગટ કરી છે.

# જરા વાંચશોજી !



પ્રીય વાંચક,

ખુદા ખબર કે ગુજરાતી સાહિત્યની સેવા બજાવવાનું કામ મારાં કીસમતમાં અનેક મુશકેલીઓમાંથી પસાર થવા પછીજ બજાવવાનું હશે કે કેમ, તે આ "દુઃખી દીના"ની વાર્તાને હાલનો સુખી શણગાર આપતાં, એની ઉપર જેટલાં વઘનો વીત્યાંછ, એટલાં થોડાં! શરૂઆતમાં, આ વાર્તા મી. બમનજી કાબરાજીનાં "ફૂરસદ"માં આપવાની હીલચાલ થઈ, અને "ફુરસદ" જેવી એક નામચીન 'સ્ॅમીનરી"ના લગાર સખત એરણ ઉપર ટીપાઈ બાહર પડવાની આ અદના કલમકસની આરજી હોવાથી, સારૂં તુરતજ નકકી થયું, જે માટેની નોંધ આ માનીતાં ચોપાન્યાનાં ગયા ડીસેંમબર અને જાનેવારીના અંકમાં જોવામાં આવે છે. મગર, કેટલીક નહી દુર થઇ શકે એવી અડચણોને સબબે, આ વાર્તા લાંબા વખત માટે મુલતવી રાખવામાં આવી, જે ગોઠવણ મને બરાબર દરૂસ્ત નહી લાગવાથી તે પાછી લેવામાં આવી, અને આખરે તેને ચોપડી રૂપે બાહર પાડવાનું કામ "નવરંગ"નાં લાયકીવાળા જવાન માલેક અને અધીપતી મી. અરદેશર ખરસેદજી દેશાઇને ફાળે આવ્યું. આ ભાઈએ પોતાનાં બોહળાં

રોકાણ છતાં, જે તારીફ લાયક મદદ કરી છે, અને આ ચોપડીને વેળાસર બાહર પાડવાનુ કામ જે ઉલત અને ઉતાવળથી કરવામાં આવ્યું છે, એ માટે હમારા આ મિત્રનો ખાસ આભાર માનવાની હું જરૂર જોઉ છું.

આ વાર્તા પારસી સંસારની છે, અને તેમાંના બનાવો એટલાતો સાધારણ તેમજ રંસિલા છે, કે તે ઉપર કાંઈ પણ નુકતેચીની નહિ થાય, તેની પુરતી સંભાળ લેવામાં આવી છે. એ ઉપ્રાંત એમાં હાલના પારસી સંસારને અનુસરતા કેટલાક નીતીબોધક અને ચાનકરૂપી વાકયો જગેજગ ગોઠવી દેવામાં આવ્યા છે, જે ઉપરથી શોખીન વાંચનારને જ્ઞાન સાથે ગમ્મત મળ્યા વીના રેહશે નહિ. અલબત, એમ કહી, હું મારી કોમને એકદમ કેળવીને તેનું કલીયાણ કરી નાંખવા, યાતો એકદમ સુધારીને તેને શ્યાણી બનાવી નાંખવાની શેખી કરતો નથી,–ના, પારસી કોમ એટલી બધી પછાત તો છેજ નહી–મગર મારી સઘળી વાર્તાઓને કાંઇક ઉંચા ધોરણ ઉપર રચવાની મારી ખાસ ખાહેશ અને સંભાળ છે, અને તેમાં હું કેટલે દરજ્જે ફાવ્યો છું, એ મારા કદરદાન વાંચનારાંઓ સેહલથી સમજી શકશે.

છેવટે, આ મારી બીજી કેતાબ હાલ નવાં જરથોસ્તી સાલને ટાંકણે જાહેરમાં મેલતાં મને બહુ ખુશાળી ઉપજે છે, અને આશા છે જે આ વેળાએ પણ વાંચક વર્ગ તરફથી મને આગળનાં જેવુંજ ઉતેજન મળશે. વાર્તાઓ

પ્રગટ કરવી એ કાંઈ કમાઈને કોઠળા બાંધવાનો સોદો નથી, એ તો માત્ર શોખની એક સેવા છે; અને હવે આવતે સાલ, કુલ દુન્યાં ઉપર છવાઈ રહેલાં હાલની ગજબનાક લડાઈ અને દુકાળનાં વાદળાંઓ વીખેરાઈ જતાં, આપણે એજ ટાંકણા ઉપર પાછાં મળ્યે, તેટલાં,

| | |
|---|---|
| સુલતાન મનઝીલ,<br>ચીરા બજાર,<br>મુંબઈ તા. ૨૧-૮-૧૮ | હું છું.<br>આપનો આજ્ઞાંકિત સેવક,<br>**અરદેશર નશરવાનજી દારૂવાલા.** |



# અર્પણ.

મારાં દુઃખમાં દુઃખી થનારાં,
મારાં સુખમાં સ્વર્ગ માનનારાં,
નાહનપણમાં મને અસાધારણ પ્યારથી પંપાળીને
વીહલો મુકી જનારાં,
બેહસ્તની સંપુર્ણ શાંતિ ભોગવતાં
ઓ મારાં અતિ દયાળુ અને હેતવંતાં

**માતાજી ગુલબાઈ**

તમારી અશો અને ગમગીન યાદમાં
આ મારી બીજી કેતાબ
દુઃખનાં અનેક ડચકાંઓ સહીત
તમને અર્પણ
કરૂં છું.

"અદલ."

# "દુઃખી દીના."

## (એક પારસી સંસારની વાર્તા.)

### પ્રકરણ ૧ લું.

### દીનાનો વાલી.

"દીના—ઓ દીના તારા પેલા સગા આયાછ."

આ પોકારને કાંઇપણ જવાબ મળ્યો નહિ. માટ'ના તરફ એક એકાંત પણ કુશાદે બંગલાનાં બગીચામાંથી એક અઢાર બાઇનાં આ અવાજને કોઇયે પણ ઉત્તર વાળ્યો નહિ.

"દીના!" પાછો પોકાર થયો.

પણ પક્ષીઓનાં અવાજ અને તે સુંદર ઝાડોનાં પાદડાંનાં ધીમાં ખણખણાટ સીવાય ત્યાં સઘળું ચુપચાપ હતું.

"મરેરે હવે આંય છોકરીને શું કરૂં! રાન વરી કોઇ ખુણા ખંતોળામાં ભરાઇને કુદરતના ખ્યાલમાં લીન બની ગઇ હોશે. અજબ છોકરી!"

તે બાઇ એક પળ વીચારમાં ચુપ ઉભાં, પણ ત્યારપછી

પોતાની આસપાસ આતુરતાથી નજર કરતાં તેવણ થોડાક કદમ આગળ વધ્યાં.

"દીના, ઓ દીના" તેવણે પાછી બુમ પાડી.

"જી. જી રતન મમા. શું કહોછ, હું હયાં છેઉ" કોઇનો અવાજ સંભળાયો.

"હયાં તે કયાં ?"

"આંય સમર હાઉસનાં છેક પાછલા ભાગમાં."

રતનબાઇ દુબાશે તે સમર હાઉસનું બારણું ઉઘાડયું, અને ત્યાં દાખલ થવાં તેવણનાં ચેહરા ઉપર રતાશ ધાશ આવ્યો. એક જવાન ખુબસુરત છોકરી ફુલોનાં કયારા અને કુંડા વચ્ચે એકલી બેઠી હતી. તેણીનાં નાજુક બદન તરફ નજર કરતાં જોનારને માલમ પડતું હતું કે કુદરતે તેણીનો આવો સપુર્ણ આકાર ઘડી કાઢવા પોતાની બનતી સંભાળ લીધી હતી. તે ગોલ ઘાટમદાર ચેહરા ઉપર ગોલાબી રતાશ હતો, તેણીનાં સફેદ સુંવાળા હાથો મોતીની માફક ધીમી રોશનીરી ચળકતા હતા, તેણીનાં નરમ રેશમ જેવા કાળા ઝુલફાઓ, તેણીની હંસ જેવી ગરદનની બંને બાજુએ લટકતા હતા. ટુંકમાંજ, ખચીત ત્યાં સમરહાઉસમાં બેઠેલી આ નાઝનીન પોતાની આસપાસ સઘળાં ફુલોમાં એક સાથી સુંદર ફુલ મીસાલ હતી.

"મને કાંઈ કહોછ, રતન મમાં ?" તેણીએ પુછયું "ઓહ હયાં ફુલોની વચમાં બેસીને હું એવા તો ખુશનુમાં સ્વપ્ના જોતી હતી એવા તો——"

"બળ્યારે તારા સ્વપ્ના ! દીના હું ઇચ્છુંછ કે તું હવે તારો એવો બાળપતારો છોડી દઇને કાંઇ ગંભીર વીચાર કરે."

"ગંભીર વીચાર શાનો ?"

"જો, તારા વાલી તુંને મલવા હયાં આવ્યાછ. તેવણ

હોલમાં તારી રાહ જોતા બેઠા છે"

એક પળ વારમાં દીનાં પોતાની બેઠક ઉપરથી ખડી થઇ.

"તેવણ આયાછ, રતન મમાં. ઓ હું ઘણી ખુશી છેઉં. પણ તેવણ કેવા છે, હં! હું તેવણને મારા પપાનાં જેવા ઉંચા અને ખુબસુરત તંદરોસ્ત ચેહરાવાળા જોવાની આશા રાખુંછ."

"નહિ દીકરી તારા વીચારથી તેવણ તદન જુદાજ છે. આંગે ઠીંગણા અને ગંભીર વીચારવંત દેખાવથી તેવણ એક દ્રઢ મનમાં આદમી જેવા દેખાયછ."

"મારા પપાનાં જેવા. તેવણ પણ એકજ વીચારના આદમી હતા."

"દીકરી, તારા પપા તો એક ફરેશતાજ હતા. ખુદા તેવણને બેહશતમાં સારી જગ્યા બક્ષે, અને ત્યાંથી તારી ઉપર હંમેશાં મીઠ્ઠા ગારો મુકે" રતનબાઈ આસમાન તરફ હાથ ઉંચા કરીને ગંભીર અવાજે બોલ્યાં "ચાલ દીના, તેવણ ખોટી થતા હોશે."

ત્યાર પછી તેઓ બંને તે બંગલા તરફ ચાલવા લાગ્યાં.

"પણ રતનમમાં તમે મને હજુણ એવણનું નામ નથી કહયું." દીનાએ પુછયું.

"એવણે પોતાનું નામ પાહલી પેસીકાકા કરીને આપ્યું છે."

"અને તેવણ શું બોલ્યા? તેવણે મારા પપા વીશે દલગીરી જણાવી કે? તેવણે મને મળવા માગ્યું કે? તેવણ મને પોતાને ઘર લઇ જવા તૈયાર છે કે? તમુને તેવણ ગમેછ કે?"

"મરેરે તારા આ ઝુરાબંધ સવાલનો જવાબ હું એકકી વેળા કેમ આપું! જરા ધીરી પડીને અકેકો સવાલ પુછની તો." રતનબાઇ હસીને બોલ્યાં.

"ત્યારે તમારા બોલવા ઉપરથી મને એમ લાગેછ, કે તેવણ તમુને નથી ગમતા" દીના તુરતજ બોલી "મારા પપાના ગુજરવા

પછી નવ મહીનાં તમારી સાથે રેહેવાથી હું તમુને બરાબર ઓળખી ચુકીછ. કેમ ખરૂં કેની રતન મમાં ?"

રતનબાઈ બીચારાં શું બોલે ! આ શબ્દો સાંભળીને જાણે શું એક ગંભીર ગુનોહ કીધો હોય, એવી રીતે તેવણ ફગલાઇ ગયાં.

"ચાલ દીના હવે આંય તારા વીખુટા બાલનો અંબોડો કર. પરાયા આણસનાં દેખતાં એમ છુટા બાલે ફરવું આપણુને ઠીક નહી લાગે" બંગલાની સીડી આગળ આવી પોંહચતાં રતન બાઇએ કહયું.

"ઓ નહ, રતન મમા. વીખુટા બાલ એ છુટાપણાની નીશાણી છે. જેમ એક તવંગર સ્વતંત્ર આદમી ચોરાસીનાં ચકકરમાં ધેરાતાં ધીમે ધીમે પોતાની સ્વતંત્રા ખોઇ દેઇને છેવટે ગુલામગીરી અને ખુશામદની જંજીરમાં જકડાય છે, તેમ આંય મારા વીખુટા બાલ, કે. જેઓ હઝારોની સંખ્યામાં સાથે ચોંટીને. સહવારની ઠંડી લેહકી સાથે હમણા પુર છુટથી ગેલ કરે છે, તેઓને અંબોડાના આકારમાં બાંધવા, એ એવું બતાવે છે, કે હું પણ મારૂં છુટાપણું થોડા વખતમાં ખોઈ બેસનાર છેઉં. નહી રતન મમા, મારા વાલી અને મારા પપાનાં દોસ્તની સાંમે આંય છુટા બાલ સાથે જતાં મને કાંઇપણ શરમાવું પડશે નહિ."

"જા–જા, રાંન ઘેલી. એવા જુઠા વીચારોમાં તું તો ચરી ગેઇછ." રતનબાઈ કાંઇક ઠપકાથી બોલ્યાં "કેહજે છોકરીઓને કેળવણી આપો. લેવ આંય કેળવાયલી છોકરીના કેવા વીચારો છે તે સમજવા હયાં મારા સીવાય કોઇ બીજું મલેબી નહિ. જો દીના એવણુ સાંમેજ બેઠાછ." હૉલમાં આવી લાગતાં રતનબાઇએ ઉમેરયું.

"હું તમુને જોઈ ઘણી ખુશી છેઉં મી૦ પેસીકાકા" દીના

શેકહેંડ માટે પોતાનો હાથ આપતાં બોલી "મારા પપા કેહતા હતા કે તમેજ મારા એકલા મિત્ર છેઓ."

પાહલી પેસીકાકો તેણીને ટીકી ટીકીને જોવા લાગ્યો. ત્યાર પછી પોતાનાં ભુરા રાથોડી હાથમાં તેણીનો નરમ દુધ જેવો શેપદાર હાથ પડેલો જોઇને તે જરા ગુંચવાયલા જેવો દીસ્યો.

"મ—મને તમારી ઉંમર વીશે કાંઇ પણ ખ્યાલ હતો નહિ" તે ડગમગતાં બોલ્યો "તમારા પપાનાં કાગળો ઉપરથી તો હું તમુને એક બચ્ચું ધારતો હતો."

"હા, રતન મમા પણ મને હજુણ એક બચ્ચુંજ કહેછ" દીનાં હસીને બોલી "પણ ચાલો હવે આપણી વાત ઉપર આવ્યે. મી૦ પેસીકાકા તમે હવે મારૂં શું કરવા ધારોછ?"

પાહલી એકાએક ચોંક્યો.

"ખરેજ હું તમારૂં શું કરૂં!" તે વીચારવંત ઢબે બડબડ્યો.

"તમે મને મારા પપાનાં ફરમાન મુજબ તમારે ઘરે લઇ જવા ધારોછ, કે રતન મમાં સાથે હું હયાંજ રહું."

"હું હાલ તુરત તે કહી શકતો નથી" પાહલીએ જવાબ આપ્યો "મને વિચાર કરવાનો વખત જોઇએછ. કારણ હું તો તમુને એક બચ્ચું ધારતો હતો, દીનબાઈ."

"અને હું એક બચ્ચું નથી તેથી તમારા વીચારોબી એટલા બધા બદલાઇ ગયા?"

"હું એમ ધારૂંછ. તમારા પપા તમારે માટે "મારાં બચ્ચાંની સંભાળ રાખશો, મારાં બચ્ચાં તરફ માયાળુ રીતે વર્તશો" એવુંજ લખતા હતા, અને તે ઉપરથી તો હું તમુને એક છ સાત વરસની છોકરી ધારતો હતો.

"મને હમણા સતરમું વરશ ચાલેછ." દીનાં ગંભીર અવાજે બોલી.

"ત્યારે તમારી આ ઉંમરે તમુને કોઈ બચ્ચું નહિ કહી શકે."

"નહિજ. જો દુન્યાદારીથી બેમાહીતગાર, ઘરબાર વગરના નીરાધાર, અને માતપીતાનાં માયાળુ આશરા વગરનાંઓને બચ્ચાં તરીકે ગણવામાં આવે તો હું તેવું એક બચ્ચું છેઉ."

"તમારા વીચારો મને અજબ કરેછ, દીનબાઈ" પાહલી શીક્કો પડી જતાં બોલ્યો "તમે મારી સાથ બહુજ બોલાઈથી વાત કરોછ."

"કારણ આ દુન્યામાં તમે મારા એકલા વાલી અને મિત્ર છેઓ" દીનાં દલગીર અવાજે બોલી "ધારો મી. પેસીકાકા કે હું હમણા સતર વરસની નહિ પણ સાત વરસની એક છોકરી હતે તો તમે શું કરતે?"

"તો–તો હું તુરતજ તમુને સુરત મારે ઘેર લઈ જતે કે જ્યાં તમે મારી બેહન સુનઈ સાથે સુખમાં રહી શકતે" પાહલી બોલ્યો.

"ત્યારે હમણા તમુને શું વાંધો છે?"

"મને વીચાર કરવો જોઇયે. કારણ સુનઈ આજે વીશ વરસ થયાં મારાં ઘરની શેઠાણી છે."

"પણ તેની સાથે મારી ઉમ્મરને શું લાગે વળગે?" દીનાએ અધીરાઇથી પુછયું.

"કાંઈ નહીરે! પ–પ–પણ સુનઇને જવાન છોકરીઓનાં નામે જરા સુગ છે" પાહલી બીહતાં બોલ્યો.

"ત્યારે શું તમારે ત્યાં બધું જુનું પુરાણું અને અસલી રેવાજ મુજબજ ચાલેછ?"

"હા. મારી બ્હેન સુનઈ સ્વભાવે જરા કડક છે, ધર્મી સકરમી અને પાક પહરેજગાર છે, હસવા બોલવાને તેણી ધીકકારે છે, અને આખો દહાડો ઘરમાં રહીને ઘરનુંજ વહીતરું કરવામાં

પોતાની જીંદગીની મુખ્ય નેમ સમજે છે. પણ એ વીશે આજે આપણે વધુ બોલશું નહી. ચાલો આપણે બ્હાર જરા ફરી આવ્યે."

"હું તૈયાર છેઉં" દીનાં એક કુદકા સાથે ખુશાલીથી ઉભી થતાં બોલી.

પણ વાંચનાર, તેણીનો સીધો સરોવર જેવો આકાર જોઇને પાહલી ફરવા જવાનું ભુલી ગયો, અને થોડો વખત ઘણાજ ગભીર વીચારમાં ચુપ બેસી રહયો.

"કેવો સુંદર ચેહરો, કેવી ચળકતી લીલી દરાખ જેવી આંખ, કેવા નરમ કાળા ભમ્મર જેવા બાલ ?" તે મનસે બડબડયે. "ખુદા ખબર કે એને જોઇને સુનઇ શું વીચારશે ? આંય એનો લાંબો ભરેલો સદરો—દાદાર તારી મદદ-એ જોઇને સુનઇ શું બોલશે ? આંય એનાં ઉંચી હીલનાં મરોડદાર બુટ—પરવર તારો આશરો—એ જોઇને સુનઇ શું તું શું બી કરી નાખશે ?" અને ખાસ્સી પાંચેક મીનીટ સુધી આપણો પાહલી પેસીકાકો એવો તો દીગમુઢ દીવો સ્થિર બેસી રહયો, કે પોતાનાં વાલીને આવી રીતે ડસી રહેલો જોઇને દીનાં અજાયબ થઇ, કે તે હવે પાછો કદીબી બોલવા યાતો હીલવા ચાલવાની હિંમત કરી શકશે કે ?

---

## પ્રકરણ ૨ જું.

### પાહલી પેસીકાકા.

પ્રીય વાંચનાર, જ્યારે એક માણસની સીધી એકસરખી જીંદગીમાં એકાએક ખલલ પડે છે, જ્યારે તે એતેફાક ભાણભુલો બનીને પોતાની મગજશકતીનું સમતોલપણું ખોઇ બેસે છે, જ્યારે

તેનાં સઘળા વિચારો અમુક બાબદ ઉપર સમાધાન થવાને બદલે સઘળે ઠેકાણે વેરવીખેર થઈ જાય છે, ત્યારે તે શું કરે છે? ઘણું ખરૂં તો તે પાછો ઠાવો થોકો બનીને પોતાની આવી હાલતનું મુળ કારણ શોધી કહાડવાનો પ્રયત્ન કરે છે. એવીજ હાલત હમણા પાહલી પેસીકાકાની થઈ પડી. પીસતાલીશ વરસની તેની ઉંમર છતાં તેની જીંદગીમાં અત્યાર સુધી કોઈપણ સ્ત્રીએ દેખાવ દીધો હતો નહી. તેને બૈરાંઓને બે ભાગમાં વેંહચી નાંખ્યાં હતાં. એકતો છકેલ, ઉછાછળાં અને દુન્યાંની મોજશોખમાં મરી રહેલાં પેલાં કુડીબંધ ભમતાં પતંગ્યાં—અને બીજાં તેની બ્હેન સુનાઇનાં જેવા ઉદયોગી અને ધર્મીસકર્મી—પણ આંય દીનાં વાહડયા જેવી એક છોકરીની હસ્તી વીશે પાહલીને સ્વપ્ને પણ ખ્યાળ હતો નહિ. તેણે એક ઓરત, બચ્ચું, પરી, ફરેશતો એ સઘળાંનું એકજ ઠેકાણે મીશ્રણ બનેલું જોવાની કદી પણ આશા રાખી હતી નહિ. ખચીત દીનાં એક ભમતું પતંગ્યું તો હતુંજ નહી, પણ તેમ વળી તેણી સુનાઇથીબી તદન જુદાજ પ્રકારની હતી. અને આ સરખામણી કરતા, પાહલીમાં કાંઈ એવો જુસ્સો જામી રહયો, કાંઇ એવી તો નાજુક ખુશાલીની લાગણી તેનાં તનબદનમાં બરપા થઈ, કે જેવી લાગણી તેણે પોતાની આટલી જીંદગી દરમ્યાન કદી પણ અનુભવી હતી નહિ.

અને દીના—પોતાની બાજુમાં ચાલતા પોતાના વાલી અને મિત્રની લાગણીથી તદન બેખબર છોકરી—હમણા તેને ખુશ કરવાને તરેહવાર બાબદ ઉપર મીઠા હલકે વાદવીવાદ ચલાવતી હતી. પણ વારંવાર તેણી મુંગે મોહડે ચાલતા પાહલી તરફ બાડે ડોળે નજર કરતી અને મનમાંજ અજાયબ થતી કે તેણીનાં આ બાપ જેવા દોસ્તને આટલો બધો ગંભીર બની જવાનું શું કારણ મળ્યું હતું?

"આય પેરનાં ઝાડ ઘણા મજાનાં લાગેછ" બગીચાની એક બાજુએ આવી લાગતાં પાહલી એકાએક બોલ્યો "પણુ આંય સાંમી બાજુ ફુલોનાં કયારા અને કુંડાંઓથી તમે ઘણી જમીન બરબાદ કીધીછ."

"બરબાદ કીધી! એટલે?

"એ જગ્યાએ કાંઇ ફળો યાતો અનાજ ઘણી સારી રીતે ઉગાડી શકાતે."

"અનાજ! ઓ મી. પેસીકાકા ત્યારે તમે શું આંય બધા ગોલાબ મોઘરાં અને ચંમેલીને ઉખેડી નાખીને હયાં અનાજ ઉગાડવાની મને ભલામણ કરોછ?"

"હા, સુરતમાં મારાં ખેતરની દરેક ઈંચે ઈંચ જમીન હમે અનાજ ઉગાડવાનાં ઉપયોગમાં લઇયે છીએ."

"પણ ફુલો કાંઈ નકામા નથી. તેઓ પણ કામમાં આવે છે."

"શું કામમાં?" પાહલીએ અજાયબીથી પુછ્યું.

"આંય જહાનને ખુશનુદ બનાવા, જોનારનું મગજ અને દેલ શાદ કરવામાં, ખુશાલીનાં હીંગામમાં, મોહતનાં સમયમાં, મુકતાદમાં આપણાં મરહુમ વ્હાલાંઓની પવીત્ર યાદ સજીવન કરવામાં ફુલો સીવાય બીજી કેઇ ચીઝ વધારે અનુકુળ છે? તમે જાણોછ મી. પેસીકાકા કે ફુલોને તો એક કવી આંય ધર્તીનાં સેતારા મીસાલ કહી ગયો છે."

"એ તારા ને સેતારામાં હું કાંઈ માનતો નથી, દીનબાઇ, હું તો ફકત એટલુંજ જાણુંછ, કે જે ચીજ દોરીયાં લાવતી હોય તેનાં જેવી ચીજ બીજી કોઈ નથી. ફુલો, કવી, કવીતા, એ સઘળું ઠીકઠીક છે, પણ તેઓ કાંઇ દોરયાં લાવતાં નથી, જ્યારે અનાજનો તો એક કોહળો આપણા ઘરમાંથી બહાર ગયો કે બીજી બાજુથી રૂપ્યાની ઠેલી આવેલીજ જાણની." અને તે વેળા પાહલીને

પોતાની બેંકની ચોપડીનો ખ્યાલ થતાં તેનું જીગર મગરૂરીથી ઉછાળા મારવા લાગ્યું.

જાણે પેહલ્લીજ વેળા તેણી કાંઇ નવું સાંભળતી હોય એવી રીતે દીના પાહલી તરફ અજાયબીથી જોવા લાગી.

"ત્યારે તમુને તો દોરમાં ઘણાં વ્હાલાં છે" તે આખરે બોલી "મેં એવું કદીબી સાંભળ્યું નથી. દુન્યામાં જે સઉથી સરસ ચીજો છે તે બધાંમાંથી કાંઈ આપણુને પૈસા મળતા નથી".

"દાખલા તરીકે?" પાહલી ધીરેથી બોલ્યો.

"કાંય! ગોલાબ ઉપર ખરતો દવ, અંધારી રાતે ચળકતા તારાઓ, દરયાનાં પાણી ઉપર માહઓખતારની રૂપેરી રોશની, બામદાદનાં સોનેરી કીરણો, ફુલોનો સોદમ અને પક્ષીઓનું ગાણું એ સઘળી એવી ચીજો છે કે જે અતી ખુબસુરત હોવા છતાં તમે કહોછ તેમ કાંઈ દોરયાં લાવતી નથી."

"ત્યારે તો એ સઘળી ચીજ નકામી છે" પાહલી જરા ખીજવાઇને બોલ્યો "પૈસો, એજ દુન્યાની તમામ ખુબસુરત ચીજને આપણાં પગ આગળ લાવી નાંખનાર એક એજમતી સાંધણ છે. જો કોઇ ધુળને સોનેરી રજકણોમાં ફેરવી નાંખી શકાતું હોય તો ધુળ જેવી સુંદર અને કીંમતી ચીજ બીજી કોઈબી નહિ જાણવી."

"પણ મારા પપા તો કેહતા હતા કે ખરો પૈસો તો આબરૂ સચ્ચાઈ, કીર્તી અને બાહદુરીમાંજ સમાયલો છે."

"તમારા પપાએ એમ કેહવામાં મોટી ભુલ કીધી. નકકર છોડીને તેવણ પોકકલને પકડી બેઠા. પણ તેમ વળી તેવણ એક ચીતારા હતા."

"ઓ, મી. પેસીકાકા તમે અને હું હરેક બાબદમાં તદન જુદાં પડયેછ. અને તેથી——અરે પણ શું છે?" પાહલીને એકદમ ચોંકેલો જોઇને દીનાએ પુછ્યું.

"ક-કાંઈ નહિ. હું મારી બ્હેનનો વીચાર કરતો હતો."

"હું ધારૂં છે કે તેવણ તમુને ઢોરયાં કમાવવામાં મદદ કરતાં હશે?"

"અરે હારે, મારી સુનઝતો ધનનો ઢગલોજ છે."

"ત્યારે હું અને મારા પપા તમારેથી તેમજ તમારાં બ્હેનથી તદન જુદાજ વિચારનાં છઇએ."

"કારણ તમારા પપા એક આરટીસ્ટ હતા, જ્યારે હું તો ફકત એક ખેડુત છેઉં."

"શું સઘળા ખેડુતોને તમારી માફક ઢોરવાં એકઠાં કરવાનો અભખરો હોયછ?" દીનાએ ચેસ્તા કીધા.

"નહિ. દરેક સમજુ માણસ એવીજ રીતે વિચારે છે, જો કે તેઓનાં ધધા સાથે તેઓનાં વિચારને કાંઇપણ લાગતું વળગતું નથી."

તેઓ વચ્ચે ગંભીર ચુપકીદી ફેલાઇ. સહવારનાં થંડા પોહરમાં સુંદર ઝાડોની ઘટા વચ્ચે આ બે જણાને એકેક સાથે એકલાં ફરતાં જોવાં એ ઘણું અજાયબ જેવું હતું, અને વધુ અફસોસકારક તેમજ તાજુબી ભરયું તો એ હતું, કે કુદરતે પણ ચોકકસ કમનશીબ બનાવોની હરમાળાથી તેઓ બંનેને સાથે આણવામાં મદદ કરી હતી.

તેઓ વચ્ચે ઘણો મોટો તફાવત હતો. દીનાંનો સીધો ઉંચો અને નાજુક પાટલો આકાર, તેણીનો સુંદર ચેહરો, અને નીર્દોશ હસવું, એક કેળવાયલી લેડીને છાજતી તેણીની સુંદર વાતચીત કરવાની ઢબછબ—પાહલીનું ઠીંગણું આંગ, તેનાં સફેદ અને કાળા વાળનું કદરૂપુ માથું, તેનો સામળો કરડો ગંભીર ચેહરો અને વીખેરાયલો ગભરાયલો દેખાવ, એ બંને વચ્ચે એટલો તો ફરક જણાતો હતો, કે જાણે ખુદાએ તેઓ બંનેને તદન જુદીજ

ભઠ્ઠીમાંથી બનાવ્યાં હતાં. અને તોપણ તેઓ બંને હમણા સાથેજ હતાં!

દીના વાહડયા એક આરટીસ્ટ બાપની ચંચળ બેટી હતી, કે જેની જીંદગી મોટી આશાઓથી શરૂ થઇ, મોટી નીરાશીમાં ખતમ થઇ હતી. ફીરોઝ વાહડયો એક અસાધારણ આરટીસ્ટ હતો, મગર જેમ વારંવાર બને છે તેમ, તેની મેહનતની કદર તેનાં મુવા બાદજ બુજાઇ હતી. તે પચીસ વરસની ઉંમરે એક ખુબસુરત પણ મુફ્લેસ સ્ત્રી સાથે પરણ્યો હતો, અને પોતાનો ગરીબ સંસાર નીભાવવા તે રાત દીવસ એટલી તો સખ્ત મેહનત કરતો હતો કે આખરે તેની તબીયત લહડી પડી. અને વળી દુખ પર દાહમ, તેની વ્હાલી જર, થોડાજ વરસમાં ગરીબાઇનાં હાયસોસારા ખમી, એક બેટીનો જન્મ આપીને માર્ગે લાગી. તે દીવસથી ફીરોઝને દુન્યાં અકારી થઈ. તે પોતાની એકપુરી બેટી સાથે જગેજગ સારા કુદરતી દેખાવની શોધમાં રખડવા લાગ્યો, અને તે કીંમતી પીકચરો પાણીને મુલે વેચીને ઘણીજ મુશકેલીથી પોતાનું તેમજ પોતાની બેટીનું ગુજરાન કરી શકતો હતો. પણ તેની ગમે એવી હાલત છતાં તે દીનાને કેળવણી આપવાને ભુલી ગયો નહી. નાહનપણથીજ "આર્ટ"નો કુદરતી જુસ્સો તેણીમાં જણાતો હતો, અને તે જુસ્સાને તેનાં બાપે વધારે ખીલવવા પછી દીના થોડાજ વરસમાં એક એવી તો નીર્દોશ ખુબસુરત, અને તનદરોસ્ત છોકરી ખીલી નીકળી કે દુન્યાની તમામ ચોન્તાઇ જુઠ્ઠાઇ, દગોફટકો, અદેખાઈ અંતશનો તેણીને સેહજ પણ ખ્યાલ હતો નહી. પ્યાર મોહબતથી તેણી તદન અંજાણ હતી, પરઇ પીડા અને શોક નીંદાથી તેણી બેખબર હતી, અને ટુંકમાંજ કહીયે તો આ બાહોશ કુદરતની ચેલી, પણ દુન્યાદારીથી બેમાહીતગાર દીનાં આજની છોકરીઓથી તદન જુદાજ

પ્રકારની હતી. ફુરસદ મળતાં તેણીનો બાપ તેણીને વેહવાર અંગ્રેજી તેમજ મ્યુઝીક શીખાડતો હતો, અને આખરે સીમલા, દારજીલીંગ કેશમીર વગેરે જાણીતી જગ્યાઓની મુલાકાત લઇ આવવા પછી તેઓ માટુંગા તરફ આવેલા એક વીધવા બાઇ રતનબાઈ દુબાશનાં પેટાં ભાડુત તરીકે ઠર પડયાં. મુંબઇની હવાથી ફીરોઝની તબીયત વધારે બગડતી ગઇ, અને રતનબાઇને પણ પોતાનાં આ દુખી ભાડુતની છોકરી તરફ કાંઈ એવી પ્રીત બાઝી, કે ફીરોઝ હવે પોતાની દીકરીનાં ભવીષ માટે તેવણ આગળ ખુલાશાથી વાત કરવા લાગ્યો. તેણે જણાવ્યું કે તેનો એક દોસ્ત અને દુરનો સગો પાહલી પેસીકાકા કરીને સુરતમાં રેહતો હતો, અને તેને હવાલે તે પોતાની દીકરીને સોંપી જવાનો એરાદો રાખતો હતો. રતનબાઇને આ ગોઠવણ પસંદ પડી, અને ફીરોઝે પોતાનાં મરણની થોડા દીવસ અગાઉ પાહલી ઉપર પોતાની દીકરી માટે એક કાગળ લખ્યું. પણ પોસ્ટ ઓફીસની કાંઇ વિચિત્ર ગફલતીથી તે કાગળ ફીરોઝ ગુજરવા પછી નવ મહીને સુરતમાં પાહલીને મલતાં, તે આપણે આગળ જોયું તેમ, પોતાનાં મરહુમ ખેસી અને મિત્રની મરતી વેળાની અરજ સ્વીકારીને આજે દીનાનાં " રતનમમા "નાં બંગલામાં આવી ચઢયો હતો.

---

## પ્રકરણ ૩ જું.

---

### ભોહબતી આગ.

ફીરોઝનું કાગળ સુરતમાં પાહલીને મલતાં, ત્યાં જબરો ખળભળાટ મચી રહયો. મીસ સુનઇ પેસીકાકાએ તુરતજ જણા-

વ્યું કે આ આરટીસ્ટ સાથની તેની આગલી ઓળખની પીછા-
ણમાં, તે પોતાના મુવા બાદ પોતની દીકરીની ટોક તેને ગળે
ઓળવી જાય એ બીલકુલ બેહુદું હતું.

પાહલી પોતાની બ્હેનનાં આ તકાદા સાંમે સહેજ હસ્યો.

"જો હમણાં આંય મારો દોસ્ત આપણને કાંઇ દોલત
આપી ગયો હતે તો તું હમણા એમ બબડવા બેસતે નહિ"
પાહલી બોલ્યો "તો તો મરતી વેળાની તેની પીછાણ તેં ઘણી
ઉકસાઇથી યાદ કીધી હતે!"

"તો એક જુદીજ વાત હતી" સુનઇએ તુરતજ કહયું
"આય આરટીસ્ટનું પોરયું આપણા ઘરમાં લાવવાનાં કરતાં, હું
એક ઝેરી સાંપનું બચ્ચું વધારે જલદી હયાં લાવવા ખુશી છઉં."

"પણ સુનઇ આપણે તેણીને ઉપયોગી બનાવી શકશું."
પાહલીએ સમજાવ્યું.

"હા, જો તું મારે મનં સુજ્યું એ દુકતી સાથે કામ લેવા
દેશે તો આગળ ચાલતાં આપણે તેણીને ભોંય લીપતાં, વાસણ
ઉજારતાં, અને કચરો કહાડતાં શીખવીને આપણી ભીખીને રજા
આપશું.'

"ફીરોઝ વાહડયાની દીકરીને હું એક નોકર તરીકે હયાં
કામ કરતી જોવા ખુશી નથી, સુનઇ" પાહલી બીહતાં બોલ્યો.

"શુઉંઉં, તું ખુશી નથી?" સુનઇની દસ્ટીમ ચઢતાં બોલી.
"ત્યારે તો એનાં બાપે એને બે પાંચ લાખ રૂપ્યાની દોલત
આપી જવી હતી."

"આપણે જોઇશું, સુનઇ."

"શું કપ્પાલ જોય, મુવા જેની તેની સાથે દોસ્તી પાડીને
પરાઈ પીડા તારે માથે હોરી લાવેછ, અને વળી ઉપરથી તે
લોકની દયા ખાયછ! આંય પોરીનો બાપ એક ચીતારાને બદલે

એક ખેડુત હતે તો વળી સમજ્યાં."

"ધીરજ ધર સુનાઈ, પણ તું આંય બચ્ચાંની ઉમર કેટલી ધારેછ ?"

સુનઇએ પોતાનાં હાથમાંનું કાગળ ઉઘાડયું, અને તીક્ષણ અવાજે વાંચવા માંડયું:—

"હું મારી દીકરીને એક એવી ઉમરે મુકી જાઉં છું, કે જે વેળા તેણીને કોઇની કાળજી અને સંભાળની વીશેશ જરૂર છે."

"એ ઉપરથી હું ધારૂં છ પાહલી, કે આંય દુકની હમણા છ સાત વરશની હોવી જોઇયે. મરેરે હવે એને ઘેરનું બધું કામ શીખવતાં મારૂં તો ભેજાંનું દહી થઈ જવાનું" સુનઇએ કપાળ કુટયું.

પાહલી ચુપ બેઠો, અને તે અરસામાં મીસ સુનાઈ પોતાનાં ભાઈ આગળ દોસ્તી અને તેનાં ભયંકર પરીણામ ઉપર એક લંબાણ વીવેચન કરવાને ચુકી નહી; પણ હવે જ્યારે સઘળું રંધાઈ ચુકયું હતું ત્યારે ઉંટ કેઇતર બેસે છે એ જાણવા તેણી એક જાતની વીચારવંત અધીરાઇથી રાહ જોતી બેઠી.

"હા, હું એક ચીજ તુંને કેહતાં ભુલી ગઈ, પાહલી" સુનઇએ પોતાનાં "લેકચર" પછી ઉમેર્યું "મને એવી અગમચેતી થાયછ કે આંય તારા દોસ્તની દીકરીથી આપણને ઘણું ખમતું પડશે. જો મારો બોલ યાદ રાખજે."

"જા–જા. રાંન દુવાર, તું તો બધા દહાડા સગનનો આંકચોજ રહી ગઇ" પાહલી કોઇ અણદીઠ લાગણીથી ધ્રુજતાં બોલ્યો.

તેજ દીવસે રાતે પાહલી સુરતથી મુંબઇ આવવા ઉપડયો. રસ્તામાં તેણે પોતાનાં દોસ્તની આ દીકરી માટે કાંઈ ઝાઝો વીચાર કીધો નહી. કયાંથી કરે ? કારણ ભવીષ્યનાં પેટામાં કોઇ પેસી નીકળ્યું નથી. મુંબઇ આવીને રતનબાઈ દુબાશ સાથે ખાસ્સી વીસેક મીનીટ પરચુટણ વાત કરવા પછી આખરે પાહલીએ

પોતાનાં દોસ્તનાં બચ્ચાંને મળવાની ખાહેશ જણાવી.

અને આ "બચ્ચાં"ને જોઇને પાહલી પેસીકાકાનાં ડોળા ઉંચે ચઢી ગયા. સાત વરસની એક છોકરી જોવાને બદલે જ્યારે તેની સાંમે સત્તર વરસની એક ગુલરૂખસાર પરી આવીને પોતાની લીલી દરાખ જેવી આંખ્યોમાંથી તેની તરફ પુર વીશ્વાસથી જોવા લાગી, ત્યારે પાહલીમાં એકાએક શું ચમતકાર થઈ ગયો તે તુરતવેળા તે સમજી શકયો નહિ. વેલ, તે ઘણું ચોખા ગાય ઢોર, અને ખેતરોની આંકણી કરી જાણતો હતો; પણ આંય દીના વાહડક્ષ જેવી એક ખુબસુરતીની કીંમત પીછાણવા માટે તે બીલકુલ લાઇલાજ હતો. પેહલ્લેથીજ આ છોકરીએ તેની ઉપર કાંઇ અજબ ખેંચાણ કરયું. કોઇ અણદીઠ લાગણીથી તેની રગેરગમાં લોહી જોરથી વેહવા માડયું, પણ બીજીજ પળે સુનઇની યાદ થતાં, તેનાં અંતઃકરણમાં ચીંતાનો ચમટો તુટતો. આહ, આંય સુનઇ કે જેણીને જવાન ખુબસુરત છોડીઓનાં નામની તાહડક હતી, તે આ પંખેરૂંને પોતાને ત્યાં જોઇને કદીબી મુંગી ગગડશે નહી. તેઓ વચ્ચે જબરૂં ધરણ લાગશે! ચોટલા પીખાશે!! તોટા પીસાસે!!!

આવાજ વીચારો પાહલીનાં મગજમાં રાતે તે બીછાણા ઉપર પડયો હતો, ત્યારે બમ્યા કીધા. મીનીટો પાછળ કલાકો વહી ગયા, તોપણ પાહલી દીના વીશે વીચાર કરતાં જરાબી થાકયો નહિ. આહ, બગીચામાં તેની સાથે ફરનારો તેજ ગોળ ઘાટમદાર ચેહરો, તેજ સુંદર વીખેરાયલા બાલ, તેજ રૂપેરી ઘંટી જેવો અવાજ, પાહલી પોતાની સાંમે દેવાલ ઉપર જોતો અને સાંભળતો કલાકો સુધી સ્થિર પડી રહયો. અત્યાર સુધી તેણે કોઇપણ છોકરી વીશે એક મીનીટ પણ વિચાર કીધો હતો નહિ. છટ, તેઓ કોઇપણ વિચારને લાયકની હતીજ નહિ. પણ હમણા તે સઘળા

વિચારો ફેરવાઇ ગયા. તે આ છોકરીને પોતાને હસ્તક લેવા આવ્યો હતો, ત્યારે તેજ છોકરીએ તેનું અંતકરણ પોતાને હસ્તક લઈ લીધું હતું. પ્રીય વાંચનાર, આંય પીસતાલીસ વરસનો પાહલી પેસીકાકો એક સતર વરસની સુંદરી ઉપર માથાંથી તે પગ સુધી મોહી પડીને મોહબતી આગમાં કુરબાન થઇ ચુક્યો હતો.

બીજે દીવસે સહવારે પાહલી સકકારેથી પોતાનાં અકળાતાં મગજને શાંત પાડવા બગીચા તરફ ફરયો. દીના પણ રાએતા પ્રમાણે સમર હાઉસમાં બેસીને મીઠડા હલકે કાંઈ લલકારતી હતી, અને તે અવાજ સંભાળીને પાહલીનાં પગલાં તે તરફ ફરયાં એમાં કાંઇ નવાઇ હતી ?

" તમે ઘણા વેહલ્લા જાગ્યાછ, મી. પેસીકાકા " તેને જોઇને દીના બોલી.

" અને તમારા દાખલામાં પણ એમજ બન્યુંછ " પાહલીએ જવાબ આપ્યો. " શું તમુને રાતે બરાબર ઉંઘ નહિ આવી?"

દીના ખડખડ હસી પડી.

" કુદરત સાથે ઉંઘવું ને કુદરત સાથે જાગવું, એવું મારૂં માંગવું તે પરવર આમીન કરેછ. મરેરે વરી માહરેથી આંય કાંઈ કવિતા જેવું બોલાઇ ગયું. કેમ મી. પેસીકાકા તમુને એવું બોલવાનું ગમેછ કે?"

" હું કહી નહિ શકતો. મારેથી એવું કદીપણ બોલાતું નથી."

" મને બરી એવી જરા આદત છે. મારા પપા કેહતા હતા કે એક કવિ પોતાનાં જન્મથીજ તેવી બુધ્ધી લેતો આવે છે. પણ તમે મને એક કવિ વીચારોછ, મી૦ પેસીકાકા?"

" હું કહી નહિ શકતો."

" વેલ, એ વીશે મારા પપાએ કહેલી ડૉ. વૉતસની એક વાત મને યાદ આવેછ"

"તે શું છે?" પાહલીએ પુછ્યું.

"એ બીચારાને બધું કવિતામાંજ બોલવાની ટેવ પડી હતી. તેનાં બાપે તેને ઘણીવાર ધમકાવ્યો, પતાવ્યો, સમજાવ્યો, તોપણ તેનાં દીકરાની આવી આદત ગઇ નહિ. એક દીવસે તેનાં બાપે એવી ધમકી આપી કે જો ફરીથી તે કવિતામાં બોલશે, તો તેને સખતમાં સખત સજા કરવામાં આવશે. પણ તે છોકરાએ પાછી તેવીજ ભુલ કીધી, અને જ્યારે તેનો બાપ તેને ફટકાવવા જતો હતો, ત્યારે પણ તે બોલી ઉઠ્યો કેઃ—

"Father forgive me but this time,
And I never more will speak in rhyme"

ઓ પાહલીના બાપના બાપ! આંય છોકરી તો એક ગોરી મદમરીની માફક બધું પરપર અંગ્રેજી બોલી ગઇ!

"એટલે—એટલે તે શું બોલ્યો?" પાહલીએ અજાયબીથી પુછ્યું.

"એટલે એમ કે છેલ્લી વેળા પણ તેણે "ટાઇમ" અને "રાઇમ" એ બને એકસરખા બોલ વાપડયા" દીનાએ હસીને કહયું.

"પછી તેનાં બાપે શું કીધું?"

"કાંઇબી નહિ. તેણે જોયું કે તેનો દીકરો આગળ ચાલતાં એક કવિ નીકળશે અને તેથી તે પોતાના દીકરાની વચમાં પાછો પુરાયો નહી. જો તમુને કોઇ ચોકકસ ચીજ તરફ કુદરતી વલણ હોય તો યાદ રાખજો કે તમે તેજ ચીજ તરફ નકકી જવાના. કેમ ખરૂં કેની?"

એક વાર ફરીથી "હું કહી નહિ શકતો" એવો જવાબ પાહલીને આપવાની ફરજ પડી.

"હુ કહી નહિ શકતો!" દીના ખીજવાઇને બોલી "બસ હું તમુને જેબી પુછુછ તેનો તમે એકનો એકજ જવાબ આપોછો. હું અજબ થાઉંછ કે ખરેખર તમે ત્યારે શું કહી શકોછો."

પાહલીએ ઘણોબી વીચાર કીધો કે "હું તુંને ચાહુંછ, હું એટલુંજ કહી શકુંછ" એવો તે કાંઇ જવાબ આપે. પણ નહિ. એવું બોલવા તેની જબાં તાળવાં સાથે ચોંટી ગઈ હતી, અને તેને બદલે તેને જવાબ આપ્યો,

"તમારા ઘણાખરા વીચારો મારે માટે તદન નવાજ છે, દીનબાઈ. હું કબુલ કરૂંછ કે કવિતામાં બોલવાનો વીચાર મને કદીબી સુજયો હતો નહિ, કારણ હું તો ફકત એક ખેડુત છેઉં, અને તેથી કેળવાયલી દુન્યાથી તદન અંજાણ છેઉં."

"પણ ખાસ કરીને ખેડુતો તો દુન્યાનાં સઘળા આદમીઓ કરતાં, કુદરતથી વધુ કેળવાયલા છે."

"કેવી રીતે?"

"કારણ ખુદાની અજાયબ જેવી કરામતો પીછાણવા માટે બીજા બધાં કરતાં ખેડુતોને સૌથી સરસ તક મળે છે."

## પ્રકરણ ૪ થું.

### મુશકીલ મુંજવણ.

પાહલી ચુપ ઉભો, કારણ રૂતુઓનું બદલાવું, અનાજનું પાકવું, બીયાંઓનું ફળદુપપણું એ સઘળું ખુદાની કરામતનો એક ભાગ હતો, એ વીચાર તેનાં મગજમાં કદીપણ ઉતપન થયો હતો નહિ. અલબત તે અને તેની બ્હેન ધર્મીસકરમી હતાં, પણ તેઓનાં ધર્મી વીચારો અને કામો દીવશમાં ફકત દસ વખત ફસ્તી કરવામાંજ સમાઇ ગયા હતા ખુદાની હસ્તી, તેનાં આશીર-

વાદ, તમામ ખલકત ઉપર તેનો મહદનો લંબાયલો હાથ એ સઘળું આ બાઇ બ્હેન જાણતાં હતાં નહિ; અને તેથી પાહલી દાહપણ વાપડીને એ વીશે કાંઇ વધુ બોલ્યો નહિ.

"તમે આટલાં વેહલ્લાં કાંય જાગ્યાછ એ હજુણ સુધી મને કહયું નથી" તે વાત ફેરવી નાંખતાં બોલ્યો.

એકવાર ફરીથી દીના ખડખડ હસી પડી.

"સહવારનાં પક્ષીઓનાં અવાજ પછી હું કદીબી સુઇ રહેતી નથી. ખરી ફજ્જર એ સારા દીવસનો એક સોથી સરસ વખત છે. પાહડાં, પક્ષી અને ફુલોમાં એજ વખતે અમુક ફેરફાર થઇ જાય છે, કે જે મોડે સુધી ઉંઘતી આલમ જોવાને તેમજ સમજવાને કમનશીબ રહેછ. એજ વખતે પક્ષીઓ કાંઇ પણ હરકત વગર સુંદર હલકે પોતાનું ગાયણ લલકારે છે. વળી એજ વેળા ફુલો પોતાનાં પેટામાં છુપાવેલા આખી રાતનાં સુગંધનો પેહલ્લો પમરાટ ચોતરફ પુર બ્હારમાં ફેલાવે છે, અને જ્યારે ખરી બામદાદમાં મીલોનાં ધુમાડા અને ધુળનાં ધસારા વગર હવા તદન ચોખ્ખી હોય છે, ત્યારે તે હવા આપણા દમમાં જવાથી આપણું દીલ અને મગજ કેટલું શાંત અને ખુશનુદ બને છે?"

એ સુનઇ–મધુરી સુનઇ! આંય આવો લવારો બકારો કરતી છોકરીને તું કેમ શાંખી શકશે? દીનાએ આગળ ચલાવ્યું.

"અને તેથીજ હું સકકારી ઉઠું છું, મી૦ પેસીકાકા. વેહલ્લી ઉઠીને મારાં પક્ષીઓને માટે હું થોડાંક ફળ એકઠાં કરૂં છું, અને નાસ્તાની ટેબલ માટે થોડાક ગુલાબ અને મોધરા ભેગા કરૂં છું."

પાહલીનો ચેહરો ખુલી ગયો. વેહલ્લું ઉઠીને પોતાનાં કામ ધંધે લાગી જવું એતો સુનઇને જાણે ખુદા તરફથી મળેલું ફરમાન હતું! આહ, આ વીચારથી તે એટલો તો ખુશ થઇ ગયો, કે આખરે–અરે આખરે તો આંય દીના અને સુનઇ વચ્ચે કાંઇ

મળતાવડાપણાની માહભારત શોભ્ર કરવા પછી તેનો હરખ તેનામાં માયો સમાયો નહિ.

"ચાલની દીના, નાસ્તાનો વખત થયો ને" અંદરથી સાદ આવ્યો.

"હા, હા, રતન મમાં, ચાલો આવી" દીનાએ કહ્યું.

તેઓ બંને નાસ્તો લેવા બંગલામાં ફરયાં. પાહલી પોતાની જીંદગીનાં છેડા સુધી તે દીવશનાં નાસ્તાની યાદ ભુલી ગયો નહિ. તેઓ જમી રહવા પછી કોઇ મી૦ જાંહગીર વકીલ નામનો જવાન ત્યાં આવી લાગ્યો.

"મને ખબર પડીછ, દીનબાઈ, કે તમે હવે મુંબઇને છેલ્લી સલામ કરનાર છેઓ" તે દીનાને શેકહેંડ કરતાં બોલ્યો.

"હા, જાંહગીર, દીના હવે પોતાનાં આ વાલી સાથે થોડા દીવસમાં સુરત એવણને ઘરે સીધારનાર છે" દીનાં તરફથી રતનબાઇએ જવાબ આપ્યો, "આવો હું તમારી ઓળખાણ કરાઉં. જાંહગીર—આંય મી૦ પાલનજી પેસીકાકા, મી૦ પેસીકાકા—આંય મારાં પડોશીનો છોકરો જાંહગીર વકીલ."

તેઓ બંને એકબીજાને ટીકતા ઉભા. બન્નેનાં મગજમાંથી તદન જુદાજ વીચારો તે વેળા વીજળીક ઝડપે પસાર થઇ જતા હતા, અને આ તકનો લાભ લઇને દીના તે ઓરડો છોડી ગઇ.

તેણીનાં ગયા પછી આ ત્રણે જણાં વાતે બેઠાં.

"મારા દોસ્ત ફીરોઝ વાહડયાનાં કાગળે મને જબરી ડાપ ખવાડીછ, રતનબાઇ" પાહલીએ શરૂઆત કીધી "કારણ તે ઉપરથી હું દીનબાઇને એક બચ્ચું વીચારતો હતો."

"હા, ઉંમર સીવાય તેણી દરેક બાબદમાં એક બચ્ચુંજ છે" રતનબાઇએ કહ્યું "નીર્દોષ દીના, બીચારી એટલી તો રાંક અને ગરીબ છે કે તમે તેણીને ફકત એક દોરીથી તમારી મરજી

મુજબ હંકારી શકશો. તોપણ રાંન કોઈ કોઇ બાબદમાં એવી ચાલાક છે, કે આપરાબી કાન કાપી નાખે."

"પણ આખરે તો તેણી એક બચ્ચુંજ છે" પાહલી વીચાવંત ઢબે બોલ્યો.

"એ તમારા લાભમાંજ છે, મી. પેસીકાકા" જાંહગીર બોલ્યો "આવી ખુબસુરત કેળવાયલી છોકરી તમારા ઘરમાં એક શોભા ગણાશે. પણ તમે પરણેલા છેઓ કે મી. પેસીકાકા."

"નહિ, મને એવો વીચાર કરવાને વખત નથી મળ્યો. મારી બ્હેન મારૂં ઘરબાર ચલાવેછ."

"એ તો સન્તાણાનું સુન્નું." જાંહગીર હસીને બોલ્યો "તમારી સાથે તમારાં બ્હેન છે એ હમારી સઘળી મુશકેલીનો છેડો લાવી નાંખેછ."

પાહલી ચોંકયો. અરે, તેઓને કયાં ખબર હતી કે આંય સુનઇથી તો તેની સઘળી મુશકેલીની શરૂઆત હતી!

"અને હું ધારૂંછ, મી૦ પેસીકાકા, કે મીસ દીના ઝાઝો વખત તમારે માથે પડશે નહિ." જાંહગીરે આગળ ચલાવ્યું "તેણીના જેવી એક ખુબસુરત છોકરીને જલદી પરણી જવાનો સંભવ છે."

પાહલીનાં અંતકરણમાં એકાએક કાંટો ભોકાયો. શું આંય પરી કોઇ બીજાનું ઘર શોભાવે? કોઈ બીજા તરફ હશે? નહિ—નહિ. જાંહગીર તરફ જોઇને તેણે સેહજ હસવાની કોશેશ કીધી, પણ તેનાં હોથોએ જરાપણ હાલવાની સાફ ના પાડી. તેનાં ચેહરા ઉપર એવી જાતની લાગણી પ્રગટી નીકળી, કે રતનબાઈ અને જાંહગીર તેની તરફ અજાયબીથી જોવા લાગ્યાં. આખરે પાહલી સાવધ થયો અને કાંઇ એવું બબડી ગયો, કે તેઓ તેનો એક પણ બોલ સમજી શકયાં નહિ.

" હું જાણુંછ" પાહલી બડબડયો " આંય લઈગો મારી દીનાને પણવા માંગેછ."

અને પાહલી બીજીજ પળે અદેખાઈ અને ધીક્કારથી જાંહગીર તરફ જોવા લાગ્યો.

" દીનાનાં ગયા પછી મારૂં ઘેરબી મને જાણે કડવા આવશે" રતનબાઈ દલગીર અવાજે બોલ્યાં.

" અને મનેબી થોડા દિવસ સોહવાસે નહિ." જાંહગીરે ટેકો આપ્યો " તોપણ હું તમુને જોઈ એટલા માટે ખુશી છેઉં મી. પેસીકાકા, કે મીસ દીનબાઇને એવણનાં પીતા એક એવા ધણીની સંભાળમાં મુકી ગયા છે કે જેવણ તેણીને કદીબી દુઃખી કરશે નહિ. મી૦ પેસીકાકા તમુને એક પવિત્ર ફરજ બજાવવાની છે, એક માંબાપ વગરનાં બચ્ચાંની સંભાળ લેવા યાદ રાખજો કે તમે ખુદાને બાર જોખમદાર છેઓ."

" હું તેણીની સંભાળ રાખશ." પાહલીએ ખાત્રી આપી.

" મને એ છોકરીની બહુજ દયા લાગેછ" જાંહગીરે ચલાવ્યું "કારણ મેં આટલી ખુબસુરત, કેળવાયલી, પણ આટલી કમનસીબ છોકરીને આગળ કદીબી જોઈ નથી. જો કદી સુરત તરફ મારૂં આવવું થશે મી૦ પેસીકાકા, તો હું ધારૂંછ કે તમે મને તેણીને મલવાની રજા આપશો."

પણ જાંહગીરે ધારવા જેટલી ઉતાવળ અને આતુરતાથી પાહલીએ જવાબ આપ્યો નહિ. એકવાર ફરીથી તેનાં અંતકરણમાં આ જવાન માટે ક્રોધ અને અદેખાઇનો આતશ સળગ્યો.

એકાએક દીના તે ઓરડામાં પાછી આવી.

" હજુણુ તમે છેઓ કે, જાંહગીર. હું તો સમજી કે તમે ગયા હશો."

" નહિ, હું તમુને એક છેલ્લી સલામ કરવાની રાહ જોતો

હતો" જાંહગીર તેણીને શેકહેંડ કરતાં બોલ્યો "દીનબાઈ ખુદા ખબર હવે આપણે પાછાં કયારે મળશું."

"ખચીત્ત આપણે છેલ્લી વેળા નથી મલતાં જાંહગીર. સુરતમાં તમે મને મલવા આવશો કેની? હું તમુને રોજ યાદ કરશ."

પાહલીને એક જબરદસ્ત. આંચકો લાગ્યો, પણ તે કાંઈ વધુ વીચાર કરે તે અગાઉ જાંહગીર તેને શેકહેંડ કરવા આવ્યો, અને ત્યાર પછી ભારી જીગરે તે ત્યાંથી વીદાય થયો.

પાહલી પણ તેની પુઠે જવા તૈયાર થયો.

"હું જરા મારાં કામે જઇ આઉંછ દીનબાઈ" તેણે દીનાને કહયું "અને ત્યાંથી આવવા પછી હું શું નકકી નીવેડા ઉપર આવ્યોછ, તે હું તમુને આવતી કાલે જણાવશ."

દીનાએ તેની તરફ એવા તો એખલાસ અને વીશ્વાસથી જોયું કે પાહલીને આંય ભોલી છોકરી માટે ઘણુંજ લાગી આવ્યું.

"તમે જેબી કરશો તે મારાં ભલાંનેજ ખાતર" તેણી બોલી "કારણ તમે મારા પપાના દોસ્ત છેઓ, અને તમારા હુકમ પ્રમાણે ચાલવા હું તૈયાર છેઉં."

પાહલી ગયો. ઓહ, ફકત એક કલાક તે એકલો પડવા માંગતો હતો, પોતાનાં અંતકરણની તપાસ લેવા ચાહતો હતો, તેનામાં મચી રહેલા આ નવા જુસ્સાનો ભેદ શોધી કહાડવા માંગતો હતો—આંય જુસ્સો કે જે ઘડીકમાં તાવથી તેનું બદન ખખળાવી નાંખીને તેનાં ચેહરા અને આંખમાં એક જાતનો આતશ સળગાવી મેલતો હતો, અથવા તો થંડીનું એક લખલખું ઉતપન કરતો હતો, કે જે મોહત જેવો તેને થંડોગાર બનાવી દેતો હતો. અરે, આ ગરમી અને થંડીનો શો અર્થ હતો? એ વીશે તેને એકલો બેસીને વીચાર કરવો જોઇયે.

પાહલી ઝાડનાં એક છાયાં હેઠળ આવીને ગોઠવાયો. થોડાજ વખતમાં તે સમજી ગયો કે દીનાને પોતાને ઘર લઇ જવા સીવાય તેને માટે બીજો ઇલાજ હતો નહિ. જ્યારે પેહલ્લી વેળા તેણે તેણીને આટલી જવાન અને ખુબસુરત દીઠી હતી, ત્યારે એ વીચાર તેને પડતો મેલવો પડયો હતો, કારણ તેને પોતાનાં માર્ગમાં ઘણી મુશકેલી દીઠી હતી. સુનઇ જરૂર ગુસ્સો કરશે; વળી સતર વરસની એક કુમારીકાને તેનાં ઘરમાં જોઇને લોકોમાં કાંઇકિ ચકચાર ઉતપન થશે; પણ હમણા તે સઘળી ધાસ્તી દુર થઇ હતી. તે દીનાને પોતાને ત્યાં લઇ જવા ઘણોજ આતુર બન્યો, તેના મરહુમ દોસ્તની આ બેટી હવે તેની એકલાની મતા હતી, અને ઇનશાલ્લા હવે તો જેબી થાય તે–દીના જાંહગીરનાં કહેવા મુજબ તેનું ઘર શોભાવશે. અરે, આંય ચંડાળ જાંહગીર કે જે તેણીને પરણવા માંગતો હતો, તેણીને સુરત સુધી મલવા આવનાર હતો, અને વળી દીનાએ પણ તેને રોજ યાદ કરવા જણાવ્યું હતું. નહિ નહિ. તે એવું કદીબી બનવા દેશે નહિ. ભલે સુનઇનો ગુસ્સો એક જવાળા મુખીની માફક ચો તરફ ફેલાઇ જાય, ભલે તેણી આ નાઝનીનનો બાલેબાલ પીખી નાંખે, ભલે તેનાં ઘરમાં મારામારી અને કજીયાનું બંદ જાગે, ભલે તેની જીંદગીનું પણ સત્યાનાશ વળે, તોબી તે દીના વાહડયાને હયાં માદુંગામાં મુકી જશે નહિ, તેણીને કોઇ બીજાની થવા દેશે નહિ. તેણે દીનાને જોવા પછી સુનઇ ઉપર એક કાગળ લખ્યું હતું, જેમાં તેણે સુરતથી મુંબઇ સુધીની પોતાની મુસાફરીનો એક લંબાણ હેવાલ આપતાં, દીનાં વીશે ઘણોજ ટુંક એશારો કરયો હતો, તોપણ તેણે એટલું તો જણાવ્યું હતું કે તેણી એક સાત વરસની બાળકી નહિ. પણ સતર વરશની એક કુમારીકા હતી; જેનાં જવાબમાં સુનઇએ તુરતજ લખ્યું, કે તેનો દોસ્ત તેઓ સાથે મરતી વેળા પણ દગો રમ્યો હતો, અને તેણી

આંય વાંદર છોકરીને પોતાનાં ઘરમાં કદીબી ઘાલસે નહિ આય કાગળની યાદ થતાં પાહલીનો ચેહરો નખાઈ ગયો, પણ બીજીજ પળે તે પાછો ટટાર બેઠો. આખરે તો તે એક મરદ બચ્ચો હતો, પોતાની મરજીનો સ્વતંત્ર રાજા હતો, પોતાનાં ઘરબારનો એકલો માલેક હતો, ત્યારે પછી તેને પોતાની આટલી સરખી જુવાક બ્હેનથી શી રીતે બીહવાનું હતું? તોપણ પ્રીય વાંચનાર, આંય પાહલી પેસીકાકો હમણા લડાઈનાં મેદાનમાં નાગી તલવાર અને બંદુક સાથે લડતી લશકરની એક પલટણ કરતાં, પોતાની કલાંટ બ્હેન સુનઇથી વધારે બીહતો હતો!

ત્યાર પછી જેમ વાદળાંઓથી ઘેરાયલો પ્રકાશીત રવી રાજ, તે વાદળાં વીખેરાઈ જતાં, ધીમે ધીમે કુલ આલમ સનમુખ પોતાનો દેખાવ દેય છે. તેમ ધીમેથી પાહલીનાં મગજમાં પણ તેની મુશકીલ મુજવનનો પરડો ઉંચકાયો. તેને એક વીચાર સુજયો. આંય સતર વરશની કુમારીકાને તે પોતાની ધણીયાણી બનાવશે, અને ત્યાર પછી સુનઇને તેણીની સાથે રહેવાની ફરજ પડશે, પોતાની ભોંજાઇ દાખલ તેણી સાથે માયાથી વર્તવાની જરૂર પડશે!

## પ્રકરણ ૫ મુ.

### લગનની માંગણી.

એક વિચાર કરીને ગમે એવા સંજોગ વચ્ચે તેને છેવટ સુધી વળગી રેહવું, એવા દ્રઢ મનનાં આદમીઓ આપણને દુન્યામાં થોડા જડે છે, અને તે ગણુત્રીનાં આદમીઓમાં પાહલી

એક હતો. એક વેળા તેણે અમુક ઠરાવ કરયા પછી તેનાં નીશ્ચય ઉપરથી તેને પાછો હઠાવવો એ હીમાલયનાં પરવતને તેની જગ્યાએથી હઠાડવા બરાબર હતું. તે કદીબી પોતાનાં અબીપ્રાયથી બાઝ આવતો નહીં, કદીબી કોઇનું બોલેલું સાંભળતો હતો નહી, અને ગમે એવા ભોગે તે છેવટ સુધી પોતાનાં વીચારને તરીપાર ઉતારતો હતો. તેથી હમણા ખડો થતાં તે પોતાનાં મનસે બડબડયો,

" આંય દીનાને હું મારી ધણીઆણી બનાવશ."

પણ તેણે પોતાની ગણત્રીમાં સેહજ થાપ ખાધી. દીના તેને કબુલ કરશે કે નહી એ વિચાર તેને સુજયો હતો નહિ. તે તો એવુંજ ધારતો હતો કે આ માબાપ વગરની નીરાધાર છોકરી તેનાં જેવા એક ગ્રહસ્થને પરણીને એવી ઉંચી પાયરીએ ચઢી જશે કે જેથી તેણી બેંકમાં પોતાનાં મોટાં બૅલન્સની ભાગીદાર બનશે, સુરતમાં એક મોટાં ઘર અને ખેતરની શેઠાણી બનશે, અને વળી તેનાં જેવા એક ભલા હેતવંતા ભરથારની ધણીયાણી ગણાશે.

પાહલી આખરે ખડો થયો, અને ઝડપી કદમે બંગાલા તરફ ચાલવા લાગ્યો. તુરત તે પોતાનાં ઓરડામાં ભરાયો, અને સુનઇ ઉપર એક કાગળ લખવા માંડયું, કે જેમાં તેણે જણાવ્યું કે તે પરમ દીવસે દીના વીશે કાંઇ નકકી ગોઠવણ કરીને સુરત પાછો ફરશે—પણ તે વેળા તે દીનાને સુરત પોતાની ધણીયાણી દાખલ લાવનાર હતો એવું જણાયુ નહિ—અને સુનઇ તે કાગળ વાંચીને મનમાંજ મલકાઇ ગઇ, કે તેણીનાં કાગળે તેનાં ભાઈ ઉપર જબરી અસર કીધી હતી.

બીજે દીવસે સહવારે તેઓ સઘળાં નાસ્તા ઉપર બેઠાં, અને પાહલી દીનાને જોવામાં એટલો તો મશગુલ બની ગયો કે રતનબાઈ તેને જોઇને સેહજ હસ્યાં.

"જ્યાં છે ત્યાં એવણ દીના સાથે પ્યારમાં પડયાછ" તેવણે વીચારયું "ઠીક, દીના માટે એ કરતાં વધુ સારૂં શું હોય? એવણ પાંચ પૈસે સુખી છે, અને દીનાને પણ સુખમાંજ રાખી શકશે, તોપણ——" એક નીસાસા સાથે તેવણે વીચારયું "તોપણ દીના માટે આવો ભરથાર કાંઇ તદન બંધબેસ્તો તો નહીજ કેહવાય."

"દીનબાઇ" તેઓ નાસ્તો લઇ રહયા પછી પાહલીએ કહયું "હું આવતી કાલે સુરત પાછો જનાર છેઉં, તેથી હમણા હું મારી છેવટની ગોઠવણથી તમુને વાકેફ કરવા ધારૂંછ. જરા બગીચામાં આવશો?"

"હું તઇયાર છેઉં, મી૦ પેસીકાકા" દીના હસીને બોલી "જો સુર્યનાં કીરણો ઘણા ખુશનુમાં નહિ હશે, અને પક્ષીઓ ઘણાજ મધુર અવાજે ગાતાં નહિ હશે, તો હું આખ્ખો દહાડો તમારી ગોઠવણ ખુશીથી સાંભળ્યા કરશ. પણ મારૂં ધ્યાન આ બધી લાલચોની ગેરહાજરી ઉપર આધાર રાખશે."

લાલચ! અરે દુન્યાઇ લાલચોને કદી પણ વશ નહી થવું એ તો સુનઇનો મુદ્રા લેખ હતો; અને તોપણ આ છોકરીનાં મુખમાંથી તે શબ્દ ધાસ્તીની સેહજ પણ કંપારી વગર નીકળી પડયો હતો!

તેઓ બગીચાનાં એક એકાંત ખુણામાં આવીને ગોઠવાયાં.

"દીનબાઇ" પાહલીએ શરૂ કીધું "હવે હું તમુને ફક્ત "દીના"નાંજ નામથી બોલાઉં તો તમુને કાંઇ વાંધો છે? દીનાં, હું તુને મારે હસ્તક કેટલી ખુશીથી લઉં છું, તે શું મને કેહવાની જરૂર છે?"

"એ સાંભળી હું ઘણી ખુશી છેઉં, મી૦ પેસીકાકા"

દીનાએ કહ્યું "હું તો ધારતી હતી કે મારા જેવી એક ચેરી છોકરીને તમે તમારે ઘર કદીબી લઈ જશો નહિ."

"તારી ભુલ છે, દીના. હું તારા પપાનો છેલ્લો હુકમ કેટલી ખુશીથી બજા લાઉં છું, તે હું ઇચ્છુંછ કે તારા પપા હમણા જાણી શકે."

"અલબત તેવણ જાણેછ" દીના તુરતજ બોલી "ત્યારે તમે શું એમ ધારોછ મી૦ પેસીકાકા, કે હમણા મારા પપા આય દુન્યામાં નહિ, પણ પેલી દુન્યામાં છે, તેથી તેવણ મારે વીશે કાંઇ જાણતા નથી. તેવણ પોતાની વ્હાલી દીકરીને યાદ કરતા નથી? શું તમે ખરેખર એમ ધારોછ?"

વળી પાછુ "હું કહી નહિ શકતો" એવો જવાબ પાહલીને આપવો પડયો.

દીના એક પળ ચુપ બેઠી.

"મી૦ પેસીકાકા જ્યારે તમે મને બરાબર પીછાણશો, ત્યારે મારી ખાત્રી છે કે તમે મને વારંવાર આવો એકનોએક જવાબ આપ્યા કરશો નહિ." દીના સહેજ દમમાં બોલી.

પાહલી ગભરાયો. લગનની માંગણી માટે આ શરૂઆતનાં સુકન કાંઇ સારાં દીસ્તાં હતાં નહિ.

"તું તારા પપાને ઘણી ચાહેછ, દીના?" પાહલીએ નવેસરથી શરૂઆત કીધી.

દીનાની આંખમાં આંસુ આવી ગયાં.

"ઓ મારા પપા, તેવણ મને મારા જાંન કરતાંબી વ્હાલા હતા, અને જ્યારે તેવણ મોહતને બીછાણે પડેલા હતા, ત્યારે તેવણે મને હંમેશાં સુખી અને સંતોષી રેહવાની તાકીદ કીધી. તેવણ બોલ્યા કે મને એક પળ પણ દુઃખી થયલી જોઇને, તેવણને

બેહશતમાં પણ રહેવા ગમશે નહિ, અને તેથીજ હું હંમેશા સુખી રેહવાની કોશેશ કરૂંછ, કે જેથી મારી સાથે તેવણ પણ બેહેશતમાં સુખી રહે."

"અને તારાં મમાં, તેવણ તુંને યાદ છે કે?"

"હા, તેવણે પણ મરતી વેળા મને પોતાની આગળ બોલાવી અને મને નેક અને પવિત્ર જીંદગી ગુજારવાની અરજ કીધી. આહ, રાતની વખતે જ્યારે રોશન માહબોખતાર પોતાનાં રૂપેરી બ્હારમાં ખીલી નીકળે છે, અને અસંખ્ય તારાઓ પોતાની ઝાંખી રોશનીથી તે માહતાબને મદદ કરે છે, ત્યારે હું તે દરેક તારામાં મારાં માતપીતાનો ચેહરો જોઉં છું, અને તેઓને બેહેશતનાં ગેલાબથી મધેલા ઝભ્ભામાં જોઇને એટલાજ શુક્રાનાં કરૂં છું, કે મારાં માત પીતાની મારે માટે રખેવાલી હજુણ સુધીની મારે માથે કાયમ છે"

ઓ સુનઇ, બેનશીબ. સુનઈ! આંય આવા સ્વપનાઓ જોતી છોકરી તારી ભોંજાઈ બનવાની છે, એ તારી બલાનેબી ખબર છે કે!

"હું દલગીર છેઉં, દીના, કે એક છેલ્લી વેળા હું તારા પપાને મલી શકયો નહિ, નહીંતો જે ચીજ હું હમણા તુંને પુછવા માગુંછ, તેનો જવાબ મેં તેવણની પાસેથીજ મેળવ્યો હતે. દીનાં હું તુંને એક ઘણો અગત્યનો સવાલ પુછવા માંગુંછ." પાહલો પોતાની સઘળી હીંમત ભેગી કરતાં બોલ્યો.

"પુછો, મી૦ પેસીકાકા."

"જો હમણા તારા પપાજી જીવતા હતે, તો હું ધારૂંછ કે તેવણ પણ આ સવાલથી ખુશી થતે, કારણ તેવણ મને ચાહતા હતા."

"હા, મારી ખાત્રી છે કે મારા પપાનો તમારી ઉપર વીશ્વાસ હતો."

"અને હમણા જો તેવણ આપણી સાંમે ઉભા હતે તો હું ધારૂંછ કે તેવણ એમ કેહતે કે 'દીના આંય મી० પેસીકાકા જેમ કહે તે પ્રમાણે કર.'"

"હું તેમ કરવા તૈયાર છેઉં" દીના ગંભીર અવાજે બોલી "ફક્ત હું તમારો હુકમ જાણવા માંગુછ."

"દીના હું તુને પણવા માંગુછ. બોલ તું મારી ધણીયાણી બનશે કે?"

પોતાની જીંદગીની સૌથી છેલ્લી ઘડી સુધી, પાહલી તે એકાએક ઉજળો સપ થઇ ગયલો ચેહરો ભુલી શકયો નહિ.

"તમે મને પરણવા માંગોછ" દીનાં ધ્રુજતા અવાજે બોલી "ઓ મી० પેસીકાકા હું તો હજુણુ એક બચ્ચું છેઉ. હું તમારી ધણીયાણી બનવાને લાયક નથી."

પાહલીએ તે નાજુક શેપદાર હાથ, પોતાનાં હાથમાં લીધો.

"મને પરણુવા તું તદન લાયક છે, દીના" તે બોલ્યો "અને હમણાં બેહેશતમાં જો તારા પપાની કાંઇબી ઇચ્છા હોય તો તે તુંને મારી સાથે પરણેલી જોવાનીજ હશે."

"પણ તમે તો મને હજુણ બરાબર ઓળખતાબી નથી" દીના અજાયબીથી બોલી "આપણુને ઓળખાણ થવાને તો હજુણ બે દીવશ થયાછ."

"બે દીવશ કે બાર વરશ મારે મનસે સઘળું એકજ છે. દીના, હું તુંને ચાહુંછ, જ્યારે હું બેઠો હતો તે ઓરડામાં તું પેહલ્લી વેળા આવી લાગી, ત્યારે, તેજ ઘડીએ મારૂં અંતકરણ એક કુદકા સાથે તારી તરફ ધસી આવ્યું, અને ત્યાર પછી તે આંય મારી છાતીમાં પાછું ફરયુંજ નથી, દીના."

ઓ અદ્ભુત માણુસાઇ પ્યાર, તારો રંગ કાંઈ અૈારજ છે. આંય પાહલી કે જે ફકત ચાર દીવશ અગાઉ કુલ અબલા જાતીનો એક પકકો શત્રુ હતો, કે જેણે એક સારો વાકય પણ બોલતાં ભારી કોશેશ કરવી પડતી હતી, તેજ પાહલી હમણાં દીના આગળ મોહબતની ઉંડી ફીલસુફી ( કે બેવકુફી ? ) કેટલી હીંમત અને આશાનીથી કહી સંભળાવતો હતો ?

" કેવું અજાયબ જેવું " દીનાં બોલી " સારૂં થયું કે તમો મને ચાહોછ, મી૦ પે-ીકાકા, નહીતો આપણા વચ્ચે કાંઇ ઘણો સારો એખલાસ રેહતે નહિ."

" પણ તુંને ચાહયા વગર તારો ચેહરો કોણ જોઇ શકે ? બોલ દીનાં તું મને પરણશે કે ? જો, તારા પપાનેબી એ વાત પસંદ પડતે."

" હું નહી ધારતી " દીનાએ જવાબ આપ્યો "તોપણ એવણ એક દીવશે બોલ્યા હતા કે હું અજબ થાઉંછ કે પાહલી પેસીકાકો પરણ્યોછ કે?"

" વાહ, એ તો મારૂં કેહવું સાબેત કરેછ. તેવણ તે વેળા તુંને મારી સાથે પરણવાનોજ વીચાર કરતા હોવા જોઇયે."

દીનાનો ચેહરો બહુજ ગંભીર અને આતુર જણાયો.

" જો દીના સાંભળ " તેણીની ચુપકીડીથી હીંમત ધરીને પાહલીએ આગળ ચલાવ્યું " હવે તારૂં, કોઇજ રહયું નથી. અને તારા જેવી એક ખુબસુરત બોળી છોકરીને દુન્યાંની તમામ બદી અને લાલચ સાંમે એકલી છોડી મેલવી એ મારે માટે ગુનાહનું કામ છે. હું તુંને ફકત દીના વાહડયા તરીકે સુરત મારે ત્યાં લઇ જવા ખુશી નથી, અને તેથી તારે ફકત બે રસ્તા ઉઘાડા છે. એકતો રતનબાઈ સાથે રહીને એક આસતરણ તરીકે તું તારૂં

ગુજરાન કરી લે, અલબત હું તેમાં તુંને થોડી ઘણી મદદ કરશ, અને બીજે—"

"એ નહિ, રતન મમાંએ તો આ જગ્યા તારીખ પેહલ્લીથી કોઈ બીજાને ભાડે આપી દીધીછ, અને માસતરણ તરીકે તો મને કાંઇ આવડતું નથી." દીના ગભરાઇને બોલી.

"ત્યારે બીજો રસ્તો મને પરણીને સુખી થવાનો છે. જો દીના તું મારા ઘરની રાણી બનશે, તારે મન ભાવતા પૈસા ખરચી શકશે."

"તમે મને મારા પપાની એક મોટી બાજ કરાવવા પૈસા આપશો?" દીનાએ વિચીત્ર સવાલ પુછયો.

"અરે હારે મારી કબુતરી, બાજ તો શું, પણ ફકત તુંને ખુશી કરવા એક કલાકમાં હું મારી સઘળી દોલત ખરચી નાંખવા તૈયાર છેઉં. દીના, એ વિશે તું પુરતો વિચાર કરજે, જોઇયે તો રતનબાઇને પણ પુછી જોજે, અને ત્યાર પછી આજે સાંજે હું મારો જવાબ લેવા તારી આગળ પાછો આવશ."

"તમે ધારોછ કે મારા પપા એ જાણી ખુશી થતે, મી૰ પેસીકાકા?" દીનાએ ભોલઇથી પુછયું.

"લાખ વખત" પાહલીએ રોકડો જવાબ આપ્યો "દુન્યામાં બીજી કોઇપણ ચીજ કરતાં તેવણ આ ગોઠવણથી વધુ ખુશી થતે."



# પ્રકરણ ૬ ઠું.

## અકળાયાં.

અંગ્રેજીમાં કેહતી છે કે "ચુપકીદી એક મુંગી પરવાનગી છે" તેમ દીનાએ તેને રોકડો "ના"નો જવાબ આપ્યો હતો નહિ, અને તેથી પાહલીની ખાત્રી થઇ, કે આખરે દરેક ચીજ તેની તરફેણમાં જતી હતી. દીનાને રતનબાઈની સલ્લાહ પુછાવવામાં તેણે વાજબી કરયું હતું, કારણ તે જાણતો હતો કે રતનબાઇ તેણીને સારીજ સલ્લાહ આપશે, અને તેથી તે આખો દીવશ દીનાથીં દુરનો દુર દમકયા કીધો; જ્યારે બીજી તરફ ઉસકેરાયલી અને ગભરાયલી દીના, રતનબાઇની શોધમાં બંગલા તરફ ફરી.

"રતન મમાં" તેણીએ કહ્યું "મી૦ પેસીકાકા મને પણવા માંગેછ, તેવણને આજે સાંજે હું શું જવાબ આપું?"

"શું એ ખરૂં છે?" રતનબાઈ બોલ્યાં "ત્યારે તો દીના તું જબરી નશીબવાલી."

"કાંય?"

"કારણ એવણ પાંચ પૈસે સુખી છે, એવણનું સુરતમાં મોટું ઘર અને ખેતર છે."

"પણ તેની સાથે મારાં લગનનો શો સંબંધ?" દીનાએ અજાયબીથી પુછયું.

"ઘણોબી, જ્યારે તું એવણને પરણુશે, ત્યારે જે સઘળું તારા ધણીનું છે, તે સઘળું તારૂંજ કેહેવાશે."

"ખરેખર? ત્યારે તો મને એવણની દોલત નથી જોઇતી. હું એટલા બધા પૈસાને શું કરૂં? એવણ કહેછ કે હું જો સાત

વરશની એક છોકરી હતે, તો એવણ મોટી ખુશી સાથે મને પોતાને ત્યાં લઈ જતે."

" ગરીબ બીચારાં " રતનબાઈ બોલ્યાં " બીજું એવણે શું કહયું ?"

" એવણ મને ચાહેછ, અને હું અજબ થાઉંછ કે મારા પપાનાં ગુજરવા પછી તમારા સીવાય કોઈ બીજાની પણ મારી તરફ એવી લાગણી છે. એવણ બોલ્યા કે મને જોઈતી દરેક ચીજ એવણ અપાવી શકશે, અને એ, રતન મમાં, મારા પપાની એક મોટી બાજ પણ કરવાવા તૈયાર થયાછ. "

" બીજું એવણ શું બોલ્યા?" રતનબાઇએ પુછ્યું.

"તેવણે મને તમારી સલ્લાહ લેવા મોકલી."

"ઠીક દીના, મારી તો સલ્લાહ છે કે તું એવણને પરણીને સુખી થશે."

" પણ મેં એક દાખલો જોયો છે કે જેમાં એક માટીઐયર પરણીને એટલાં અસુખી બન્યાં કે તેઓ દરપળે મોહત માગતાં હતાં."

"પણ મારી ખાત્રી છે કે તારાં લગન કાંઈ અસુખી નીવડશે નહિ, અને તું પાહલીને મરી ગયલો જોવા ઇચ્છશે નહિ." રતનબાઇએ સમજાવ્યું " એ તારો ઘણોજ હેતવંતો ધણી બનશે. મારી તો પેહેલ્લેથીજ ખાત્રી હતી કે એવણ તુંને ચાહેછ."

" કેવી રીતે?"

" કારણ તુંને જોઇને તેવણ વારંવાર નીસાસો નાંખતા હતા. દીના તારા જેવી એક છોકરી માટે આ સુન્નાં મોહર જેવી ટક છે."

" અને હું જો એવણને પરણું તો મને શું કરવું પડશે?"

" તુંને તેવણને ચાહવા જોઇયે, તેવણની તાબેદારી અને ખીદમત ગીરીકરવી જોઇયે, તેવણનાં દરેક બોલને માન આપવું જોઇયે, તેવણનાં ગુનાહો લઇ ચલાવવા જોઇયે, અને દુઃખ અને

મુશકેલીના વખતમાં તેવણની પડખે ઓસ્તવાર રેહવું જોઇયે."

"હું સમજી" દીના ડોકું ધુણાવતાં બોલી "મને એવણનાં ઘરની એક [illegible] માફક કામ કરવું જોઇયે."

"નહિ, એમ નહિ દીકરી. તારે તેવણનો હિસાબ કીતાબ રાખવો જોઇએ, તેવણનાં કાગળનો જવાબ લખવો જોઇએ, અને જ્યારે તેવણ થાકી ગયલા હોય, ત્યારે તેવણ આગળ કાંઇ ડાહી વાત કરીને અથવા તો સારી ચોપડી વાંચીને, તેવણનું મન રીઝાવવું જોઇયે,"

"હં! ત્યારે તો મને એવણનાં એક સેક્રેટરી અને કલારક તરીકે પણ કામ કરવું પડશે." દીના ગંભીર અવાજે બોલી.

"એમ, નહિબી તારે તેવણની મગજ શકિત ખીલવવી જોઇયે, તેવણને આડે માર્ગે જતાં બચાવી લેવા જોઇએ અને તેવણની મુશકેલી વખતે દીલાસો દેવો જોઇયે"

"હં, ત્યારે મને એક ધર્મગુરૂ જેવુંબી કાંઇ કામ કરવું જોઇયે, ઓ રતન મમાં, જ્યારે એક ધણીઆણીની આટલી બધી ફરજો છે, ત્યારે હું ધારૂંછ કે એવણને પરણવાથી મારો સંસાર તદન નીશફળ નીવડશે, કારણ મને તો એમાંનુ અર્ધુંબી કામ આવડતું નથી."

"પણ કાંઇ નહિ તો તુને એવણને ચાહવા જોઇયે, અને ત્યાર પછી સઘળું કામ તુંને આપોઆપ આવડી જશે."

"હું નહિ ધારતી કે એવણ તરફ મારો સેહજબી પ્યાર હોય." દીના વિચાર કરીને બોલી.

"આવશે લગન પછી, તમે અને એક બીજાને ચાહતાં શીખશો."

"પણ રતન મમાં, લગનનો બનાવનાર કોણ છે? શું તેઓ ખરેખર બેહશતમાં બને છે?" દીનાએ પુછયું.

"હું એમ ધારૂંછ" રતનબાઇએ જવાબ આપ્યો.

" જ્યારે ખુદાયજી એક આત્માને પેદા કરે છે, ત્યારે તેની સાથે જવા એક બીજો આત્મા પણ તેવણ તૈયાર રાખે છે."

" હું એમ ધારૂંછ."

" ત્યારે ખરેખર તો લગન બે એકસરખાં આત્માનું જોડાણ છે."

" હું એમ ધારૂંછ, દીના. મરેરે તું તો આજે એક ફીલસુફની માફક મારી સાથે વાત કરેછ."

" પણ જો બે જુદા પ્રકારનાં આત્મા સાથે મળ્યા તો ?"

" દીના–દીના આપણા આત્મા વિશે તુંને એવું બોલવું નહિ જોઇયે" રતનબાઇ ચોંકીને બોલ્યાં.

" હું કાંઇબી અણઘટતું બોલી નથી, રતન મમાં. હું એમ પુછુંછ, કે જો બે જુદા પ્રકારનાં આત્માઓ લગનનાં ગાંઠથી સાથે જોડાય, તો શું બને ?"

" મેં કોઇને એવી રીતે બોલતાં સાંભળ્યાં નથી, દીનાં" રતનબાઇ લાચારીથી બોલ્યાં "એવું બોલવું વાજબી નથી. લગનનો ગાંઠ કદીબી છોડી શકાતો નથી."

" હું જાણુંછ–હું જાણુંછ. રતનમમા" દીના એકાએક ઉસકેરાઇને બોલી " તે ખોટા પ્રકારનો આત્મા જુદો પડે છે, અને પોતાનાં જેવાજ બીજાં એકસરખાં આત્મા સાથે પાછો જોડાય છે."

રતનબાઇનો ચેહરો ફીકકો પડી ગયો.

" દીના–દીના એ આજે તું શું બકેછ. જો કે અંતકરણ અને આત્માનો અભયાસ મારા જેવી એક ડોસીને લાયક નથી, છતાં હું તુને ખાત્રીથી કહુંછ, કે એક વેળા પરણ્યા પછી મોહત સીવાય એક જોડું કસાંથી છુટું પડતું નથી."

" હશે. પણ હું ધારૂંછ કે તમે કાંઈ ભુલ કરોછ, રતનમમાં.

એક ખોટા આત્મા સાથે જોડાઇને જાવેદાન સુધી દુખી થવું એ શું વાજબી છે?"

"બસ બસ હવે હું તારૂં કાંઇબી સમજવા માંગતી નથી. તું તો રાંન તદ્દન ઘેલી થઈ ગઇછ. દીનાં હું તુંને આંય પેસીકાકા સાથે પણવા કાંઈ જોરજુલમ કરતી નથી. હું તો મારી દીકરીની માફક તુંને રૂડી સલ્લાહ આપુંછ, કારણ તારા જેવા વિચારની એક છોકરી ખચીત કોઇનાં આંકોશમાં રહેલી વધારે ભલી."

"ત્યારે આજે સાંજે હું મી૦ પેસીકાકાને "હા" કહું રતન મમાં?"

"હું એમ ધારૂંછ, પણ યાદ રાખજે કે મેં તારી ઉપર કાંઈ જબરી કીધી નથી."

આખરે સાંજ પડી. અને દીના જ્યારે બગીચામાં ફુલો વચ્ચે એકલી બેઠી હતી, ત્યારે તેણીની પાછળ પાહલીનાં પગલાં સંભળાયાં. દીના તેને જોઇને જરાબી ચોંકી યાતો બીધી નહિ. તેણીને મનસે આ લગન એક ફરજ્યાત મુશકેલીનો નીવેડો લાવનાર હતાં, કારણ તેણીનો વાલી તેણીને એક સત્તર વરસની કુમારીકા તરીકે પોતાને ઘર લઈ જવા તૈયાર હતો નહિ.

"દીના, વ્હાલી દીના, બોલ તારો શું જવાબ છે?" પાહલી તેણી આગળ આવીને હાથ ઝાલતાં બોલ્યો "બોલ દીના હું આંય નાનાં હાથને મારો પોતાનો કહી શકું કે?"

"તમુને પરણવાથી મને ફાયદો થશે એવું રતનમમાં ધારેછ." દીના ધીમેથી બોલી.

"પણ તું-મારી મધુરી-તું શું ધારેછ?"

"હું ખુશી છેઉં."

આવી રીતે કાંઇપણ જાણવા જોગ બનાવ વગર, તેઓ બંને અદરાયાં હતાં. હા સબર, જાણવાજોગ બનાવ બન્યો હતો

ખરો. પાહલીએ દીનાનો હાથ ચુમ્યો હતો, અને ત્યાર પછી જાણે એક ઝેરી સાંપનો દંખ તેણીને લાગ્યો હોય, એવી રીતે દીના પાહલીથી દુર હટી હતી.

" ઓ દીના તેં આજે મને કેવો સુખી બનાવ્યોછ " પાહલી બેહદ ખુશાલીથી બોલ્યો " આવતી કાલે હું સુરત પાછો જનાર છેઉં, અને બે અઠવાડયાં પછી ત્યાંથી આવીને આપણે બંને એક થઇશું, દીના."

" એટલું જલદી?"

" હા, કારણ વધુ ઢીલ કરવાથી મારી ઉમેદ જમીન દોસ્ત થવાનો સંભવ છે. લે આંય હજાર રૂપ્યાની નોટમાંથી તારાં લગનનાં કપડાં ખરીદજે, ડીયર."

" પણ એમાંનો અર્ધો ભાગ હું ગરીબ જરથોસ્તીઓને સખાવતમાં આપી દેઉં, તો તમે ગુસ્સે નહિ થશો, મી૦ પેસીકાકા?"

" તેને માટે હું તુંને બીજા પાનસો રૂપ્યા આપશ, ડીયર." પાહલી બોલ્યો "પણ હવે તું મને મી. પેસીકાકા તરીકે ના બોલાવ. મને પાહલીજ નામ ગમેછ."

દીનાએ તે બોલવાની કોશેશ કીધી.

" પા–પા–મી૦ પેસીકાકા, ઓ નહિ મારેથી તમારૂં નામ નહિ બોલાતું."

અને વાંચનાર, આવી રીતે જ્યારે સુરજ પશ્ચિમ મુખડા તરફ ગરક જતો હતો, અને તે બગીચાનાં ઝાડો ગોયા આંસુનો વરસાદ વરસાવી રહયાં હતાં, ત્યારે આ બાપ બેટી જેવું કજોડું અદરાઇ ચુકયું હતું!

---

# પ્રકરણ ૭ મું.

## લગનનો દીવસ.

વખત કોઇને માટે થોભતો નથી. પાહલીનાં ગયા પછીના બે અઠવાડયાં, જાણે કાચનાં એક તખતા ઉપરથી પાણીનો રેલો સરસર સડી જતો હોય, એવી રીતે જલદીથી વહી ગયાં, પણ તે અરસામાં દીનાની લાગણીમાં કાંઇપણ જાણવાજોગ ફેરફાર થયો નહિ. વેલ, નઝદીક આવતા લગનના દીવસને આજે કેઈ છોકરી બેદરકારીથી જુએ છે? તોપણ તે દીવસ દીનાને મનસે એક સાધારણ દીવસ જેવો હતો. તેણીનો વાલી આવ્યો હતો, તે તેણીનાં હાથની માંગણી કરી હતી, અને તેણીએ તે કબુલ રાખી હતી, આ સઘળા બનાવ દીવસો વેહતાં દીનાને એક સ્વપના મીસાલ લાગ્યા. જો કોઇએ તેણીને કહયું હતે કે પાહલી સાથે તેણીના લગન થનાર નથી, તો એ સમજી દીના જરાપણ નાસીપાસ થતે નહિ. તેણીનો બાપ તેણીને આ વાલીનાં હાથમાં સોંપી ગયો હતો, અને તેથી હવે આ વડીલની ઇચ્છા પ્રમાણે ચાલવાની તેણીની ફરજ હતી. પણ વાંચનાર, કુદરતનો હાથ હંમેશ છુપી રીતે કામ કરતો રહયો છે. અને આ અણગમતા લગનની સાંમે થવા, દીનાને સેહજ પણ વિચાર સુજયો નહિ.

બીજી તરફ સુરત પાછો ફરતાં, પાહલીએ સુનઇને ઘણાજ ખરાબ "મુડ"માં દીઠી.

"કેમ પેલી દુકતીનું શુ કીધું?" સુનઇનો આ પેહલ્લો સવાલ હતો.

"બે અઠવાડયાં પછી હું મારી ગોઠવણ તુંને જણાવશ,

સુનઈ" પાહલી બીહને બોલ્યો, "અને તેટલાં હું તારી પાસ માંગી લઉંછ, કે તું એ વીશે મને વધુ સવાલ પુછશે નહિ, કારણ મારી ખાત્રી છે કે એ બાબદ આપણાં વચ્ચે મોટો મતફેર પડશે."

"જો વાત લાગોછ તે" સુનઇએ બુમ પાડી "ત્યારે શું હું તુંને તારી મરજી માફક કરવા દેઉં કે? પાહલી, હું તુંને એકવાર ફરીથી કહુંછ કે હું આજે છેલ્લાં વીશ વરસ થયાં આંય ઘેરની કરતીકારવતી છેઉ. હું તારી બ્હેન છેઉં, અને તેથી તારા વીશે મને સઘળુ જાણવાનો હક છે."

પાહલીએ કાંઇપણ જવાબ આપ્યો નહિ, અને સુનઈ બબડી ખબડીને ત્યાંથી ચાલી ગઈ.

બીજા થોડાક દીવસ વહી ગયા, અને તેટલાં સુનઇને માલમ પડયું કે તેણીના ભાઈમાં કાંઈ અજબ ફેરફાર થયો હતો. પાહલી વારંવાર ઉંચે આસમાન ઉપર, જાણે ત્યાં કોઈ ઘણીજ એમુળ ચીઝ છુપાઇ હોય, એવી રીતે નજર કરતો ઉભો રેહતો, હતો, વારંવાર તે પોતાના ખેતરમાં બેલની ઘાંટરડીનો અવાજ સાંભળીને હસી પડતો હતો, અને એક બે વેળા તો તેણે સુનઇ સાથે એવા તો નરમ શોકાતુર અવાજે વાત કીધી, કે સુનઇએ એમજ વિચારયું કે તેણીનાં ભાઇને એકાએક કાંઇ બીમારી લાગુ પડી હતી, યાતો તેનાં ભેજાંની આગરી ધીમે ધીમે ચસકી જતી હતી. પણ એજ પાહલી, આંય તેણીનો હંમેશનો ગંભીર ભાઇ, એક સત્તર વરસની છોકરી પર મોહી પડવાને મુર્ખો બન્યો હતો, એ વિચાર સુનઈનાં બુઢ્ઢા ભેજાંમાં કદીબી દાખલ થયો નહિ.

આ પ્રમાણે બે અઠવાડયાં પસાર થઈ ગયાં, અને તેની આખેરીએ પાહલી પોતાની બ્હેનને એક શબ્દબી કહયા વગર સુરતથી મુંબઇ પોતાનાં દોસ્તની બેટીને પરણવા પાછો ધસડાઇ

આવ્યો. લગનનો દીવસ પાંચમી મેનો ઠરાવવામાં આવ્યો હતો, અને તે દીવશે દીના પક્ષીઓનાં અવાજ સાથે પોતાની ભારી ઉંઘમાંથી ભારી જીગરે બેદાર થઈ. રતનબાઇએ તેણીનાં ઓરડામાં એક મોટી સેસ તૈયાર રાખી હતી, અને તેમાં કસબી સાડી અને બ્લાઉઝનો એક નાનો જેવો ડુંગર જોઇને દીના હરણફાર જેવી ઉભી. બીજીજ પળે તેણી આ સેસથી બે કદમ પાછળ હટી. અરે તેણીની છાંતીમાં આ શું થતું હતું? તેણી કે જે આજે આ સઘળો કીમતી પોશાક પેહેડનાર હતી, તેને આ સેસ જોઇને શું ધાસ્તી લાગતી હતી? તેણી કે જે આજે એક હેતવંતા ધણીનાં આશરા હેઠળ જનાર હતી, સુરતમાં એક મોટાં ઘર અને ખેતરની શેઠાણી બનનાર હતી, તેને આજે આટલી બધી દલગીરી કાં લાગતી હતી? દીના ચોંકી–બીધી–ધ્રુજી, અને જ્યારે તેણી પોતાનાં પપાનાં થંડા બરફ જેવા ચહેરાને એક છેલ્લી કીસ કરીને રડી હતી, તેવાજ નવધાર આસુઓથી હમણા તેણી દુસકે દુસકે રડી પડી: તેણીની છાતી ઉંચકાઈ જતી હતી, રડવાથી તે સુંદર આંખ્યો લાલ બોટાં જેવી થઈ ગઈ, અને તેણીનાં ચેહરા ઉપરથી લોહીનું ટીપેટીપું ઉડી ગયું.

ધીમેથી તે ઓરડાનું બારણું ઉઘડયું, અને રતનબાઈ ત્યાં ચાલી આવ્યાં.

"દીના આંય તારો શું અવતાર?" તેવણ ગભરાઇને બોલ્યાં.

"ઓ રતનમમાં મને પણવા નહી ગમતું. મને બીક લાગેછ."

અને જો તે વેળા રતનબાઈ આ જવાન ઉછળતાં જીગરની કાકલુદી સમજી શકયાં હતે, આ સાદા પણ ઉંડા અર્થથી તૃપ્ત થયલા શબ્દોનો ભેદ જાણી શકયાં હતે, તો આ વાર્તાનો કીસ્સો કહીપણ લખાયો હતે નહિ. પણ અફસોસ, રતનબાઇ તે સમજી શકયા નહિ. તેવણે ખુબ તરેહથી પાહલીની વખાણ કીધી, કચ-

કાંઈ આશાઓથી તેણીને સમજાવી નાંખી અને આખરે તે પતામણથી દીના જરા શાંત થઈ, અને શરૂઆતનું વધન વીટી ગયું.

દીના લગનનાં પોશાકમાં તયાર થઇ. ખચીત તેણી એક ચીતારાની પીછીને જેબ આપે એવી સુંદર દીસ્તી હતી. બધી ભરેલી કસબી સાડી, અને તેને બરાબર બંધ બેસ્તું તેવુંજ સુંદર બ્લાઉઝ, ગળાં અને કાનમાં ચકચક કરતી હીરાની જણસોમાં સજ થયલી આ બેહેશતની ખુબસુરત હુરી, ગોયા એક ભલી શાહજાદીને પણ શરમાવે એવી દીસ્તી હતી. અને જો કદીબી સ્ત્રી જાતી વધુ જલદીથી ખુશ થતી હોય તો તે સુંદર પોશાક અને ઝવેરાતને આભારી છે. તેણીએ આવાં સુંદર કપડાં કદીબી પેહડયાં હતાં નહી, અને તેથી હમણા પોતાનાં કરતાં, પોતાનાં કપડાં અને ઝવેરાતનો દીના વાહડયા વધુ વીચાર કરે એમાં કાંઈ નવાઈ હતી? તેણીની આગલી ધાસ્તી થોડા વખત પછી એક પરપોટા મીસાલ પીગળી ગઈ, ધીમે ધીમે તેણીનાં ફીકકા ગાલ ઉપર અસલ રતાશ પાછો ફરયો, અને જ્યારે રતનબાઇએ તેણીની સાંમે મોંઢું જોવાની એક આરસી ધરી, ત્યારે તે આરસીમાં પોતાનો ચેહરો જોઇને દીના ગભરાઈ ગઇ.

"શું આંય ખરેખર હુંજ છેઉં રતનમમાં?" દીનાએ પુછયું.

"અરે હારે મરૂં, તું તો એક મદમરી કરતાંબી વધારે ખુબસુરત દેખાયછ" તેવણ હસીને બોલ્યાં.

"શું હું એટલી બધી ખુબસુરત છેઉ, રતનમમાં?" દીનાએ અજાયબીથી પુછયું "ત્યારે તો મને લાગેછ કે હું કદીબી સુખી થવશ નહિ, કારણ મારા પપા કેહતા હતા, કે સ્ત્રીની ખુબસુરતી દુન્યાની બધી બદીનું મુળ કારણ છે."

"તે તો કોણ જાણે, પણ આય તારી ખુબસુરતી તુંને હમેશાં

ફુલે પુજાવાનું મુળ કારણ છે" રતનબાઈ હસીને બોલ્યાં "ચાલ દીકરા પાહલી નીચે તારે માટે ખોટી થતા હશે."

તેઓ બંને નીચે ગયાં, કે જ્યાં પાહલી હૉલમાં બહુજ વિચારવંત ઢબે આમતેમ ફેરા ખાતો હતો. દીનાને જોઇને તે ચોંકયો. તેને સેહજ શક ગયો, કે આવી એક ખુબસુરત છોકરીની જીંદગી, તકદીર અને ભવીષ પોતાની સાથે જોડી દેવામાં શું તે તદન વાજબી હતો? આખરે આ ત્રણે જણા દરવાજા તરફ ફરયાં, કે જ્યાં પાહલીએ ખાસ મુંબઈ વેરથી તેઓને પરેલની અગીયારીમાં લઇ જવા એક ટેક્ષી તૈયાર રાખી હતી. દીના તે બગીચાનાં દરવાજા આગળ એકાએક અટકી પડી. અરે, જો આ મોટરમાં પગ મુકવા અગાઉ તેણી ત્યાં મુરદું થઇને પડી ગઈ હતે તો વધારે બેહતર. પણ નહિ, તે ગાડી દીનાને જીવતી જાગતી, તેણીને ખુવારીની ખાઇ તરફ સીધી ઘસડી ગઈ.

સપાટામાં પરેલની અગીયારી આવી પુગી, પણ કેવું અજાયબ જેવું? આવી એક છોકરીના લગનની મજલસમાં, ત્યાં ફક્ત બે દસ્તુર, જાંહગીર વકીલ, અને લગનનાં બે સાક્ષીઓ સીવાય કોઈપણ પરોણો હાજર હતો નહિ.

આશીરવાદની બુલંદ ક્રીયા શરૂ થઈ ચુકી, પણ તો બી અફસોસ, દીના વાહડયા હજુણ જીવતીજ, પાહલીની બાજુમાં બેઠી હતી. તેણીનો સુંદર ચેહરો નીહાળતો જાંહગીર વકીલ, તેણીની બાજુમાં ઉભો હતો. કાંઈ ન સમજ પડે એવી રીતે દીનાને જોઇને તેની આંખમાં આસું આવી ગયાં, અને હજુણ તો તે મોહડું ધોઇને પાછો ફરે, તેટલાં પાહલી અને દીના એક ધણી-ધણીયાણી તરીકે ખુદાને બાર એક થઈ ચુકયાં હતાં.



# પ્રકરણ ૮ મું.

## "મોહત સીવાય તમે છુટાં પડશો નહિ."

આશીરવાદની ક્રીયા ખતમ થઇ, અને તે સાથે દીના પેસી-કાકાની હાડમારી અને મુશકેલી શરૂ થઇ. પાહલી પોતાનાં ચેહરા ઉપર સેહજ રતાશ સાથે ખુરશી પરથી ખડો થયો, જ્યારે દીના ફીકકી અને ગભરાયલી હાલતમાં તેની બાજુમાં ઉભી હતી. લગનની ક્રીયામાં શું મોતેબરી સમાઇ હતી, તેનો તેણીને ઝાઝો ખ્યાલ હતો નહિ, અને જ્યારે દસ્તુરજીએ "પસંદે કરદમ"ની સાથે "મોહત સીવાય તમે બંને છુટાં પડશો નહિ" એવા શબ્દો ઉમેરયા, ત્યારે તે સાંભળીને દીના ગભરાઇ ગઇ. તેણીએ ઘણોબી વીચાર કીધો, કે હમણાં આંય પાહલીને ત્યાંજ મુકીને તેણી કેંહે નાહશી જાય; અને જો તેણીમાં પુરતી તાકાત હતે, તો દીનાએ જરૂર તેમ કીધું હતે. પણ નહિ. તેણી ફકત ધ્રુજતી ઉભી રહી. આવા ગંભીર શબ્દો! આવા ભંયકાર સોગંદ અરે, એ વીશે જો તેણીને પેહેલ્લેથીજ ખબર હતે તો તેણીએ પાહલીને પરણવાનું કદીબી વચન આપ્યું હતે નહિ. અને તોપણ સૅામાંથી નવ્વાણું પરણતાં જોડાં, આવા ગંભીર શબ્દો અને સોગંદની જરાબી દરકાર કરતાં જણાતાં નથી!

"દીના મારી વ્હાલી દીના" પાહલી મોટર આગળ જતાં તેણીનાં કાંન આગળ બોલ્યો "તેં મને આજે કેવો સુખી કીધોછ."

પણ દીના તરફથી કાંઇ પણ જવાબ મલ્યો નહિ. ચુપચુપ તેઓ બંને તે મોટરકારમાં ચઢી બેઠાં, અને ઘરે પુગતાં દીના તુરતજ પોતાનાં ઓરડા તરફ ફરી. તે ઓરડાની બરોબર વચમાં

તેણી ગુંઠણુ મંડયે પડી, અને પોતાનાં બંને હાથ જોડી, સર ઝુકાવીને ધીમાં પણુ ખુલ્લા અવાજે કાંઈ બોલવા લાગી.

"ઓ પપા, વ્હાલા પપાજી. તમે મને સમજોછ કે? આંયજ ઓરડામાં તમે તમારો છેલ્લો દમ ખેંચ્યો હતો અને તેથી આંયજ ઓરડામાં તમારૂં આત્માં હજુણુ સુધી મારી રખેવાલી કરતું ભમ્યા કરતું હોશે. પપાજી હું આજે તમારા દોસ્તને પરણી છું, કારણુ તેવણુ કહેછ કે તમુને તે પસંદ પડતે, અને જો તમે જીવતા હતે તો એ જોઇને તમે ખુશી થતે, અને તેથી મેં આજે તમુને. બેહશતમાં ખુશ કીધા છે મારા પપાજી. જો કદીબી હું દુઃખી થવશ, જો કદીબી મારી ઉપર કાંઇ એવું દુઃખ આવી પડશે, કે જે મારેથી સહન થઇ શકશે નહિ, તો આંયજ ઓરડામાં આવીને હું મારો પ્રાણુ તમુને તેમજ તે કીરતારને સ્વાધીન કરશ."

ધીમેથી તે ઓરડાનું બારણું ઉઘડયું, અને પાહલી અને રતનબાઇ ત્યાં આવી ઉભાં.

"પપાજી હું હયાંજ આવીને મારો જીવ પટકી નાંખશ" દીના પાછું બોલી.

"દીના–દીના એ શું કેહવાય" રતનબાઇએ બુમ પાડી "ભોંયપર આય બધી તારી કસબી સાડી ખરાબ થાયછને. શું છે રડેછ શાંની મારી માં" તેવણુને પણુ લાગી આવ્યું.

"દીના મારા જાન તુંને શું છે?" પાહલી ધ્રુજતા અવાજે બોલ્યો "ઓ દીના હું તુંને આવી હાલતમાં કેમ જોઈ શકું.? હું તુંને ચાહુંછ. તેં આજે તારા પપાને યાદ કીધાછ, પણુ તું ભુલી જાયછ કે હવે હુંજ તારાં માયબાપની જગ્યા રાખનાર છેઉં. હુંજ તારો ધણી, દોસ્ત, ભાઇ, અને જે તું કહે તે હુંજ છેઉં. હું તુંને સુખી કરશ. દીના તારા જેવી એક છોકરીને મોહત માંગવાનું હવે કાંઇ કારણુ નથી. ચાલ હવે જરા હસ, દીના,

હસ–મારી ડારલીંગ–કારણ આજે તારાં લગનનો દીવસ છે."

અને વાંચનાર, દીના સેહજ હસી. તોપણ આવા હસવાનાં કરતાં ઘણાકોએ તેણીનાં આંસુ વધુ પસંદ કીધા હતે.

"આપણે સુરત કયારે જઇશુ?" તેણીએ પુછ્યું.

"આજે રાતની ગાડીમાં, વ્હાલી" પાહલીએ જવાબ આપ્યો.

પાહલી તે ચોંકેલો ચેહરો કદીબી ભુલી ગયો નહિ. તોપણ આ સવાલે સુનઇ ઉપર તેને એક કાગળ લખવાની યાદ આપી, જ્યારે દીના ભારી જીગરે પોતાનાં માનીતાં ફુલોને છેલ્લી સલામ કરવા બગીચામાં ગઇ.

"વ્હાલી બ્હેન સુનઇ" પાહલીએ કાગળ લખ્યું "મેં અત્યાર સુધી મારી ખરી ધારણાઓથી તુંને અજાણ રાખી એ માટે હું દલગીર છેઉં, અને હવે જ્યારે મારી સાંમે થવાનાં તારા સઘળા ઇલાજ ફોકત જશે, ત્યારે મેં શું કીધું છે, તે સાંભળ. મારા દોસ્ત ફીરોઝ વાહડયાની છોકરી મને પેહલ્લેથીજ પસંદ પડી, અને તેથી આજે હુ એ છોકરીને મારી ધણીયાણી બનાવી ચુકયો છું. હું આવતી કાલે એને લઇને સુરત આપણે ત્યાં આવનાર છું, અને મારી ખાત્રી છે, સુનઈ, કે જો તું તેણીને સારો આવકાર આપશે, તેણીની સાથે માયાથી વર્તશે, તો તમારા જેવી નણંદ ભોજાઈની જોડી આખાં સુરતમાં મલવી મુશકેલ છે. વાસ્તે આવતી કાલે હમો આવ્યે, તેટલાં તું આપણું આખું ઘર ઝારઝુર કરાવી, ચોક ચાંદન પુરાવી દીવા જેવું તૈયાર રાખજે, કે જેથી મારી ખુબસુરત ધણીયાણી ઉપર તારી કાળજી માટે સારો છાપ પડે. ઓ સુનઈ, હું ઇચ્છુંછ કે તું મારી બૈરીને એક બ્હેન, એક દોસ્ત અને એક સાચા સલ્લાહકાર તરીકે મદદગાર થઇ પડે."

ખાસ્સો એક કલાક વિચાર કરીને પાહલીએ ઉપલું કાગળ લખ્યું હતું, અને પોતાની મુશકેલીનો આટલી સેહલ્લાઇથી નીવેડો

લાવી નાંખવાને જ્યારે તે મનમાં મલકાઈ ગયો, ત્યારે બીજી તરફ દીના અને રતનબાઈ બગીચામાં નીચળી વાતચીત કરતાં બેઠાં હતાં.

"ઓ રતનમમાં મને તમારૂં ઘેર છોડવા નહિ ગમતું. મારા પપા હયાંજ રેહતા હતા, અને તેથી મને એમ લાગેછ કે હું આંય ઘેર છોડીને દુઃખી થવશ." દીનાએ બળાપો કીધો.

"નહિ દીકરા. હવે તું તો અખ્ખઇ રહી, તારાં ધણીનાં ઘરમાં જશે અને તેથી હયાંનાં કરતાં તું વધુ સુખમાં રેહશે." રતનબાઇએ સમજાવ્યું "પણ દીનાં આંય તારા હાથપર હીરાની વીટી કેવી ચળકેછ? મરેરે, તુંબી જબરી નસીબવાલી."

"મને એ વીટી નથી ગમતી, રતનમમાં, હું તો હમણાજ આંય સુન્નાની વીટીબી કાઢી નાખવા ધારૂંછ."

"એમ બેમ કાંઈ કરતી નાં. એ સુન્નાની વીટી તો તારે આંગળે હંમેશ રેહવી જોઇયે."

"કાંય?"

"કારણ એ ઉપરથી દરેક જણ તું પરણેલી છે, એવું જાણી શકશે."

"ત્યારે શું આંય દાબા હાથમાં વીટી પેહેડવાની મતલબ છે?"

"હા જે પ્રમાણે આંય વીટી તારાં આગળાં આસપાસ વીટળાઇ છે, તેજ પ્રમાણે તુંને પણ તારા ધણીની આસપાસ વીટળાઇને તેની સેવા કરવી જોઇએ" રતનબાઇ બોલ્યાં.

"મને તો એ બરી, ગુલામગીરીની સાંકળ જેવું લાગેછ" દીનાએ જવાબ આપ્યો "ત્યારે એમબીને એમબી હું આંય વીટીને બદલે મારાં ગરામાં "હું પરણેલી છું" એવું એક પાત્યું લગાડીને ફરૂં તો બેઉનો મીનીંગ એકજ કેહવાય કે?"

"હા ફરક માત્ર એટલોજ છે, કે ગરામાં પાટયુ રાખવાનુ બહુ અગવડભર્યું છે." રતનબાઈ હસીને બોલ્યાં.

"કેવુ અજાયબ જેવુ, કે દુન્યાં આપણ સ્ત્રીજાતી તરફ હમેશાં શકની નજરથી જુએ છે, જ્યારે મર્દો તો ગમે એવો પણ ગુનાહ કરીને ચોટ્ટે ખુશાળ ફરયા કરે છે."

રાત પડી, અને દીનાની સાસરે જવાની ધધુખર શરૂ થઈ. રતનબાઇએ આંખપાણી કીધુ, દીનાએ પોતાનાં પપાનાં ઓરડાની એક છેલ્લી મુલાકાત લીધી, અને ત્યારપછી એકવાર ફરીથી નવધાર આંસુઓથી રડી પડી. ગરીબ બીચારો પાહલી, તે તો આજે સહવારનો બનાવ તદન ભુલીજ ગયો હતો, અને હમણા તેણીને રડતાં જોઇને તેણે એવુંજ વીચારયુ, કે પોતાની ખુબ-સુરત ધણીયાણી સાસરે જવા માટે ખુશાલીનાં આસું રેડતી હતી!

અરેરે કેવી ગેરસમજુતી? આ તુરતનું પરણેલું જોડું એકબીજાનાં વિચારો સમજવાને એકબીજાથી કેટલું વેગળું હતું? અને તોપણ જો ફકત મહીનો દીવશ તેઓ એકબીજાની સાથે રહયાં હતે, જો ગણત્રીનાં થોડાજ અઠવાડયાં, તેઓએ સુરત સીવાય બીજે કેઇ ગુજારયાં હતે, તો વળી આ વાર્તાનો કીસ્સો કાંઇ જુદીજ વલણ લેતે. પણ નહી, અજ્ઞાન ઇનશાન કુદરતનાં ભેદ એકદમ સમજી શકતો નથી, કર્મનાં લખ્યા લેખ તે કદીબી મીટાડી શકતો નથી!

# પ્રકરણ ૯ મું.

## કટ્ટો દુશમન.

કોલાબેથી ઉપડેલો ગુજરાત મેલ પાલઘર છોડીને પોતાનાં અગ્નિ પેટમાંથી ફુંફાડા મારતો ધમધોકાર આગળ વધતો હતો. તે એક ખુશનુમા રાત હતી. ચંદ્રમાં, નદી નાળા અને ખેતરો ઉપર પુર બ્હારમાં ઝલકી રહયા હતા, અને આવી ચંદની રાતની ખુબી નીહાળતું તે ત્રેનનાં સેકંડ કલાસમાં એક જોડું એકલું બેઠું હતું. દીનાં બારી આગળ ઘણાજ ઉંડા વીચારમાં બેઠી હતી, જ્યારે તેણીની બાજુમાં પાહલી પોતાની ધણીયાણીનાં વીચારો જાણવાની ફીકર કોશેશ કરતો, તેણીનાં તાબેદાર નોકર માફક બોરતવાર બેઠો હતો. આહ, આંય ત્રેન તેણીને દર પળે તેણીનાં ઘરની નઝદીક ઘસડી જતી હતી, કે જ્યાં તેણી એક શેઠાણી દાખલ પોતાને મનભાવતા ફેરફાર કરી શકશે. પોતાની મરજી મુજબ સ્વતંત્ર રહી શકશે, ફુલો ઉગાડશે, બગીચો બનાવશે, અને પોતાનાં ઓરડાને એક એવા તો સુંદર ડ્રોઇંગ રૂમમાં ફેરવી નાંખશે, કે તેણીની નણંદ તો જાણે તેણી પરેસ્તાનમાં વસ્તી હોય એવું વીચારયા વગર રેહશે નહિ. આ એક બહુજ ખુશનુમાં ચિત્ર હતું, અને તેની દરેક બારીકી દીનાનાં મગજ ઉપર ધાઈ આવતાં, તેણીએ પોતાનો હસ્તો ચેહરો પાહલી તરફ ફેરવ્યો.

"શું છે, દીના?" પાહલીએ તુરતજ પુછ્યું.

"હું ધારૂંછ કે હું તમારે ત્યાં સુખી થવશ મી. પેસીકાકા."
પાહલીએ ખુશાલીથી પોતાનાં હાથ મસલ્યા.

"હા. ડીયર, તું મારે ત્યાં જરૂર સુખી થશે, જરૂર" તે

બોલ્યો. તોપણ દીનાને લાગ્યું કે એમ બોલતાં તેનો ચેહરો ફીકકો પડી ગયો હતો.

"મી. પેસીકાકા હું——"

"હજુણુ તું મને મી. પેસીકાકા તરીકેજ બોલાવેછ દીના" પાહલી ઠપકા ભર્યા અવાજે બોલ્યો "દુન્યામાં એક પણ ધણીવાણી પોતાના વરને કાંઇ તેની અટકથી બોલાવતી નથી. એમ ધાર હું તુંને "દીના" નહી, પણ મીસીસ પેસીકાકા કરીને બોલાઉં તો તું મારા વીશે શું વીચારે?"

"મારે મનસે સઘળું એકજ છે" દીના ધીમાં અવાજે બોલી.

"ત્યારે તું મને પાહલી કરીને નહિજ બોલાવી શકતી?" તે ઘણાજ દયામણા અવાજે બોલ્યો.

"એ નહી, હું તમુને મી. પેસીકાકા તરીકેજ ઓળખું છું. પણ તમે મારી સાથે આબાબદ એટલા સખત કાંવ થાઓછ?"

"કારણ એ ઉપરથી એમ જણાયછે કે તુંને મારી દરકાર નથી.ખસુસ કરીને સુનઇ તો એમજ ધારશે."

દીના કાંઇપણ બોલી નહિ. તેણીએ એવું વીચારયું કે પોતાનાં પીસતાલીસ વરસનાં ધણીને ફકત પાહલીનાંજ નામથી બોલાવવો, એ તેની સાથે ઘણી છુત લીધેલી કેહવાય. હા, જો તે તેણીનો બરોબરયો હતે, તો કાંઈ વાંધો હતો નહિ.

"આપુને સ્ટેશન ઉપર કોઈ લેવા આવશે કે?" દીનાએ થોડો વખત પછી પુછયું "હું તમારાં બ્હેનને સ્ટેશન પર જોવાની આશા રાખુંછ."

"નહિ. મારી બ્હેન સુનઇ પોતાનું ઘેર છોડીને કદીબી બ્હાર નીકળતી નથી. પણ સ્ટેશન પર આપણો ટાંગો મોકલવા મેં કાગળ લખ્યુંછ."

પણ જ્યારે તેઓ સ્ટેશન ઉપર ઉતરયાં, ત્યારે પાહલીની

ગમે એટલી મેહનત છતાં તેણે પોતાનો ટાંગો ત્યાં દીઠો નહિ.

"આપણી ટ્રેન બે કલાક મોડી થવાથી હું ધારૂંછ કે ટાંગો પાછો ગયોચ." પાહલી પાછો દીના આગળ આવતાં બોલ્યો "ચાલ કાંઈ નહિ, આપણે આંય બીજા ટાંગામાં જઇશું. પણ સુનાઈ આપુને મોડાં આવેલાં જોઇને કાંઇ ખુશી થશે નહિ."

"કાંય?"

"કારણ તેણીને તો વખતસરજ બધું કામ કરવાની આદત પડીછ. હમારે ત્યાં દરેક ચીઝ તેનાં અમુક ઠેરવી રાખેલા વખતેજ કરવામાં આવે છે."

"ઓ. ત્યારે તમારે ત્યાં શું બધો ઘડીયાળનાં કાંટા પરજ હીસાબ છે?"

"હું એમ ધારૂંછ. દીના, અને હવે તુંનેબી એવી ટેવ જલદી પડી જશે. જો સંભાળ, ડીયર, આંય ટાંગાનો પાવરો ઘણો ઉંચો છે." પાહલી દીનાને તે ટાંગામાં બેસવા હાથ આપતાં બોલ્યો.

અને બીજીજ પળે દીના પોતાને સાસરે હકારી ગઈ.

"મી૦ પેસીકાકા, તમે મને રોજ સહવારે ફરવા જવા એક ગાડીઘોડો અપાવવાના હતા, તે કયારે અપાવંશો?" દીનાએ થોડો વખત પછી પુછ્યું.

"થોડા દીવસમાં. ડીયર, પ–પણ તું સુનાઈ આગળ એમ બોલતી ના, હં" પાહલી ગભરાઇને બોલ્યો.

"ત્યારે તમે એવણુને જણાવવા નથી માંગતા?"

"જણાવશું, પણ હાલતુરત નહિ." પાહલી ધીમાં અવાજે બોલ્યો.

"હું ધારૂંછ કે તમારાં બ્હેન, મને એક ગાડીઘોડો અપાવેલો જોઇને ગુસ્સો કરસે."

"જરા-સેહજ, કારણ તેણી એવું વિચારશે કે આ જુદકો ખરચ છે."

અરે, આ સુનઈ એવું તે કોણ અફલાતુન આદમ હશે કે જેનાં સ્વભાવથી તેનો ભાઈ આટલો બધો ડરતો હતો!

"ત્યારે તો મને એ ગાડી ઘોડાં નથી જોઇતો. તમારાં બ્હેનને હું ગુસ્સે કરવા માંગતી નથી."

તેઓ વચ્ચે પાછી ચુપકીદી ફેલાઈ, પણ થોડા વખત પછી દીનાએ પાછું પુછ્યું.

"તમારાં બ્હેન હંમેશાં સુરતમાંજ રહેછ?"

"હા, સુનઇ, આજે વીસ વરશ થયાં મારાં ઘરની શેઠાણી છે. તેણી મારા કરતાં પાંચ વરશ મોટી છે. અને ઘરમાં મારાં માયજીનો જગો રાખેછ."

"તમે તેવણને ચાહતા હશો."

"હા, હું ઇચ્છુંછ કે મારે ખાતર તુંબી એની સાથે સારૂં રાખે."

"મને એ માટે કાંઇ વાંધો નથી. અરે પણ હવે તો આંય બધી વેરાન જગ્યા આવેછ. હયાં તો એકબી ઝાડ મળે નહિ." દીનાએ આતુરતાથી પુછ્યું.

"એ બધા ઝાડ મેં કાપી નાંખ્યાછ, કારણ હયાંથી આપરાં ખેતરની શુરૂઆત છે. મારા વિચાર પ્રમાણે ખેતીવાડીની જગ્યાએ મોટાં ઝાડ ઉગાડવા જોઇયે નહિ, કારણ તેઓ જમીનનો સઘળો કસ પોતાને માટે ખેંચી લે છે."

"અને તેથી તમે આંય બધું વેરાન જંગલ બનાવી દીધું" દીનાં અકળાઇને બોલી. "ગરીબ બીચારાં ઝાડ!"

"પણ તેઓને કાપી નાખવાથી તેઓને કાંઈ દુખ થયું હતું નહિ." પાહલી હસીને બોલ્યો.

"દુખ નહિ થયુ! એ મી૦ પેસીકાકા, તમે જાણોછ કે દરેક ઝાડને પણ જીવ હોય છે. જેમ આપણા મુવા બાદ આપણા હાથ પગ અને શરીર થોડા વખતમાં કોહી જાય છે, તેમ એક ઝાડને પણ કાપી નાખવા પછી આપણે જોઈયેછ કે તેનાં પાંદડાં અને દાલ દાંખલાં કરમાઈ જાય છે. એ શું બતાવેછ? એટલુંજ કે તે ઝાડનું આત્માં યાને જીવન હવે તેનાંમાંથી, એક મુવેલાં માણુસ માફક ગુમ થયું છે."

"દીના, મારી બ્હાલી દીના, તું એવું બોલેછ કે હવે હું યાતો સુનઈ કદીબી માની શકશું નહિ. લે જો આય સામે આપણું ઘર દેખાયછ."

દીનાએ તે તરફ નજર કીધી. લાલ ઇટનું એક મજલાનું તે નાનું ઘર, દીના માટે ખરેજ એક અજાયબી અને નાસી પાસી હતી. ત્યાં ફુલ યાતો બગીચાનું નામ હતું નહિ, બારી ઉપર પરડા જોવામાં આવતા હતા નહિ, ખુદ બારી વડીકની ત્યાં હસ્તી હતી નહિ. દરવાજા આગળ તેઓને આવકાર આપવા કોઈ પણ ઉભુ હતું નહિ, અને પોતાનાં આ હંમેશનાં રહેઠાણ તરફ નજર કરતાં, દીનાને એવું લાગ્યું, કે તેણી મુંબઈ વેરથી એક જીવતાં કેદખાનામાં પુરાવા હયાં આવી હતી.

"આંય આપણું સુંદર ઘર છે, દીના. તારે સાસરે તું ભલે પધારી." પાહલી હસીને બોલ્યો.

અતી અજાયબી ભરેલી રીતે દીનાએ પોતાનાં ધણી તરફ નજર કીધી. અરે, તેણીનાં સઘળા ખુશનુમાં સ્વપના એક તડાકે ઉડી ગયા, અને એકવાર ફરીથી પોતાના ઘર તરફ નજર કરતાં દીનાની આંખમાં લગભગ આંસુ આવી ગયાં.

આગલું બારણું બંધ હતું. દરવાજા ઉપર ફુલ તોરણ યાતો ચોકચાંદનનો સેહજ પણ સણગાર હતો નહિ. સુનમુને સેલ

સોપારાની જરૂર જણાઈ હતી નહિ. કયાંથી જણાય? કારણ તેણી તો અત્યાર અગાઉની પોતાના ભાઈ બેજાઇને ઢગલાબંધ "સેસ બરી" ચુકી હતી, અને ખાસ્સી પાંચેક મીનીટ સુધી પાહલીએ તે બારણું અફાળ્યા પછી, અંદરથી કોઇએ તે બારણું ઉઘાડયું.

"કેમ ભીખી તારાં બાઈ કયાં છે?" પાહલીએ ધ્રુજતા અવાજે પુછ્યું.

"તેવણ રાંધણી આગળનાં ઓરડામાં બેઠાં છે, છેટ." ભીખીએ જવાબ આપ્યો.

નાસીપાસી અને બેઅક્લતથી ઢગઢગતાં અંતકરણ સાથે, દુખ અને આફતની એક નકકી આગાહી સાથે, પોતાનાં ગવલાં સુખ અને ધ્રુટ્રાપણાનાં એક ઉંડા નીસાસા સાથે, દીના પોતાની એક એવી નણંદની રૂબરૂમાં દાખલ થઇ, કે જે તેણીનો કટટો દુશમન બનીને, તેણીની જીંદગીના ટુકડેટુકડા કરનાર હતી.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### સુનઈ પેસીકાકા.

પેહેલ્લી નજરે તે ઓરડો લગભગ અંધારો જણાતો હતો, પણ જેમ જેમ દીનાની નજર ઠરતી ગઈ, તેમ તેણીને માલમ પડયું કે ભીંત ઉપર એક ઉંચી બારીમાંથી, તે ઓરડામાં સેહજ રોશની આવતી હતી. તે ઓરડાની બરોબર વચમાં એક ભાંગી તુટી લાંકડાની તેબલ હતી, અને તેવીજ એક ખરબાખરખર ખુરસી પર બેસીને, આપણા મીસ સુનઇ પેસીકાકા નીચી મુંડીએ કાંઇ

કામમાં મશગુળ હતાં. તેણીનો દેખાવ ખરેજ એઘડી જોવા લાયક હતો. આંખ બંધ કરી નાંખે એવી રીતે તતરાવીને બાંધેલાં આથાંબાનાએ તેણીનાં માથાં ઉપરનાં બાલની હસ્તી ગોયા તદન નાબુદ કરી નાખી હતી; અને તેણીનો ચેહરો કરચલીથી તદન બદ સુરતબની ગયો હતો; દીલમાં એક મેલું બદયાન, મીયાંઓનાં ઝભ્ભા જેવો એક લાંબો સદરો, લગભગ ગુંટણ સુધી આવેલી એક ઉંચી ઇજાર, અને નીચે ભોંય પર પડેલી એક સુકકા છમણા જેવી સપાટમાં સજ થયલી આ સુનઇ પેસીકાકાનો દેખાવ જોઇને, દીનાનાં દીલમાં ધુજરાં છુટયાં; પણ જાણે આ સઘળી ચીજોનો ખંગ વાળી નાંખવા, તેણીનાં બેઠાં નાકની ટીચકી ઉપરથી એક સુન્નાની ફ્રેમનો ચશમો લટકતો હતો, કે જેની મદદથી તેણી પોતાની સાંમે પડેલા ચોખાના એક ખુમચામાંથી કાંકરા એવી તો ચંચળાઇ અને ઝડપથી ચુંટી કાહડતી હતી, કે દીનાએ ઘડીભર એમજ વિચારયું, કે આ કોઇ ઇનશાન નહિ. પણ એક કેળવાયલું વાંદર આવી રીતે ચપચપ ચોખા ચુંતતું ત્યાં બેઠું હતું!

ધીમેથી સુનઇ ખુરશી ઉપરથી ઉભી થઇ, એક પળ તેણીએ દીના તરફ ટીકીટીકીને જોયું, અને ત્યારપછી આખરે પાહલી તરફ ફરીને બોલી.

"હ! ત્યારે આંયજ તારી બૈરી કે?"

"હા, સુનઇ, અને હું ધારૂંછ કે એ તુંનેબી પસંદ પડશે" પાહલી બોલ્યો, "ચાલ બ્હેન હવે હમારે વરે જરા નાસ્તો લઇ આવ. દીના ભુખી થઇ હોશે."

"નાસ્તો!" સુનઇ અજાયબીથી બોલી "તું જાણતો નથી કે આપણે ત્યાં નાસ્તો સહવારે સાત વાગે લેવાનો ધારો છે તે. તોપણ—" સુનઇ દીના તરફ જોતાં બોલી "આંય તારી બૈરીને જો નાસ્તો જોઇતોજ હોય તો હમણાં હું એક ઇંદુ કરી લાઉંછ."

" નહિજી. તમે તસદી ના લેવ મને જરૂર નથી" દીનાં દબાઇ જતી છાતીએ બોલી. તોપણ તેણીએ આશા રાખી કે પાહલી એ બાબદ ઉપાડી લેશે. પણ તેણીની મોટી અજાયબી વચ્ચે તે બોલ્યો

" ઠીક. ત્યારે તો હવે બપોરે ભોણાં સાથે સામટું ખાઇ લઇશું. જા દીના મારી બ્હેન સાથે ઉપર જઇને તારો ઓરડો જોઈ આવ."

અને દીના મુંગે મોહડે પોતાની નણંદની પુઠે ગઈ.

" હયાં, એમ આવો મીસીસ પાહલી" સુનઇને અંગ્રેજી સ્ટાઇલમાં બોલવાનો શોખ થઈ આવવાથી બોલી.

" સુનબાઈ તમે મને મીસીસ પાહલીનાં નામથી નહી બોલાવો તો તમુને કાંઇ વાંધો છે?" દીનાએ ધીમેથી પુછ્યું "મને એ નામ નહી ગમતું."

સુનઇ ચાલતી એકાએક અટકી પડી.

" નામ નહિ ગમતું?" તેણી બોલી " મરેરે, તમે જાણોછ કે એ તો મારા ભાઇનું નામ છે."

" હા, પણ એ નામનો અવાજ મને ઘણો કઠોર લાગેછ."

" એટલે? હું તમુને જરાબી સમજી શકતી નથી."

" મારૂં નામ દીના છે, અને તમે એજ નામથી મને બોલાવશો તો હું ઘણી ખુશી થવંશ." દીનાએ સમજાવ્યું.

સુનઈ મોટેથી હસી પડી, અને ત્યારપછી એક મોટા ગંધાર જેવા ઓરડાનું બારણું ઉઘાડીને દીનાને અંદર આવવાની ઇશારત કીધી.

" આંય તમારો ઓરડો, મીસીસ પાહલી."

એકવાર ફરીથી દીનાનું અંતકરણ ચાલતું ગોયા થંભ થઈ

ગયું. આંય તેણીનું ઘર અને ઓરડો? અફસોસ જે પખેરાએ ફુલો અને બગીચા વચ્ચે પોતાની જીંદગી ગુજારી હતી, કુદરતનાં રળીયામણા દેખાવોની મોજ ચાખી હતી, તે જીવડો હમણાં આંય હવા ઉજાસ વગરનાં એક તદ્દન અસગવડ ભર્યાં જીવનાં કેદખાનાને પોતાનું ઘર કેવી રીતે વિચારી શકે?

"ઓ ખુદા, હું કેમ જીવસ" તેણી બડબડી "હું મારા દહાડા કેવી રીતે પસાર કરસ?"

સુનઈ કાંઈપણ વધુ બોલવા વગર ત્યાંથી ચાલી ગઈ, અને ત્યારપછી થોડો વખત રહીને બીખી ત્યાં દાખલ થઇ.

"બાઇ, છેટ કહેછ કે ભાણું તૈયાર સે."

દીના નીચે જમવાનાં ઓરડા તરફ ફરી. પાહલી પોતાની બ્હેન સાથે જમવાની ટેબલ ઉપર તેણીની રાહ જોતો બેઠો હતો. પણ દીનાને જોઇને તે તુરતજ ખડો થયો.

"આંય જરા પોટવીન લે દીના, તું ઠાકી ગઈ હશે." તે બોલ્યો.

દીના તે ગ્લાસ પાહલીનાં હાથમાંથી લેવા જતી હતી, પણ સુનઇએ એક ઝટકા સાથે તે ગ્લાસ પોતાનાં ભાઇનાં હાથમાંથી ઝુંટાવી લીધું.

"તારી અકકલ કાંહ ગએછ, પાહલી! બૈરાં મનીખને દારૂ તે કેવો પીવાડવાનો હોય" સુનઇએ તરારો કીધો.

"વારૂ—વારૂ કાંઈ નહી તારી મરજી નહિ હોશે તો હું નહિ આપશ. કેમ દીના તુંનેબી એ બાઇન પીવા નથી ગમતો કેની?"

"નહિ" દીના ફગળાઇને બોલી.

આખરે તેઓ સઘળાં જમવા બેઠાં. પાહલી પોતાની આતલા દીવસની ગેરહાજરી દરમ્યાન શું શું બન્યું તેનો સુનઇ પાસે

હીસાબ લેવા બેઠો, પણ એક બે વેળા દીનાની યાદ થવાં તે બેચાર બોલ તેણી સાથે બોલીને, પાછો પોતાની બ્હેન સાથે વાતે વળગતો. પણ દીનાં તુરતજ સમજી ગઇ કે જો કે પોતાની નણંદ, પાહલી સાથે વાત કરવામાં તદન રોકાઇ ગઇ હતી, તોપણ ખાણા દરમ્યાન આખો વખત સુનઇની નજરતો તેણી તરફ ટીંગાઇ રહી હતી.

રાતનું ખાણું પણ એવીજ રીતે ખલાસ થયું, અને આખરે દીના પાહલી તરફ ફરી.

"મી. પેસીકાકા હું ઠાકી ગઇછ, મને ઉંઘ આવેછ."

"પોહી જા. ડીયર. મને હવે તારી કાંઇ જરૂર નથી," પાહલી બોલ્યો.

"પણ મને તો છે" સુનઇ વચમાં પુરઇ "દીનબાઇ મીસીસ પાહલી હમારે ત્યાં એવો ધારો છે, કે રાતે સુતી વખતે દરેક જણે સાથે મલીને અર્ધો કલાક બંદગી કરવી."

"મને એવી ટેવ નથી" દીના ધીમેથી બોલી.

"ત્યારે તો એવી ટેવ જલદી પાડેલી સારી" સુનઇએ તાણો મારયો.

"પણ હું ઠાકી ગઇછિ" દીનાએ વાંધો ઉઠાવ્યો.

"ત્યારે તો બંદગી કરવાથી તમારો જીવ હુશીયાર થશે."

ગરીબ બીચારી દીના માટે બીજો ઇલાજ હતો નહી. તેણીએ કસ્તી કરવા માંડી, અને થોડાજ વખતમાં ત્યાં એક અગીયારી જેવો દેખાવ થઇ રહયો. દીના ખરે મને તે કીરતારની બંદગી કરવા લાગી, તેણીનું ચીત્ત તે દાદારની દરગાહ તરફ એટલું તો રોકાઇ ગયું, કે ધીમે ધીમે તેણીનું સુંદર માંથુ તેણીનાં ખભાં ઉપર ધળી પડયું, તેણીની આંખ્યો સાંમેથી તે પવિત્ર શબ્દો ગુમ થતા ગયા, અને આશરે પા કલાક પછી

દીના પોતાનાં હાથમાં ભણવાની ચોપડી સાથે તે ખુરશી ઉપર ઉંઘાઇ ગઈ.

"દગો-દગો!" સુનઇએ ભણતાં ભણતાં એકાએક બુમ પાડી "ઓ પાહલી આંય તારી બૈરી તો ઉંઘાયછ. એ આપુને તો છેત્રેછ, પણ સાથે ખોદાયજીનેબી છેતરવાને ડરતી નથી. હારેમન પર લ્યાનત" સુનઇ તચાકડી ફોડતાં બોલી "આંય આલસુ અવરદસાને તું કાંહથી ઘસડી લાગો, પાહલી."

આ ગડબડથી દીના ચોંકી ઉઠી. તેણીએ ગુંચવાયલી હાલતે પોતાની આસપાસ નજર કીધી, અને પોતાની સાંમે બે આકરા ચેહરાને જોઇને તેણીએ ધાસ્તીની એક ધીમી ચીસ પાડી. એમાં તેણીનો શું કસુર હતો?

"જા દીના, તારા ઓરડામાં જઇને સુઇ જા" પાહલી બોલ્યો.

ભારી જીગરે દીના પોતાનાં ઓરડા તરફ ફરી. ઓ. તેણી એકલી પડવા માંગતી હતી, પોતાની ભરાઇ આવેલી છાતી નાસાપાસીનાં કડવાં આંસુથી ખાલી કરવા માંગતી હતી. ઓરડામાં જતાં દીનાં ભોંયપર ફસડાઈ પડી.

"ઓ ખુદા ખુદા, હું આંય દુખ કેમ સહણ કરી શકશ."

તેણી નવધાર આંસુઓથી રડવા લાગી, તે એટલા સુધી કે આવી રીતે રડતાં તેણીનું નાજુક બદન એક પાંદડા મીસાલ ધ્રુજવા લાગ્યું.

જ્યારે દીનાં આવી રીતે પોતાનો ઉભરો ખાલી કરતી હતી, ત્યારે નીચે પેલાં ભાઇ બ્હેન તેણીનેજ માટે વાત કરતાં હતાં.

"પાહલી" દીનાનાં ગયા પછી સુનઇ બોલી "તું ખાજા-પીરની જાત્રામાંથી એક ઢીંગળી ઉચકી લાયો કે મુંબઇ વેરથી એ બૈરી પરણી આયો."

"મારી બૈરી ઘણીજ ખુબસુરત છે." પાહલીએ જવાબ આપ્યો.

"પણ ખુબસુરતીને શું આગ લગાડવાની છે ? રાંન તદન અધર્મી થઇને આપણા ઘરમાં એક વંત્રીની માફક દોડયા કરેછ, એ તુંને ગમેછ કે ? અરે હરવાયો રે તું ! આંય દુકતીને પરણવામાં તેં કેવી ભુલ્લી કીધી. એ રાંન તુંને ધીકકારેછ."

"તેં કેમ જાણ્યું ?" પાહલીએ તુરતજ પુછ્યું.

"કારણ હયાં આવવાંને વાર તેણી મારી આગળ બોલ્લી કે તારૂં નામ એને પસંદ નથી" સુનઇએ કાન ભંભેરયા.

"એમ ?" તે વીચાર કરતાં બોલ્યો "હવે તો જે થયું તે ને થયું. બીજો ઇલાજ નથી.

"હા, હું તો તારાં ભલાંનેજ માટે બોલુંછ, ભાઇ, પણ યાદ રાખજે કે એજ તારી બૈરી તારા જીવનો જમ થઇ લાગશે."

## પ્રકરણ ૧૨ મું.

### દીનાનો ઓરડો.

પોતાનાં નવા ઘરમાં પેહલ્લી સહવારે દીના એક જાતની સુસત લાગણીથી મોડી બીહાર થઇ, જયારે પાહલી તો કલાકો અગાઉ જાગીને ખેતરમાં કામે લાગી ગયો હતો. દીનાએ ચોકકસ ઠડાવ કરવા માંડયા, અને તેને છેવટ સુધી વળગી રેહવાનો વિચાર કીધો. વેલ, હવે તો તેણી પરણી ચુકી હતી, પોતાનું આગલું ખુદાપણું જાવેદાન સુધી ખોયું હતું, અને તે સઘળી મુશકેલીમાંથી

છટકવા માટે હવે તો બને ત્યાં સુધી ખુશ રહીને સુનદનો પ્યાર પોતાની તરફ ખેંચી લેવાનો, તેણીના હાથમાં એકલો ઇલાજ હતો. પાહલી તેણી તરફ માયાળુ હતો, અને જો કે આ ઘર તેણીનાં ધારવા જેવું નહિ હતું, તોપણ હમણા તેણીને નાસીપાસ થવાનું કાંઇ ઝાઝું કારણ હતું નહિ, કારણ પાહલીની મદદ વટી તેણી આવા ઘરમાં પણ સુખમા રહી શકશે.

દીના ધીમા સાદે એક ગીત લલકારતી તૈયાર થઈ, અને ત્યારપછી સુનદ આગળ રાંધણીમાં ગઈ.

"સાહેબજી સુનાબાઈ" તેણી બોલી.

"હં! આવો" સુનઈ તેણીનો ખુબસુરત ચેહરો જોતાં બોલી. "જોવ દીનબાઈ, આજે તમારો પેહલ્લો દહાડો છે અને તમે મોડાં આવ્યાછ, તોપણ હું કાંઈ વાંધો લેતી નથી. પણ એમ રોજ નહિ બનવું જોઇયે."

"નહિજી, સુરજ ઉગવા પછી હું કદીબી સુઇ રેહતી નથી, પણ આજે મને જરા આળસ લાગી."

"ત્યારે તો આળસાઇને હાંકી કહાડવા ઘરનું કામ એક સૌથી ઉમદા ઇલાજ છે" સુનદએ તાણો મારયો "તમુને રોટલી કરતાં આવડેછ?"

"નહિજી."

"પણ હું ધારૂં છ કે કચરો કહાડતાં અને વાસણ ઉજારવા જેતું સેહલ કામ તમુને જરૂર આવડતું હશે."

"નહિજી, મેં ઘરનું કામ કોઈ દીવસે કીધું નથી" દીના ગંભીર અવાજે બોલી.

"એક ખેડુતની બેટી થઇને ઘેરનું કામ નહિ જાણે!" સુનદ અજાયબીથી બોલી "ત્યારે શું તમે આખો દહાડો સાલ્લા પેહડીને બસ ઘેરમાં દોડયાજ કરશો કે?"

"સુનાબાઇ, હું તમારા કેહવા પ્રમાણે દરેક ચીજ કરવા તઇયાર છેઉં" દીનાં દયામણા અવાજે બોલી "ફકત તમે જરા ધીરજ રાખશો તો પછી હું મારે માટે તમુને ફરયાદ કરવાનું કાંઇબી કારણ આપસ નહી."

આ શબ્દોથી સુનઇ જરા પીગળી. તેણીએ દીનાને માટે નાસ્તો તઇયાર કરાવ્યો, અને તેટલાં પાહલી ત્યાં આવી લાગ્યો.

"દીના, તું આખો દહાડો શું કરશે?" તેણે પુછ્યું.

"મનેબી તે ખબર નથી" દીના હસીને બોલી.

"પણ તારો વખત તું કેવી રીતે પસાર કરશે? હું તો આખો દહાડો ખેતરમાં રોકાયલો રહું છું."

"હું કાંઇ ચોપડી વાંચસ."

"ચોપડી? મરેરેં જાણે ચોપડી વાંચવાથીબી વખત પસાર થતો હોય" સુનાઇ બોલી "દીનબાઇ, જો તમે ખરેખર એક ખેડુતની બૈરીનો માનભર્યો એલકાબ લેવા માંગતાં હોવ, તો હું કહુંછ, કે તમારે માટે એટલું કામ પડેલું છે, કે જેથી ચોપડીઓ વાંચવાને તમુને જરાબી વખત મળશે નહી."

"આંય સુનઇ કહેછ તે ખરૂં છે" પાહલીએ વીચાર્યું.

અને તોપણ પોતાની બૈરીનાં ખુબસુરત ચેહરા તરફ જોતાં પાહલી જરા વમાસણમાં પડયો. તે ચેહેરો એક ભલા અમીરનું ઘર શોભાવે એવો હતો, તે આકાર સઘળાને હુકમ કરવા સરજાયલો હતો, જયારે હમણા તેણી ફકત એક ખેડુતની બૈરી હતી!

"મારે માટે એજ ઈલાજ હતો" પાહલી બડબડયો "અને વખત જતાં એનાં વીચારોબી મારા જેવાજ થઇ જશે."

દીના રાંધણીમાંથી બહાર નીકળી, તે એક રળીઆમણી સહવાર હતી અને મુંબઇથી આવવા પછી ફકત એકજ દીવ-

સમાં તેણી આ ઘરમાં એવી તો ગંધાઇ ગઈ હતી, કે હમણા બાહર નીકળી ખુલ્લી હવામાં ફરવા માટે દીના પોતાની લાલચ થોભાવી શકી નહી. પાહલી અને સુનઇની હરસેથી તેણી આગલા બારણામાંથી કુદરતનાં કાંઇ રળીયામણા દેખાવો જોવાની આશાથી બાહાર નીકળી. પણ નહી, ખેતરના ઉભા પાક સીવાય ત્યાં એક પણ ચીજ જોવા યાતો જાણવા જેવી હતી નહી. દીના નાસી-પાસીથી ઘરમાં પાછી ફરતી હતી, પણ તેટલાં પોતાની પાછળ તેણીએ પાહલીનો સાદ સાંભળ્યો.

"કેમ હવાં ફરવા નીકળી કે, દીના" તેણે પુછ્યું.

"હું વિચારતી હતી કે તમારૂં ખેતર ફક્ત એકલુંજ છે, કે જ્યાં કુદરતની બલીહારી તદન નાબુદ કરવામાં આવીછ."

"અને તેથી મારૂં ખેતર ફક્ત એકલુંજ છે કે જેની આવક સૌથી વધુ છે" પાહલીએ જવાબ આપ્યો "પણ દીના હું તુંને કાંઇ પુછવા માંગુછ. તેં સુનઇને એમ કાંય કહયું કે મારૂં નામ તુંને નહિ ગમતું?"

દીનાના ચેહરા ઉપર રતાશ ધાઇ આવ્યો. તોપણ જુઠ્ઠું કદી નહિ બોલવાને તેણીનાં બાપે તેણીને બરાબર સીખવ્યું હતું.

"હું એમ બોલી હતી, પણ મારાં મનમાં તમારે માટે કાંઇ પણ બુરૂ હતું નહિ. મી૦ પેરીકાકા, હું દલગીર છેઉં કે તમારાં બેહને આવી નજીવી બાબદ પણ તમુને કહી દીધી" દીના લગાર ગુસ્સાથી બોલી.

"પણ દીના, હજુણબી તું મને પાહલી કરીને નહિજ બોલાવી શકતી!" પાહલી દલગીર અવાજે બોલ્યો.

આ કાકલુદી ભર્યો અવાજ સાંભળીને તેણીને દયા લાગી. તેણી એકપળ ચુપ ઉભી.

"તમારી મરજી છે, તો હવેથી હું તમુને એજ નામથી

બોલ.વમ" તેણી આખરે બોલી.

અને ત્યાર પછી તેઓ પોતાનાં લગન પછી પેહલ્લીજ વેળા જરા વધુ એખલાસથી વાત કરવા લાગ્યાં.

"તુંને મારૂં ઘેર ગમેછ કે?" પાહલીએ પુછ્યું.

દીનાએ જવાબ આપવાનું દરૂસ્ત ધાર્યું નહિ, પણ પાહલીએ પાછું પુછ્યું.

"હાલ તુરત તો નહિ પાહલી, કારણ મારાં રતનમમાંનાં ઘર સાથે સરખાવતાં તમારૂં ઘર મને એક બંદીખાના જેવું લાગેછ. છતાં હું ધારૂંછ કે થોડા ફેરફાર સાથે મને ત્યાં રેહવાનું ઠીક પડશે. પાહલી મને મારા પોતાને વાસ્તે એક જુદો ઓરડો જોઇયેછ."

"કાંય તેની તુંને શું જરૂર પડી?"

"મારી પાસે મારા પપાની ચોપડી, પીકચરો અને પુટલાં છે, કે જે હું મારા ઓરડામાં બરાબર ગોઠવવા માંગુછ. આહ, તે ઓરડાની બારી હું આખો દીવસ ઉઘાડી રાખશ, ત્યાં લેસ-પીસનાં પરડા ગોઠવસ, ટેબલ ઉપર ફુલનો એક મોટો વાઝ મુકસ, અને મારી લખવાની ટેબલ ઉપર પેન્ટીંગ અને ડ્રોઇંગનો સઘળો અસબાબ રેહશે. ઓ પાહલી, આવી રીતે મારો ઓરડો ગોઠવીને હું કેવી સુખી થવશ."

"તુંને એક ઘડીબી સુખી કરવા હું તૈયાર છેઉં" પાહલી બોલ્યો "ચાલ એ વીશે આપણે સુનઇને પુછી જોઇએ."

તેઓ ઘરમાં પાછાં ફરયાં, અને દીનાની ખુશાલીનો પાર હતો નહિ, મગર કમનશીએ તે વેળા સુનઇનો મીજાજ જરા ચસકયો હતો.

"મારી દીનાને પોતાને માટે એક જુદો ઓરડો જોઇયેછ, સુનઈ" પાહલીએ શરૂ કીધું.

"શું ધુર મુકવા?"

"મને વાંચવા લખવાનો ઘણો શોખ છે, સુનાબાઇ" દીનાએ ચલાવ્યું "અને વખત મલતાં મને ડ્રોઈંગ અને પેન્ટીંગ પણ કરવા ગમેછ."

"તોબા, એક ખેડુતની બૈરી ચીત્રામન પાડે! પાહલી, તેં કોઈ દીવશે એવાં ખેણકોતક જોયાંછ કે?" સુનઇએ તરારો કીધો.

"પણ મારી બૈરીને પોતાની મરજી માફક કરવા દેવામાં તુને શું વાંધો છે?" પાહલો ધીમાં અવાજે બોલ્યો.

"કાંઈબી નહિ" સુનાઈ બોલી "પણ તું તો તારી બૈરીને દાહી અને શ્યાણી થયલી જોવા માંગેછ."

"તેથી ચીત્રામન પાડે તો શ્યાણી નહી કેહવાય?"

"ઓ પાહલા એની સાથે હવે તારૂંબી ભેજું ખસી ગીયુંછ. જો મેં આટલાં વરશો ચીત્રામન પાડવામાં કહાડયાં હતે તો આજે તું આંય ઘેરનો માલેક થતેબી કે? આજે બેંકમાં તારૂં આટલું નાણું રહયું હતેબી કે? ઘેરની શેઠાણી ચોપડીઓ વાંચે અને ચીત્રામન પાડે, તો પછી ઘરનું કામ કોણ કુતરો કરવા આવવાનો?"

"તમારી મરજી નહિ હશે તો હું એ વીચાર માંડી વાળશ, સુનાબાઇ" દીનાએ આખરે કહયું "પણ મારા પપા કેહતા હતા કે દરોઇંગ ઉપર મને કુદરતી બક્ષેશ છે, અને જરૂર પરે હું એમાંથી પાંચ પૈસા કમાઇ શકશ."

"એમ?" સુનાઈ અજાયબીથી બોલી "ત્યારે તો મને પેહલ્લેથીજ કહી દેવું હતુ. મને આટલી માથાંઝીક શું કરવા કરાવી?"

"ત્યારે આપણે એને કીયો ઓરડો આપ્યે, સુનઇ?" પાહલીએ પુછયું.

" હું કાલે પેલું ગોદાઉન સાફ કરાવી રાખશ."

"નહિ, સુનઇ, હમારા ઓરડાની બાજુમાં એક બીજો ઓરડો છે, તે હું એને આપવા માંગુંછ. આજે બપોરે ભીખી પાસે એ ઓરડો સાફ કરાવી રાખજે." પાહલી બોલ્યો.

" કદાચ એ ઓરડાને વરેખી, તારી બૈરીને વાંધો હશે" સુનઇ દીનાં તરફ એક તીક્ષણ નજર કરતાં બોલી.

" નહીજી, મને એટલોબી રૂમ મળ્યોછ એ ગનીમત છે" દીના બોલી.

તેઓ જમી રહયાં પછી જ્યારે પાહલી પાછો ખેતરે ગયો, અને સુનઈ રાંધણીમાં ભરાઈ, ત્યારે દીના ખુશાલીનાં કુદકા મારતી, ભીખી સાથે ઉપર પોતાનો રૂમ સાફ કરવા દોડી.

બીજે દિવસે દીનાએ પોતાનો સામાન ઉપર મંગાવ્યો, અને તે ઓરડો એવો સરસ આરાસ્તા કીધો, કે સુનઈ તો એમજ સમજી કે તેણીનો ભાઈ પોતાની બૈરીનૂં લખલુત ખરચથી અત્યારથીજ ભીખારી બની ગયો હતો!

## પ્રકરણ ૧૨ મું.

### દીપાટમાં તોફાન.

તે એક રળીઆમણી સાંજ હતી. સુર્યનારાયણ ધીમે ધીમે પોતાની સારા દીવશની થાક ઉતારવા પશ્ચિમ મુખડા તરફ આશાયસ લેવા જતા હતા, અને તે બાજુનું આકાશ, એવાં તો

રંગબેરંગી વાદળાંઓથી ઝલઝલી રહ્યું હતું, કે એક નાના સ્ટુલ ઉપર, દીના પોતાના હાથમાં પીંછી સાથે તે વેળાનો દેખાવ કાગળ ઉપર ચીતારવામાં મશગુલ હતી. સુરત આવ્યા પછી આ પેહલ્લોજ કુદરતી દેખાવ હતો, કે જે તેણીને આટલો બધો પસંદ પડયો હતો. તેણીની ખુશાલીનો પાર હતો નહિ, કારણ સુનઇએ હવે તેણીને એક જુદો ઓરડો આપ્યો હતો, તેણીને આજે બાહર નીકળવાની પરવાનગી આપી હતી. એ શું તેણી માટે કાંઈ થોડી ખુશ થવા જેવી બાબદ હતી? પાહલી તેણીની બાજુમાં મગરૂરીથી છાતો કાઢીને બેઠો હતો, પણ દીના તેને આગળની માફક ગુપચુપ બેસવા દેતી હતી નહિ. વારંવાર તેણી પોતાનાં ચીત્રની ખુબી સમજાવવા તેની તરફ ફરતી હતી, અને ગરીબ બીચારો પાહલી,—પોતાની બૈરીનાં "ટચીઝ" "પાંઝ" "લેન્ડકેપ" વગેરે શબ્દોનો મીનીંગ સમજતો તો દોસો થયો, તોપણ પોતાની બૈરીનો મધુર અવાજ સાંભળીને તે સઘળો મધયારો માની લેતો હતો. તે સુખી હતો, કુલ દુન્યાં તેની સાથે સુખી હતી, ફકત હમણા તેની દલગીરી એટલા માટે હતી, કે જ્યારે કુદરતનો ચીતાર પાડવામાં મશગુલ હતી, ત્યારે ખુદ તે કુદરત ચીતારનાર-તેની પોતાની ખુબસુરત ધણીયાણીને કેનવાસ ઉપર ચીતારવા, ત્યાં કોઇપણ ચીતારો હાજર હતો નહિ.

આખરે તે ચીત્ર ખલાસ થયું, અને દીનાએ મગરૂરીથી તે પાહલીના હાથમાં મુકયું.

"તમુને એ ગમેછ કે, પાહલી" તેણીએ હસીને પુછયું "હજુણુબી તમારી તરફથી ઉત્તેજન મલતાં હું એના કરતાં વધુ સારૂં પેન્ટ કરી શકશ."

તેણીને ઉતેજન આપવા પાહલી તેણીના ચેહરા તરફ વાંકો વળ્યો, અને દીનાએ પણ તેનાથી કમકમીને દુર નહિ હઠવાની

પોતાની બની શકતી કોશેશ કીધી.

"ઘણુંજ મજાહનું લાગેછ, વ્હાલી" તે બોલ્યો "ચાલ આવ આપણે અંદર જઇને એ ચીત્ર સુનઇને દેખાડયે કે એનીબી જરા ખાત્રી થાય."

તેઓ અને ઘરમાં ગયાં, પણુ સુનઇનો કેડે પ-તો હતો નહિ, અને પોતાની બ્હેનની ગેરહાજરી જોઇને પાહલીની ખુશાલીમાં ઔરબી વધારો થયો, કારણ દીના સાથે એકલો બેસીને ખુશ ગોફ્તેગુ કરવાનો તેને થોડો વધુ વખત મલ્યો હતો. એકાએક તેની ખુશાલીમાં ખતરો પડયો, તેને સુનઇનો અવાજ સાંભળ્યો.

"પેલાં બે હજુણુ નથી આયાં કે બીખી? આવવા દે હુંબી તો ખરી કે આજે જે તે નીકાલ કરી નાખું."

દીના ચોંકી, પાહલીનો ચેહરો નખાઇ ગયો. ઓ બાપરે, આ અવાજથીજ તે ચેતી ગયો કે સુનઇનાં ભેજાંમાં એક જબરાં તોફાનનો વાવટો ચઢી ચુકયો હતો.

એક તડાકા સાથે તેઓ બેઠાં હતાં તે ઓરડાનું બારણું ઉઘડયું, અને સુનઈ ત્યાં દાખલ થઇ.

"પાહલી" તેઓને જોતાંજ સુનઇએ બુમ પાડી "હું પુછું તેનો તું તારી ખરી મનસની ગવશ્નની કુનશનીથી જવાબ આપ. બોલ, તારા ધારવા પ્રમાણે મેં કદીબી એવું કામ કીધું છે કે જેથી આપણી પારસી કોમને, એક જરથોસ્તી બાનું તરીકેનાં ઉંચા નામને, મેં કોઇપણુ સીધી યા આડકતરી રીતે ઝાંખ લગાડી હોય?"

"નહી, સુનઇ."

"બોલ, તેં કદીબી મને એવી ગેરરીતી કે ગેરવતણુક ચલાવતાં દીઠીછ કે જેથી મેં આપણા પેસીકાકાનાં ખાનદાનને એબ લગાડી હોય?"

"નહી સુનઈ."

"બોલ, તેં કદીબી મને તારૂં બુરૂં ઇચ્છવા કે બુરૂ કરવામાં મોજ માની લેતાં સાંભળી છે?"

"નહી સુનઈ."

"ત્યારે તો, બાઈ, એક જરથોસ્તી બાઇ તરીકે, આપણા ખાંનદાનનાં ભલાં નામને ખાતર, તારાં પોતાનાં ભવીષ્યનાં સુખને ખાતર, હું તુને મારા બોલવા ઉપર ગંભીરાઇથી ધ્યાન પુગાડવાની અરજ કરૂં છું. આંય તારી નાપાક બૈરીએ પોતાનાં ઓરડામાં પથ્થરનાં બે એવાં પુતલાં મુકયાંછ, કે જે આપણા ધર્મનાં ફરમાંન મુજબ, નેકી નીતીનાં તરીકા મુજબ, ઘણો સખત વાંધો ઉઠાવવા જોગ છે."

દીનાએ અજાયબીથી પોતાનાં દોળા ઉંઘાડયા, જ્યારે પાહલી એક ઉંડા નીસાસા સાથે તેણી તરફ ફરયો.

"એ પુતલામાં એવું તે શું વાંધા ભર્યું છે કે જેથી તમે આટલાં બધાં ઉસકેરાઇ ગયાં છો, સુનાબાઈ" દીનાં દમમાંજ બોલી "કાંય, કોઈપણ નીર્દોશ ચીજને પાપી તરીકે ઠોકી બેસાડનારાંઓ પોતેજ બાતેનમાં પાપી હોય છે."

"જોયું કે પાહલી, આંય તારી બઇરી મને પાપી કહેછ" સુનઇએ બુમ પાડી "હા, દીનબાઇ, હું ગમે એટલી પાપી હોવશ, તોપણ હુ આંય ઘરમાં આવાં પુતલાં પુતલીનાં ધાણુક ચાલવા દેવશ નહિ. એને ખાતર, હું ઘેરમાંથી બ્હાર જવશ, નહિ તો તમુને બ્હાર કાઢસ."

"એ પુતલાં મારી આગળ લઈ આવ, સુનઇ" પાહલીએ સુચવ્યું.

"નહી, બાઈ એવાં નાગાં પુતલાને અડકીને હું મારા હાથ અપવીત્ર કરસ નહી. આપણી બીખીએ એ પુતલાં આજેજ જોયાં

અને એ ઉપર મારૂ ધ્યાણ ખેંચ્યું."

"મને હજુણુબી સમજ નહિ પડતી કે એ પુતલાં માટે તમે શાનાં સુગાવછ, સુનાબાઈ" દીના બોલી "પાહલી, એ પુટલાં માંનો કેટલો મીનીંગ સમાયલો છે. એમાનું એક "હરકયુલીસ" યાને તાકતનાં દેવતાનું છે, જયારે બીજું "વીનસ" યાને ખુબ-સુરતીની દેવીનું છે. એની ઉપર તો બધા સાહેબ લોક મરી ફીટેછ."

"હું તે જાણતો નથી. મેં તો એ નામબી આજેજ સમજ્યાં" પાહલી નાસીપાસીથી બોલ્યો "દીના, હું ઇચ્છુંછ કે તું એ પુટલાં કોરે બાજુએ મુકી દે."

"શું કરવા એ મારા પપાની ચીજો હતી. તેવણ આ બે પુટલાંને પોતાની બીજી ચીજ કરતાં વધારે કીંમતી ગણતા હતા" દીનાએ હઠ લીધી.

"તારો બાપ કોઇ બડો બેશરમ હોવો જોઇયે" સુનઇ ચીચવાઇને બોલી.

"ખબરદાર, સુનાબાઇ," દીના એક વાઘનની માફક છેડાઇને બોલી "તમે મને ગમે એટલીબી ગાલ દેઓ, પણ મારા પપા વિશે જો તમે હવે ફરીથી એકપણ આડો સખુન બોલ્યાંછ, તો હું તમારી જબાંજ ખેંચી કાહડસ."

"સુનઈ, જરા જોઈ તપાસીને બોલ" પાહલી ડરડર ધ્રુજતાં બોલ્યો.

"અને તુંબી મુવા બૈરીના ગોલામ જરા જોઈ તપાસીને કામ લે" સુનઇએ તાણો મારયો "જો પાહલી હું તુંને છેલ્લીજ વખત કહુંછ, કે તું આય પુતલાંને ભાંજી નહી નખાવશી, તો હું હયાંથી ચાલી જવશ."

"ચાલી જાવ" દીનાં ભવાં ચહડાવીને બોલી "અને તમારાં જેવાં "ઑરથોડોક્સ" ઉલ્લુઓની જરાબી દરકાર નથી."

"દીના–દીના જરા આસ્તે. હું મારી બ્હેનને મારાં બારણાંમાંથી હાંકી કાઢવા માંગતો નથી" પાહલી બોલ્યો.

"અને હુંબી મારા પપાનાં પુતલાં ભંજાવી નાખવા માંગતી નથી."

"પણ કાંઈ નહિ તો તું એને એક ચાદરમાં લપેટીને બંધ કર, કે જેથી એની ઉપર કોઈની નજર પડે નહી." પાહલીએ કાલાવાલા કીધા.

દીના જરા અચકી, જો કે તેણીની લાગણી ઘણીજ દુખાઈ હતી, તોપણ એક અશરાફ બાપની અશરાફ બેટી તરીકે તેણીએ આ સઘળાં ઉપર નાંખતી કરવાનો વિચાર કીધો.

"તમારી મરજી એવી છે તો હું એ ઢાંકી નાખશ." દીના ધીમાં અવાજે બોલી "કેમ સુનાબાઇ હવે તો તમે એટલાં બધાં ઉસકેરાસો નહિ, અને મારાં પપા માટે એકપણ આડો સખુન કાહડશો નહિની ?"

જેમ એક ઢગઢગતા અંગાર ઉપર ધોધમાર પાણી રેડવાથી તેનું જોર નરમ પડી જાય છે, તેમ દીનાનાં આ શબ્દોથી સુનાઇનો ગુસ્સો એકદમ ઉતરી ગયો. તેણી એક બોલ પણ બોલી નહિ. અને ગરીબ બીચારો પાહલી આવા મોટા કજીયાનું આવો સંતોશકારક નીવેડો લાવવા માટે તેને હેરાનની લાગણીથી દીનાનો હાથ દાબ્યો, એવું વિચારીને કે તેની બ્હેનની ગમે એટલી એંટાલ અને અસલી વિચારોની ફીલસુફી છતાં તેની બૈરીની નમનતાઇ, અને સમો જોઇને પીઠ આપવામાં ખુદ જરથોસ્તી ધર્મની 'સ્પીરીત" વધારે સમાઈ હતી.

તોફાન પછી તડકાંની માફક બીજા થોડા દીવસ વહી ગયા.

ત્યાર પછી વળી એક દીવસે સુનઇને કાને એવી વાત આવી, કે સુરતનાં સઘળાં લોકો તેણીની ભોજાઇનાં છુટટા બાલ જોઇને રેવરેવ કરતાં હતાં, અને છડે ચોક એવું બોલતાં હતાં કે પાહલી પેસીકાકો ખરેજ એક બેહશતની હુરીને પરણી લાવ્યો હતો. વાહ, એ તો માંદાંને જોઇયે એવું વૈદે ફરમાવ્યું. સુનઇને પોતાની ભોજાઇની ખુબસુરતી માટે અસલથીજ ધીકકાર હતો, અને તે વીશે એક દીવશે પોતાનાં ભાઇને ચેતાવાની તેણીએ તક સાંધી.

" પાહલી" સુનઇ બોલી " તું પેલી છોકરીને તેનાં છુટા બાલ સાથે સઘળે ઠેકાણે દોડતી જોવા ખુશી છે કે?"

" કેઇ છોકરી?" પાહલીએ અજાણો થઇને પુછ્યું.

" કોણ વરી તારી બૈરી."

" સુનઈ, મારી બૈરી વીશે જરા માનથી બોલ. તું જાણેછ કે તેણી એક છોકરી નહિ, પણ એક પરણેલી સ્ત્રી છે." પાહલી બોલ્યો.

" ઠીક, ત્યારે તો હું મારો સવાલ જરા સુધારીને તુંને પુછસ" સુનઈ સેહજ નમીને બોલી " પાહલી, તું પેલી પરણેલી સ્ત્રીને તેનાં છુટા બાલ સાથે સઘળે ઠેકાણે દોડતી જોવા ખુશી છે કે?"

" એમાં શું છે?"

" શું છે? એને વરે આંય આખા સુરતમાં તરેહવાર ગપાટા ઉડેછ તે તુંને ખબર છે કે? તેં કોઈબી એવી સ્ત્રીને જોઈછ, કે જે પોતાનાં બાલ આવી રીતે છુટા રાખીને દોડયા ફરતી હોય?"

" કોઈબી સ્ત્રી મારી દીના જેટલી ખુબસુરત નથી, અને મારી દીના જેવા સુંદર બાલ ધરાવતી નથી, જો તેમ હતે, તો

તેઓ પણ દીનાનીજ માફક જરૂર બાલ છુટા રાખીનેજ ફરતે." પાહલી હીંમતથી બોલ્યો.

"હું લાચાર છેઉં ભાઇ, પણ હું તો ફકત તારાં ભલાંને માટે બોલીનેજ ભુંડી થાઉં છું. હું લોકોને તારા ઠઠ્ઠા કરતાં જોવા ખુશી નથી."

"હું તારૂં સમજવા માંગતો નથી" પાહલી કંટાળીને બોલ્યો.

સુનઇ ખડી થઇ, પણ પોતાની આજની હાર માટે ભવીષ્યમા તક મલતાં, પોતાની ભોજાઇ ઉપર વ્યાજ સીકકે, કીનો લેવાનો તેજ પળે કસદ કર્યો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### જોહાકી હાર.

પેલી કેહતી છે કે "ન સુખી તું જાંણુ કે જે જરનો સુખી, સુખી તો તે કે જે ધરનો સુખી" તેમ દીનાની પૈસા ટકા બાબદ હાલત ગમે એવી પણ સારી હોવા છતાં, દર દીવસે પોતાનાં સાસરાં ધરમાં તેણીની જીંદગી અકારી બનતી ગઈ. પાહલી શરૂઆતમાં તેણી તરફ ધણો માયાળુ હતો, પણ સુનઇ તેનાં કાન ભંભેરવાને એક પણ નજીવી તક બાકી રાખતી હતી નહિ. જો કે દીના તરફનો તેનો ચાહ સેહજ પણ ઓછો થયો હતો નહિ, જો કે હવે પછીનાં વર્ષોમાં પણ તેને દીનાને અસલનાંજ અખંડ પ્યારથી ચાહી હતી, તોપણ રફતે રફતે તેની દીના તરફની વર્તણુક બદલાતી ગઈ, કે જે હજુણસુધી દુઃખી દીના માટે એકલોજ સધ્યારો હતો. સુનઈ તેણીની દરેક હીલચાલને ગુનાહનું

૩૫ આપતી, અને તેણીનાં તે સઘળા ધખારાને પાહલી લક્ષ ચલાવતો હતો, પણ જે ચોકકસ બાબદ ઉપર તે પોતાની બેહન સાથે તદન એકમત થયો તે એ હતી કે દીના તેને ચાહતી હતી નહિ.

એક દીવસે સહવારે હવા ઘણી ખરાબ હોવા છતાં, દીનાએ બાહર જવા પાહલીની રજા માંગી, પણ પાહલીએ તે આપી નહિ એવું કહીને કે આજે બાહર જવાથી તેણીની તબીયત બગડશે, પણ દીના કાંઈ સમજી નહિ.

"જો પાહલી મને જવા દેવ. ખુદાને વાસ્તે મને જવા દેવ. હું આખો દીવસ ઘરમાં રહીને શું કરૂં?"

આંય પટામણો શોકાતુર અવાજ સાંભળીને પાહલીને ઘણી દયા લાગી, પણ તુરતજ સુનઇ બોલી.

"શું કરે વરી, ઘરમાં રહીને એક ધણીયાણી તરીકે તમારી ફરજ બજાવો, આંય ટુવાલને છેરા ગુઠવાનાં છે, પાહલીનાં જુનાં દગલા સીવવાનાં છે, અને તોબી શું કરૂં એવો સવાલ તમે મને પુછોછ?"

"સુનઇ તું એની સાથે ગુસ્સો નાં કર. એ ઘણીજ રાંક છે. તારા એવા બોલથી એ મનમાં ઘણીજ દુઃખી થાયછ."

"ત્યારે એવા હસવા જેવા સવાલ પુછવામાં એ સમજ સુધ્ધી કેમ નહિ રાખતી?" સુનઈ બખાલી.

"મને તમારાં કરતાં વધારે અકકલ છે, સુનાબાઈ" દીના બોલી "પણ જ્યારેબી હું કાંઇ કામ કરવા બેસુંછ, ત્યારે તમે તે કામ મને નથી આવડતું કરીને મારા હાથમાંથી ઝુટવી લેઓછ."

પાહલી કાંઇપણ બોલ્યો નહિ. તેની બૈરી અને બેહન વચ્ચે આવા કજીયાઓ યાહોમ વધ્યા જતા હતા, અને જ્યારે બંને

પક્ષ તરફથી તેને અપીલ થતી, ત્યારે અફસોસ, તે દરેક વેળા પાહલી પોતાની બેહનની તરફેણમાંજ પોતાનાં ચુકાદા આપતો હતો.

આખરે "હું ટુવાલને છેડા કરવા જાઉંછ" એવું કહીને દીના તે ઓરડો છોડી ગઇ. સુનઈ ત્યારપછી પોતાનાં ભાઈ તરફ ફરી.

"પાહલી હું એમ પુછું કે તારી બૈરી તુંને ચાહેછ, એમ તું શા ઉપરથી કહેછ?"

"મારી ખાત્રી છે" પાહલી ધીમેથી બોલ્યો.

"નહિ, તારી બૈરી જો તુંને ચાહતી હતે, તો તેણીનાં દીલને તારો જરાબી હાથ લાગતાં તેણી આવી રીતે પાછળ હઠતે નહિ."

"એ તો તારા ભેજાંનાં ધખારા છે, સુનઇ, મારી દીનાની મારી ઉપર કેટલી જાનફેશાની છે તે તું શું જાણે."

તોપણ જો સુનઇને કોઇનું અંતકરણ વાંચતાં આવડતું હતે તો તેણીને માલમ પડતે કે હમણા તેણીનો ભાઈ તદન જુદુંજ બોલતો હતો. પાહલીનાં અંતકરણમાં એ વિશે દીનાને માટે મોટો દગદગો હતો, તેથી હમણા પોતાની બેહનના બોલવા ઉપરથી તેને બારીકીથી તલાસ કરવાનો વિચાર કરયો, અને પરીણામમાં આ માટીબૈયર વચ્ચે જે સેહજસાજ એખલાસ હતો, તે પણ નાબુદ થયો.

એક દીવસે સહવારે દીનાએ જમવાનાં ઓરડામાં આવતાં ત્યાંની સઘળી બારીઓ ઉંઘાડી નાંખી. તુરતજ તે ઓરડામાં સુરજનું તડકું અને અજવાળું ધસી આવ્યું, સહવારની થંડી લેહકીએ તે ઓરડાની સઘળી ઘેરાયલી હવા દુર કીધી, અને તે જોઇને દીનાને ગીલગીલ્યાં છુટયાં.

પણ તેટલાં સુનઈ આવી, અને ઓરડામાં આટલો ઉજાસ અને બારીઓ બેપાર ઉઘાડી જોઇને સુનઇનાં ભીણુ ફરી ગયાં.

તેણી લાગલી બારી આગળ દોડી, અને તે સઘળી પાછી બંધ કરીને દીના તરફ ફરી.

"મારાં ઘરમાં આવી રીતે બારી ઉઘાડી રાખવાનો ધારો નથી, દીનબાઇ" તેણી બોલી.

"પણ ઓરડામાં ઉજાશ અને તડકું આવવાથી તો સઘળી દુરગંધી અને દુખદરદનાં જંતુઓ નાબુદ થાય છે." દીનાએ સમજાવ્યું.

"કપ્પાલ તમારૂં, જો તમુને તમારા ધણીનાં સામનની જરાબી દરકાર હોતે, તો આવી રીતે બારી ઉંઘાડી નાંખીને તમે બાહરનું ધુર મતોરૂં ઓરડામાં આવવા દેતે નહિ."

"હું એ વીશે પાહલીને પુછી જોવશ, અને જો એવણબી મને "ના" કેહશે, તો પછી હું બારી કદીબી ઉંઘાડશ નહિ. હું મારા ધણીનાં કેહવા પ્રમાણે ચાલસ, સુનબાઈ, કારણ તમારેથી તો હું તદન કંટાળી ગઈછ."

"નહિ કાંય! મારી આગળ તુમારૂં કાંઇ વળતું નહિ ત્યારે હવે તમે મારા ગરીબ બાઇને સતાવા માંગોછ. દીનબાઇ, જ્યારથી તમે હાં આવ્યાંછ, ત્યારથી તમે આંય હમેશના શાંત ઘેરમાં સેતાન જગાડયોછ."

દીનાનો ચેહરો ફીકકો પડી ગયો, અરેરે, પોતાનાં કાંઇપણ કસુર વગર તેણીને આ કેવા કડણ શબ્દ સાંભળવા પડતા હતા! દીનાની આંખમાં પાણી આવી ગયાં, તોપણ બીજીજ પળે તેણીએ તે આંસુ દાબી દીધાં, કારણ સુનાઈ તેણીની આંખમાં આંસુ લાવવાની શકતી ધરાવતી હતી એવું દીનાં તેણીને કદીબી જાણવા દેશે નહિ. દીનાએ હીંમતથી પોતાનો ભાગ બજી બતાવ્યો, એક છેલ્લી વેળા તેણીએ સુનાઇનો ચાહ જીતી લેવાની કોશીશ કીધી, પણ તેમાં તેણી નીશફળ નીવડી, કારણ સુનઇ

તેણીને એવા ધીક્કારથી જોતી હતી, કે જે ગમે એવી સમજાવત છતાં પણ શાંત પડી શકે નહી.

ત્યાર પછી દીનાએ પોતાની મુશકેલીને વખતે પોતાનાં ધણીનો આશરો લેવા માંડયો, પણ તેમાંથી તેણીનું કાંઈ વળ્યું નહિ, કારણ ભોલા પાહલીનાં મગજ ઉપર, સુનઇનો એવો જબરો પગપેસારો હતો કે દીનાને પાહલીથી પણ આખરે દુર રેહવાની ફરજ પડી, અને એક જાતની બેદરકાર લાગણીથી તેણી પોતાની આસપાસ દરેક જણને જોવા લાગી.

"ગમે તે થાય, મને હવે કશાંની દરકાર નથી" આ શબ્દો હવે દીના માટે ઘણાં સાધારણ હતા.

દીનાને હવે પોતાની જીંદગી તદન અકારી થઇ પડી. સુનઇનો દોર કોઇપણ સાંખી શકે એવો હતો નહિ, તેણીનો આકરો સ્વભાવ કોઇપણ ચલાવી શકે નહિ, અને સઉથી વધુ તો તેણીનાં અસલી વિચારોના સઘળા વાહીઆત વેહેમ અને ધખારાને લીધે, તેણી પોતાનાં ઘરમાં જબરો ત્રાસ મચાવી રહી હતી. હસવા બોલવાની સુનઇને જબરી સુગ હતી, સીક માંદાંની તેણીને જરાબી દરકાર હતી નહી—બસ, સહવારે પાંચ વાગે ઉઠવું, સાત વાગે નાસ્તો લેવો, બાર વાગે ભોનું ખાવું, ત્રણ વાગે ચાહ પીવી, ને રાતે સાત વાગે પાછું ભોનું લેવું, એ દીનાની ધીરજ માટે એક જબરી કસોટી હતી. તમારી મરજીનો સવાલજ હતો નહિ. દરેક ચીજ સુનઇનાં હાથ તળેથી સીલસીલાબંધ પસાર થઇ જતી હતી, અને વાંચનાર, દુન્યાનાં વીચારોમાં ગમે એવો ફરક પડે, કુદરતી રતુ અને માણસોની તબીયતમાં ગમે એવો ફેરફાર થાય, તોપણ સુનઇનાં ઘરનાં કાયદામાં આજે વીસ વરસ થયાં, એક તસુભર પણ ફેર જણાયો હતો નહિ.

બીજી ઘણીક છોકરીઓ માટે આ એકસરખી જીંદગી

આશીરવાદ સમાન થઈ પડી હતે, પણ દીનાનો વળવળતો જીવ આવી જીંદગી માટે ખળભળાટ મચાવી રહયો. વારંવાર તેણી રાતે આઠ વાગે ફરજ્યાત બીછાણે જતી હતી, અને જ્યારે ઉંઘ વગર પડી રહેતાં તેણીનો તકયો આંસુઓથી ભીજાઇ જતો, ત્યારેજ તેણી નીસોસ થઇને બેચેન બેકરાર ઉંઘમાં પડતી હતી. જેમ આપણી જીંદગીને ટેકવી રાખવા, હવા અને ખોરાકની જરૂર છે, તેમ ખુબસુરતી અને વાજબી છુટાપણું, એ દીનાની જીંદગીનાં બે મુખ્ય તત્વ હતાં. જેમ હવામાં ઉંચે ઉડતું બાઝ પક્ષી, એક અંધારા ઓરડામાં કદીબી રહી શકતું નથી, તેમ દીના પણ હવે પોતાનાં ધણીનાં ઘરમાં રહી શકી નહી. ધીમે ધીમે તેણીએ સઘળી ચીજ છોડવા માંડી, પાહલી યા તો સુનઇ સાથે વાત કરવાનું માંડી વાલ્યું. અને તેણીનો ડરૉઇંગ અને પેન્ટીંગનો અસબાબ પણ હવે ખોરંબે પડયો.

થોડાજ વખતમાં દીનામા જબરો ચમત્કાર થયો. પાહલી તે ફેરફાર જોઇ શકયો, અને જો કે દીવશે દીવશે તેણી તેની નજરમાં વધુ ખુબસુરત જણાતી હતી, તોપણ તે ચેહરા ઉપરથી તેની અસલની સુર્ખી ઉડી ગઇ હતી. સુનઇ ગમે એવી પણ ગુસ્સે થતાં, દીના એકપણ શબ્દ બોલતી હતી નહિ, અને તે તેપરથી આંધળો પાહલી એમજ સમજતો કે આખરે તો દીના તેની બેહન સાથે ઠીક "રાહ ઉપર" આવી ગઇ હતી, પોતાની બૈરીને હંમેશાં શાંત, ઉદાશ, અને સહનશીળ જોઇને પાહલીને સ્વપ્ને પણ ખ્યાલ હતો નહિ કે દીનામાં આ ફેરફાર નઝદીક આવતાં તોફાનનો હતો. સુનઇએ પણ એક દીવશે પોતાનાં ભાઇને જણાવ્યું, કે તેણીનાં ધારવા પ્રમાણે દીના હવે જરા જરા સુધરતી હતી, અને આવી એક નાદાન, ઉછાછળી, ચસકેલ દુકતીને સુધારવા માટે સુનઇએ તે દીવશે પોતાનાં ભાઇ પાસે કાંઇ ઇનામ માંગ્યું.

# પ્રકરણ ૧૪ મું.

## ગેબી સલ્લાહકાર.

પાનખર ૠતુ આવી લાગી હતી. અને તે સાથે તમામ ખુશનુમાં પેદાયશની ગોયા સાંજ પડી હતી. દીનાના પપાની આ ઘણી માનીતી સીઝન હતી.

"ચાલ દીના" તે વારંવાર બોલતો હતો "આપણે આજે ખેતરો અને મેદાનમાં જઇને સઘળાં ખરી પડતાં પાત્રાંઓને છેલ્લી સલામ કરી આવ્યે."

આ પ્રમાણે તેઓ આખો દીવશ કુદરતનાં દેખાવો નીહાળતાં સાથે રખડતાં હતાં. ફીરોઝ વારંવાર બોલતો હતો કે પાનખર ૠતુ માટે કુદરત પોતાનાં સૌથી સુંદર "કલરઝ"નો ખજાનો બાજુએ મેલતી હતી, અને તે ખરી પડતાં લાલ પાંદડાં અને ઝાડની ઘટામાંથી પસાર થતા પવનનો ખણખણાત જોઈ અને સાંભળીને દીનાની દુન્યાં સુખી હતી.

પણ આજે—અરે હમણા પોતાનાં બાપની માનીતી સીઝન આવી લાગેલી જોવા છતાં દીનાનાં મગજમાં ઝાઝી ખુશાલી પેદા થઈ નહિ. આ ૠતુ જોઇને દીનાની દુખી જીંદગી આગલી પાછલી યાદથી વધુ દુખી બની. તેણી જાણતી હતી કે હવે તેણીનો પગ બેડીમાં પડયો હતો, સુનઇ તેણીને કદીબી બહાર ફરવા જવા દેશે નહિ, અને તોપણ તે આગલા દીવશોની વારંવાર યાદ થતાં દીનાએ એક દીવશે કોઇની પણ રજા લીધા વગર એકલી ફરવા જવાનો ઠરાવ કર્યો.

"કેમ કયાં જાઓછ ?" દીનાને તૈયાર થઇ આવેલી જોઇને સુનઇએ પુછયું.

"હું જરા ફરી આવુંછ, સુનાબાઇ, ઘરમાં રેહતાં હું તદ્દન કંટાળી ગઇછ" દીનાએ જવાબ આપ્યો.

સુનઇએ પાહલી તરફ એક અર્થસુચક નજર કીધી.

"જોયું કે પાહલી, તારી બૈરીને હયાં આવવાનો હજુણ તો ગણત્રીના મહીના થયાછ, તેટલાંમાં એ આપણા ઘરથી ધરાઇ ગઇછ. જયારે હું હયાં ચાલીશ વરસ થયાં રેહવા છતાં તેં કોઈ દીવસ મને ફરવા જવાની રજા માંગતાં સાંભળીછ ?"

ખુલાસા માટે પાહલીએ દીના તરફ જોયું.

"પાહલી હું જલદી પાછી આવશ" દીના બોલી.

"પણ તું એકલી જાયછ, એ મને નથી ગમતું. હું તારી સાથ આવું ?"

"નહી-નહી મને એકલુંજ જવા ગમેછ" દીના તુરતજ બોલી.

સુનઇ સેહજ થાંસી. પાહલીએ એક નીસાસો નાંખ્યો, અને આ ભાઇ બ્હેનને ત્યાંજ મુકીને દીના ત્હાંથી બ્હાર પડી.

બસ, પોતાનાં આ કંટાળા ભર્યાં ઘરથી થોડો વખત પણ દુર રેહવાને દીના ઝડપી કદમે આગળ વધી. તેણી કયાં જતી હતી તેનો તેણીને ખ્યાલ હનો નહિ. સપાટામાં પાહલીનું મોટુ ખેતર પસાર થઈ ગયું, અને ત્યાર પછી આગળ વધતાં, કુદરતનો દેખાવ બદલાયો. ઝાડો જરા વધુ સંખ્યામાં નજર પડતાં ગયાં, રસ્તામાં જગેજગ નદી અને નાળાંઓ આવતાં ગયાં, અને હજુણ પણ આગળ વધતાં, દીના એક એવી ખુશનુમાં જગ્યા આગળ આવી પોહચી કે જે કારણથી તેણી ઘરેથી નીકળી હતી, તે આશા હવે ફળીભુત થઈ. આ દેખાવ એટલો તો ખેંચાણ-

કારક હતો, કે એક મોટાં ઝાડ નીચે બેસીને દીનાએ આસાયસ લેવાનો વિચાર કર્યો. આહ, જો હંમેશ સુધી તેણીને આવી ખુલ્લી હવામાં બેસીને આસાયશ લેવાની હોય, તો પછી પોતાનાં સાસરાં ઘરને છેલ્લી સલામ. ત્યાર પછી તેણીને પોતાનાં લગનની સહવાર યાદ આવી. ઓહ, તે દિવસે તેણીએ એક ઘણીજ ભયંકાર ભુલ કીધી હતી, પોતાની જીંદગીની ધુળ કીધી હતી. પાહલીએ તેણીને બે તક આપી હતી. એક તો માસ્તરણ તરીકે રતનમમા સાથે જીંદગી ગુજારવાની, અને બીજી, તેની સાથે પરણવાની; અને હમણા દીનાની મોટી અજાયબી એ હતી કે તેણી એક સ્કુલ માસ્તરણ તરીકે જીંદગી ગુજારવાને શા કારણથી દૂર ગઇ હતી! અરેરે જો પાહલીએ લગનની અગાઉ તેણીને બરાબર જણાવ્યું હતે, કે તે પોતાની એક ઘણીજ કમજાત બ્હેન સાથે વસવા તેણીને લઇ જનાર હતો, તો તે વેળા દીના પાહલી સાથ સુરત જવાનાં કરતાં જીવતી જાગતી એક વાઘનાં દાચાંમાં વધારે જલદીથી ગઈ હતે. ખયર, હવે તે વખત અને વાત વીતી ગઇ હતી તે આગલી આશા અને જીંદગી ખતમ થઈ હતી—હવે તો પોતાની ભુલથી કદી પણ નહિ ફેરવી શકાય એવી રીતે તેણીએ પોતાનાં કીસમતને મુકરર કરી દીધું હતું. દીના ચોંકી. પોતાની અત્યંત લાચારીનો ખ્યાલ થતાં, તેણીનું નાજુક બદન ધ્રુજવા લાગ્યું, અને ત્યાં વાએજાન એકલી બેસીને કેટલા કલાકો સુધી દીનાએ પોતાની ગમખવારીનાં કડવાં આંસુઓ ખાલી કીધાં, એ તેણી કહી શકી નહી.

" બાઇ તમે મોટી મુશકેલીમાં છેઓ " એકાએક પાછળથી કોઇનો અવાજ સંભળાયો.

દીનાએ પોતાની આંસુથી ભીંજાયલી આંખ્યો તે તરફ ફેરવી, અને એક બેગાનાં મર્દનો બુઝોર્ગ માયાળુ દેખાવ જોઇને,

તેણીને કોઈ અણુદીઠ સંચારો મળ્યો.

"તમુને કાંઈ મદદ જોઈયેછ, બ્હેન ?" તેણે પુછયું.

"તમારી મદદ મને કામ લાગશે નહી" દીના ધીમેથી બોલી.

"મને તે જણાવો, હું તમારાં દુખમાં ભાગ લેવશ, તમુને સારી સલ્લાહ આપસ."

"મેં એક એવી ભુલ કીધીછ, કે ઇનિશાનના સઘળા ઉપાય મને કારગત લાગી શકશે નહિ." દીના રડતાં બોલી.

તે અજાણ્યો તેણીની પાસે આવીને બેઠો, અને એકવાર ફરીથી તેનો માયાળુ ચેહેરો જોઇને દીનાને હીંમત આવી. તેણીને કોઈની દયાની ઘણીજ જરૂર હતી, અને માણુસાઈ અવતારમાં આ બુઝોર્ગ ફરેસ્તાને જોઇને, દીનાએ પોતાનો સઘળો ઉભરો તેની આગળ ખાલી કરવા માંડયો.

"હું આજે નવ મહીના થયા પરણી છું" તેણી બોલી "અને એટલી અસુખી છેઉં, કે હમણાં હું દરપળે મોહત માંગું છું."

"તમારો ધણી તમુને સતાવેછ ?"

"નહી, પણ તેની બ્હેન મને રાત દીવસ દુઃખ દેવામાં કાંઇપણ બાકી રાખતી નથી." દીના બોલી.

"તમારો ધણી તમુને ચાહેછ કે ?"

"તેવણ એમ બોલતા હતા ખરા" દીનાએ જવાબ આપ્યો, "જો કે બીજી ઘણીક ચીજોને તેવણ મારાં કરતાં વધારે ચાહેછ."

"તે ચીજો ?" પેલા બુઢ્ઢાએ ગંભીર અવાજે પુછયું.

"પોતાની બ્હેન, ખેતર, ઘર, અને પૈસા. એ સઘળી

ચીજો ઉપર મારા ધણીનું વ્હાલ વધારે છે."

"અને તમે, મારાં ગરીબ વ્હેન, તમે તેને ચાહોછ કે?"

"નહિ નહિ, મેં એવો કદીબી વિચાર કીધો નથી."

"ત્યારે તમે પરણ્યા શું કામ?"

"કારણ તે વખતે મારા સંજોગો જોતાં, મારે માટે આ એકલો ઇલાજ હતો."

"મારાં ગરીબ વ્હેન" તે બુઢ્ઢો દીનાની પીઠપર હાથ ફેરવતાં બોલ્યો "તમે તમારી ભુલ ઘણીજ અસુરેથી શોધી કહાડીછ, અને હવે તમે તેને ચાહી શકતાં નથી."

"નહિજી, અને એ માટે હું ઘણી દલગીર અને અસુખી છેઉં."

"ધીરજ ધર, વ્હેન, દુન્યાઈ અનુભવના ખ્યાલ આપણને ફુલમાંથી નહિ, પણ કાંટામાંથી મળે છે. મારા ધ્યાનમાં એવાં બીજાં ઘણાં અસુખી જોડાંઓ છે, કે જેઓ તે કીરતાર ઉપર ભરોશો રાખીને પોતાની મુશ્કેલી મુંગે મોહડે સહન કરે છે. વાસ્તે તુંબી મારી વ્હેન, જરા હીંમત ધર, એમ નાસીપાસ નાં થા. જો આંય ઉંચે આકાશ તરફ તારી નજર ફેરવ, અને ખ્યાલ કર કે આપણને હયાં નહિ, પણ ત્યાંજ સદાકાળ સુધી વસવાનું છે. યાદ રાખ, મારી કમનશીબ વ્હેન, કે કયામતનો દીન આવતાં તે દાદગર આપણને એમ નહિ પુછશે કે "તું સુખી હતો કે?" પણ એમજ સવાલ કરશે કે "તેં તારી ફરજ બજાવીછ કે?" ત્યારે તે વખતે તું શું જવાબ આપશે? હમણા તું તારી ફરજ બજાવેછ કે?"

"હું નહિ ધારતી" દીના બોલી.

"ત્યારે તો કયામતનાં દીને બરાબર જવાબ આપવા તું

ઉતાવળે તૈયાર થા, જા બ્હેન, હવે ઘરે સધાવ. ત્યાં જઇને પકકો ઠરાવ કર, તારી મુસ્કેલી હીંમતથી સહન કર, તારી ફરજ બજાવ, અને તે દાદારે તારા જેવી એક ખુબસુરત છોકરીને આવા સંજોગમાં મેલીને તારી જે કસોટી કરવા ધારી છે. તે કસોટીને પુરતો ઇનસાફ આપવા તું તારેથી બનતું કર. બોલ, તું એમ કરશે કે?"

"જરૂર, જરૂર, મારા સાચા સલ્લાહકાર." દીના ધ્રુજતા અવાજે બોલી.

"હું એ સમજી ખુશી છેઉં. જો એમાં તું ફતેહમંદ નીવડે તો યાદ રાખજે કે ભાડે ગામનાં રૂસતમ રાંદેલીયાએ તુને રાસ્તીની રાહ ઉપર દોરવી છે. પણ જો એમાં તુને નીશફળતા મળે તો મારે ત્યાં આવજે હું તુંને કાંઇ બીજી સલ્લાહ આપસ."

અને વાંચનાર, તે દીવસે દીના પોતાના ગેબી સલ્લાહકારના બોલ પ્રમાણે અમલ કરવાનો પકકો ઠરાવ કરીને પાછી ઘરે ગઈ.

## પ્રકરણ ૧૫ મું.

### એક નવી આમદ.

પાણુખર રૂતુનાં ખલાસ થવા સાથે શીયાળો શરૂ થઈ ચુકયો હતો, અને આગળ જો દીનાને પોતાનું ઘર ગમઘોર જેવું લાગ્યું હોય તો તે હમણાની સાથે સરખાવતાં કુચ્છ બીસાડમાં ન હતું. વારંવાર કમોસમે વરસાદનાં મજબુત ઝપટાં પડતાં હતાં.

તે અંધારા ઓરડાઓ વધુ અંધારા બનતા ગયા, અને સુનઈ વટીકને પણ પોતાનો વખત કેવી રીતે પસાર કરવો તેની સમજ પડી નહિ. પાહલી પણ હવે આખો દીવસ ઘરમાંજ રેહતો હતો. અને પોતાની બૈરીમાં કાંઇ ચોકકસ ફેરફાર જોઇને, તે દર દીવસે ઘણો અજાયબ થતો હતો. તે સુંદર ચેહરો હવે ફીકકો પડી ગયો હતો. તે ઝીણી તીક્ષણ આંખોનો ચળકાત હવે ઝાઝો હતો નહિ, અને તેણી મુંગીમંતર આખો દીવસ ઘરમાં બેસી રેહતી હતી, કારણ દીનાએ પોતાનાં ગેબી સલ્લાહકારનાં શબ્દો બરાબર ધ્યાણમાં રાખ્યા હતા, અને તે પ્રમાણે ચાલવાની દરેક કોશેશ કરતી હતી. સુનઇનાં ગમે એવા તાણાતપલાનાં બાણથી તેણી હવે ગુસ્સે થતી હતી નહિ. તેણીનાં દરેક વાહીયાત વિચારો બધા લઈ ચલાવતી, અને તેણીનાં કેટલાક શબ્દો કે જે ભલા ફરેશતાની પણ ધીરજનો આંકો લાવી નાંખવાને પુરતા હતા, તોપણ તે સામે દીના ચું કે ચાં કરતી હતી નહિ. અફસોસ, તેણીનું જીગર જોખમાયું હતુ, તેણીના દરેક વિચાર અને લાગણીને મરણતોલ ફટકો પડયો હતો, અને તેનાં બોજા તળે તેણી દર દીવસે વધુ કચડાતી ગઈ, તોપણ આંધળો પાહલી, આ જવાન જીવ માટે આવી અસાધારણ ચુપકીદી કેટલી અકુદરતી હતી, તે સમજી શકયો નહિ. કુલ દુન્યા ઉપર વસંત, ઉનાળો, અને શીયાળો વારાફરતી બદલાયા કરતો હતો, પણ દીનાના અંતકરણમાં તો હવે સદાનો શીયાળો હતો.

એક દીવસે સહવારે, દીનાએ પોતાની બેચેન ઉંઘમાંથી બીદાર થતાં, ઘડીયાળ તરફ નજર કીધી. ઓ, છ વાગી ગયા હતા અને સુનઈ કલ્લો કરશે એવી ધાસ્તીથી દીના પોતાનાં બીછાણા ઉપરથી તુરતજ ટટાર થઇ, પણ બીજીજ પળે તેણીનાં માથામાં કાંઇ પેન મારવાથી પાછી પછડાઈ પડી. તેણી કયાં સુધી આવી રીતે પડી

રહી, તેનો તેણીને કાંઇ ખ્યાલ હતો નહિ, પણ આખરે સુનઇનો અવાજ સાંભળતાં દીનાએ પોતાના ડોળા ઉઘાડયા.

"દીનબાઇ" સુનઈ બોલતી સંભળાઇ "તમે શું એમ ધારોછ કે હું તમારી નોકરડી છેઉ. આંય તમારો નાસ્તો રોજ ઉપર કોણ બાપ કાકો લાવે? હવે તો મેહરબાની કરીને તમારા ધણીને તમારે માટે રોજ નાસ્તો ઉપર લાવવા એક આયા રાખવા કહો."

"મારી તબીયેત આજે બરાબર નથી, સુનાબાઈ! પણ ચાંલો હું હમણાજ તમારી સાથે આઉંછ."

"વેકો જલદી કરો, મારો ભાઇ તમારે વાસ્તે કયારનો ભુખો તરસો બેસી રહયોછ,"

દીના માહમુસીબતે તૈયાર થઈ, અને ત્યારપછી પોતાનાં જીવલેણ મુદઇ સાથે નીચે ગઈ.

"પાહલી, આંય તારી બૈરીને તો કેહાં રોજનાં તેડાં જોઇએછ" સુનઈ બોલી.

પણ ખુલાસા માટે દીના તરફથી એક પણ બોલ સંભળાયો નહિ. તેણી એક પુટલાં માફક સ્થિર બેસી રહી, અને પાહલીએ એક નીસાસો નાંખ્યો. એકાએક કોઇના ગુંગળાવાનાં જેવો ત્યાં અવાજ આવ્યો, જમવાની ટેબલને એક મજબુત આંચકો લાગ્યો, અને દીના જમીન ઉપર બેભાણ તુટી પડી.

"એ શું ઘેર ફજેતા?" સુનઇએ તરારો કીધો. "તોબા, એ ઘડી કરારે બેસીને જમવાનોબી જપ નહિ મળે."

પાહલી દીનાનો ઉજળો સપ જેવો ચેહરો જોઇને ગભરાઇ ગયો.

"ઓ સુનઈ, મારી બૈરી મરી જાયછ" તેણે બુમ પાડી.

"જરાબી નહિ" સુનઇએ થડે કલેજે જવાબ આપ્યો "એ તો જરા બેશુધ્ધ થઈ ગઇછ."

"હું શું કરૂં, સુનઈ?" પાહલીએ અકલાઇને પુછ્યું.

"એને કોચપર સુવાડીને મોહાં ઉપર જરા થંડુ પાણી છાંત, હમણા હુશીયાર થઈ જશે."

પાહલીએ તેમ કીધું, તોપણ તે આકાર જરાપણ હાલ્યો નહિ.

"સુનઈ–સુનઈ, હું ધારૂંછ કે એ મરી ગઈછે. ઓ દીના જરા તો બોલ."

"એ મરી ગઇ હોય, તો તેમાં આપણો કસુર નથી. બીખી ઓ બીખી જરા કબાતમાંથી બરાનદીનની બાટલી લઈ આવ."

બીખી બાટલી સાથે દોડતી આવી, અને પોતાની જવાન બાઇને આવી રીતે પડેલી જોઇને, તેણી બે દગલાં પાછળ હથી.

બરેન્ડીનો ઉપાય પણ વ્યર્થ ગયો, અને આખરે પાહલીએ દીના જેટલોજ પોતાનો ઉજળો ચેહરો સુનઈ તરફ ફેરવ્યો.

"સુનઈ, તું હયાંજ રેહજે, અને હું ડાકતરને બોલાવી લાઉં તેટલાં હયાંથી જરાબી ખીસ્તી નાં."

અને એટલું કહીને પાહલી ઉંધે મસ્તક તે ઓરડામાંથી બાહર દોડયો.

"બાઈ આ શું થયું?" પાહલી ગયા પછી બીખીએ પુછ્યું.

"કાંઇ નહિરે, એ તો હમણા હુશીયાર થશે" તોપણ પોતાનાં અંતકરણનાં છેક ઉંડાણમાં સુનઇએ તે વેળા ઇચ્છયું હતું, કે આજે તેણીએ પોતાની ભોજાઇને ઉપર તેણીનાં ઓરડામાં રેહવા દીધી હતે તો વધારે બેહતર.

પાહલી ડોકતર સાથે પાછો ફરયો.

" અરરરર, આંય બધી બારીઓ શાંની બંધ રાખીછ ?" ડાક-ટર જાલ નરીમાન તે ઓરડામાં પગ મુકતાંજ બોલ્યો.

" ઉંઘાડી બારીઓ તબીયતને નુકશાન કરેછ" સુનઈ બોલી.

" એમ કોણે તમુને સમજાવ્યું ? હમણાજ એ બારીઓ ઉંઘાડી નાંખો." ડાકતરે હુકમ કીધો.

સુનઇ બબડી ખબડીને તે બારીઓ ઉંઘાડવા ગઈ, અને ત્યાર પછી સોફા ઉપર પડેલી દીનાનો ખુબસુરત ચેહરો જોઇને ડાકતર નરીમાન એક દગલું પાછળ હઠયો.

" આંય તમારા ધણીયાણી કે, મી૦ પેસીકાકા ?" તેણે પુછયું.

" હા, અને જો ડાકતર એને જલદી હુશીયાર કરી નાંખો." પાહલી કગળીને બોલ્યો.

અને જાણે તે પળે દીનાએ પોતાનાં ધણીની કાકલુદી સાંભળી હોય તેમ ધીમેથી પોતાની આંખ ઉંઘાડી.

" હું હજુણ જીવતી છેઉં કે ?" પોતાની આસપાસ જોઇને તેણીએ દબાઇ જતા સાદે પુછયું.

" બીહીસો નાં, બાનુ, તમે તદન સારીકાની છેઓ" ડાકતર નરીમાન બોલ્યો.

દીનાનાં ચેહરા ઉપર નાસીપાસીનાં ચીન્હ ફરી વળ્યાં.

" ઓ ડાકતર તમે મને શું કરવા હુશીયાર કીધી ? મને મરવા દેઓ, મને મારા પપાને મલવા જવા દેઓ" દીના બોલી.

" તમારાં જેવા જવાન બાનુંએ મરવાની ખાહેશ નહિ રાખવી જોઇએ" ડાકતરે સમજાવ્યું.

" નહિ મને મરવા દેઓ. આજે અઠવાડયાંઓ સુધી હું મારૂં દુખ મુંગે મોહડે ચલાવ્યા કરૂંછ. એવી આશામાં કે તે

એકદમ વધારી દઇને મારી જીંદગીનો નીકાલ કરી નાખું. ઓ ડોકતર, હું મારી જીંદગીથી તદન થાકી કંટાળી ગઇછ"

"બસ, ફક્ત એટલાંજ કારણુ માટે તમે મરી જવા માંગોછ?"

"મારા સંજોગ, મારૂં કીસમત મારી સાંમે થયું છે. ડોકટર" દીનાએ બળાપો કીધો.

"પણ હું જો તમુને કાંઇ ખુશ ખબર આપું તો તમે ખુશી થશો કે?"

"નહિ, આ દુન્યામાં કોઇ પણ ખબર અને ખુશી કરી શકશે નહિ."

"જોવ, મને ધ્યાનથી સમજો" ડોકતર નરીમાન જરા ટટાર બેસતાં બોલ્યો "હવે તમુને મોહત માંગવાનું કાંઇપણ કારણ નથી, કારણ તેમ કરવાથી તમે એક નહિ પણ બે જીંદગી માટે જોખમદાર રેહશો. આશરે બે મહીનાં પછી તમે એક સુંદર બાળકનો જનમ આપનાર છેઓ."

"એક બાળક? મને તે નથી જોઇતું" દીના અજાયબીથી બોલી.

ડોકતર નરીમાન ચોંકયો. તેણે ઘણાક દાખલાઓ જોયા હતા કે જેમાં એક બાળકે એક નાસીપાસ થયલી જીંદગીમાં નવી આશાઓ સજીવન કરી હતી, પણ પોતાની સાંમે પડેલું આ "પેશન્ટ" પોતાનાં પેહેલ્લાં બાળકનો ખુશાલીની લાગણી સીવાય કોઇ બીજી રીતે ખ્યાલ કરે, એ તેને માટે એક ઉખાણું હતું.

"પણ તે બેબી આવ્યા પછી તમે એમ બોલશો નહિ. તમે તે બાળકને તમારે ગમે એટલું ચાહી શકશો."

"નહિ. આંય લોક મને તેમ કરવા દેશે નહિ." અને આ શબ્દોથી ડોકતર નરીમાન પોતાનાં પેશન્ટની બીમારીનું કારણ સમજી ગયો.

"જોવ, એક બાળકનાં પ્યાર જેવો મીઠડો સાચ્ચો પ્યાર આંય દુન્યામાં બીજો કોઇ નથી. તે ખુદા તરફથી આપણુને એક કીંમતી બક્ષેશ છે. તમે તમારાં મમાંને કેટલાં વ્હાલાં હતાં, તે તમુને યાદ છે?"

"હા."

"ત્યારે તો આ બાળક તમુનેબી તેટલુંજ વ્હાલું લાગશે. જોઉં, હવે તમારી આંખ બંધ કરો, હું સ્વપ્ના માટે તમુને એક દીલખુશ ચીત્ર આપું છું. એવું ધારો કે તમે એક બાળકનાં માતા થયાં છો, તે બાળક એક ખીલતા ગોલાબ જેવું સુંદર છે, તેનાં કરચલીવાળા સોનેરી વાળ સહવારની ઠંડી લેહકીમાં ગેલ કરે છે, અને જ્યારે તમે તેને એક સુંદર ગોલાબનો હાર પેહડાવો છો, ત્યારે તે 'મમાં–મમાં' કરીને હસીને તમારે ગળે વળગે છે."

"એવું બનવું મુસ્કેલ છે, ડોકટર" દીના બોલી, અને તોપણુ ડોકટર નરીમાનનાં ગયા પછી, એજ ચીત્ર દીનાનાં મગજ ઉપર ભમ્યા કીધું.

આ ખબર સાંભળીને તે દીવશે આખાં ઘરમાં ખળભળાટ મચી રહયો. પાહલી ખુશ થઇને દીના આગળ દમકયા કીધો, પણુ સુનઇને આ વધામણી કાંઇ ઘણી રૂચી નહી.

"પાહલી" તેણી બોલી "તું આવી વાએલ જેવી દુકતીને પરણીને તદન મુર્ખો બન્યોછ. એ પોરીઆંની હવે જંજાળ કોણુ કરશે. તારી બૈરીને તો કાંઈ આવડતું નથી, અને મારેથી ઘેરનું કામ છોડીને એ પોરીયાં સાથે કાંઇ ધકેલા ખવાય નહિ બા."

"પણુ સુનઇ, હવે આપણો કાંઈ ઇલાજ નથી" પાહલી

બોલ્યો "એક ફરઝંદની આમદ આપણા ઘરમાં એક આશીરવાદ સમાન છે. હું વારંવાર વીચાર કરતો હતો, સુનઈ, કે મારા ગુજરવા બાદ, મારી આ સઘળી દોલતનો કોણ માલેક થશે? પણ હવે મારી ચીંતા દુર થઈ છે. હવે હું મારી પાછળ મારા ગાદી વારસ તરીકે એક બેટાને મુકી જવશ."

"પણ તેં કેમ જાણ્યું કે એક છોકરોજ આવશે? મારી ખાત્રી છે કે તારી બૈરી તો જોર પોરીઓનોજ જનમ આપવાની" સુનઇ બોલી.

"જે હોય તે" પાહલીએ સેનાન દાબો કીધો "એક બાપ થવાની ખુશાલી મારે માટે પુરતી છે. હું ધારૂંછ સુનઇ કે ફુઇ બનવા માટે તુંબી મનમાં તો મલકાતીજ હશે. આપણે એ બાળકને સારી કેળવણી આપીને, એને પેસીકાકાનાં ખાનદાનને લાયક બનાવશું."

"હા, મારી કેળવણી વગર એ આપણા ખાનદાનને જેબ આપી શકશે નહિ," સુનઈ બોલી.

આવી રીતે બે મહીનાં પસાર થઈ ગયા, તે અરસામાં દીના એક ખુબસુરત બેટાની માતા થઈ, અને સુનઇને સમજાવી પતાવીને આખરે દીનાએ તે ભુલકાંનું પોતાનાં નમાવાનું નામ ફીરોઝ રાખ્યું.



# પ્રકરણ ૧૬ મું.

## " લગન એક જીવતું મોહત છે. "

દીના દર દીવસે વધુ ખુબસુરત બનતી ગઇ. તે ગોલ ઘાટમદાર ચેહરા ઉપર પાછો જરા રતાશ આવવા લાગ્યો, તે ચળકતી આંખનાં ચમકારા વધતા ગયા, તે સુંદર પરવાલા જેવા હોથ હવે વધુ નરમ અને રાતા બનતા ગયા, અને કેટલીક વખતે તો પાહલી પોતાની અતી ખુબસુરત બૈરી તરફ નજર કરતાં વારંવાર ગભરાઇને વિચારતો હતો, કે આવી એક સુંદરી ખુદ તેની પોતાની હતી. પોતાનાં સુંદર બાળકને જોઇને દીનાને ન સમજી શકાય એવી ખુશાલી લાગતી હતી. તેની તરફ તેણીને કાંઈ અચુક ખેંચાણ હતું, અને જ્યારે તેણીનાં પપાએ તેણીને રમવાને માટે એક મોટી ડૉલ અપાવી હતી, ત્યારે જેવું વ્હાલ અને ખેંચાણ દીનાને તે નાદર હુન્નરનાં નમુનાને જોઇને લાગ્યું હતું, તેવીજ કાંઈ ભેદી લાગણી હમણા તેણીને પોતાનાં બાળક બેટ્રાને જોઇને થતી હતી. ખરેજ નાનો ફીરોઝ, દીનાને માટે એક રમવાની ડૉલ હતી.

તોપણ તેણીની તબીયત અસલ જેવી તંદરેસ્ત હતી નહિ. આજે તો માથું દુખેછ, તાપ આવેછ, છાતી દુખેછ એવી ફરયાદો પાહલી આગળ ચાલુ થતી હતી, અને ડોકટર નરીમાન દર વેલા તેણીને તપાસીને વમાસણમાં પડતો, કે તે દેખાતી તંદરેસ્ત છોકરીને આવી ફરયાદ કરવાનું શું કારણ મલતું હતું ?

" હું તમુને સમજી નહી શકતો, દીનબાઇ " તેણે એક

દીવસે કહ્યું "તમે મને એક એવાં ઘડીયાળની યાદ આપોછ, કે જેની મુખ્ય કમાન જોખમાયલી હોવાથી, તે મારકુટે ધીમે ધીમે ચાલે છે."

"હા, જો મારાં અંતકરણને તે કમાન સાથે સરખાવી શકાય, તો તમે ખોટા નથી, ડોકટર" દીનાએ જવાબ આપ્યો.

ડોકટર નરીમાન આખરે કાંઇ જોઇ શકયો. તેણીનો ધણી તેણીને સમજી શકતો હતો નહિ. તે તેણીની ખુબીઓને ખાંમી તરીકે પીછાણતો, તેણીની ખાંમીઓને ગુનાહનું રૂપ આપતો; તે ખીલતી જોબનવંતી જીંદગીનાં સઘળા આચારવિચારો, પાહલીને મનસે એક સીલ કીધેલી બંધ ચોપડી જેવા હતા. જો કે પાહલી પોતાની રીત પ્રમાણે તેણી તરફ માયાળુ હતો, તોપણ તે પોતાની બ્હેનની સમજાવતથી વારંવાર એકજ તરફ ઘળી જતો હતો. સુનાઇ તેણીની જવાંની અને ખુબસુરતી માટે અદેખાઇ કરતી હતી, તેણીને ઘરની શેઠાણી બનવા માટે અંતશ રાખતી હતી. પાહલી તેણીને વગર વિચારે પરણ્યો હતો એ માટે તેણી વેર રાખતી હતી, અને સૌથી વધુ, તેણી એક એવાં બાળકની માતા હતી, કે જેને પાહલી પોતાની અઘોર જીંદગીનાં સઘળા હેતથી ચાહતો હતો. એ સુનાઇ જોઈ શકી નહિ.

"ડોકતર નરીમાન એ બધું સમજી ગયો. કોઈની પણ દીલસોઝી વગરની પોતાનાં પેશન્ટની હાલત તે પામી ગયો, અને આવાં એક કરમાઈ જતાં ફુલને બચાવી લેવા, તે વારંવાર વગર બોલાવ્યે દીનાને દીલાસો આપવા ત્યાં આવતો હતો.

વખત જતાં, દીના પાહલીને પણ ખુલ્લા અણગમાંથી જોવા લાગી. તે હંમેશ પોતાની બ્હેનની તરફેણ ખેંચતો, અને તેથી દીનાં તેની તરફ બેદરકાર બની ગઈ, તેનાથી દુર રેહવા લાગી. તેની હાજરીથી બીહવા લાગી, અને કમનસીબે સુનાઇ

એ સઘળી ચીજ ઉપર પોતાનાં ભાઇનું ધ્યાન ખેંચવાને ચુકી નહિ.

આવા સંજોગ વચ્ચે ઘણાક અસુખી જોડાંઓ એક ફરઝંદની આમદથી એક થયાં હતે, પણ દીના અને પાહલીનાં દાખલામાં તેથી ઉલટુંજ બનવા પામ્યું. પાહલી કે જે પોતાની બૈરી સાથે એકલો વાત કરી રહયા પછી તેણીને એક ફરેશતા કરતાં થોડીજ કમતર લેખતો હતો, પણ સુનઇને સાંભળવા પછી, તેણીને સ્ત્રી જાતીને એબ લગાડનાર તરીકે ગણતો હતો; તેજ પાહલી પોતાનાં એકપુરાં ફરઝંદ તરફ એવો તો અસાધારણ પ્રેમ ધરાવતો હતો, કે તે બાળક વિશે સુનઇનાં ગમે એવા પણ જોખમભર્યા વિચારોને તે મજબુતીથી ટેકો આપતો હતો.

"પાહલી" એક દીવસે સુનઇએ કહયું "હું ધારૂંછ કે કે તારાં બચ્ચાંની સલામતી એની માયનાં હાથમાં રેહવાથી ઘણી જોખમમાં આવી પડેછ."

"એટલે? શું મારી દીના પોતાનાં બચ્ચાંની પણ બરાબર સંભાળ રાખી શકતી નથી?"

"નહિ, હું તો ખાત્રીથી કહુંછ, કે તારી બૈરી એક ઢીંગલીનેબી બરાબર સાચવી શકશે નહિ."

"ઓ સુનઇ, ત્યારે મારા ફીરોઝનું શું થશે? પાહલી ગભરાઇને બોલ્યો "પણ તોબી દીનાને એની ઉપર ઘણોજ પ્યાર છે."

"હા, અને તેણીનાં એ પ્યારને લીધેજ, તારી પછી આંય ઘર અને ખેતરનો માલેક બનવા કોઇબી રેહશે નહિ."

પાહલીની ખાત્રી થઇ ગઇ, અને તેજ ઘડીથી દીનાની દુખી જીંદગી વધુ અકારી બની. ફીરોઝ ઉપર તેણીનો બેહદ પ્યાર હતો. થોડાજ વખતમાં તે ઝીણા હાથો તેણીને જોઇને હસવા

લાગ્યા, તે નાનાં હાથો તેણીને ગળે વીટલાવા લાગ્યા. પાહલીને જોઇને પણ ફીરોઝ તેટલોજ ખુશી થતો, પણ–પણ સુનઇને જોતાં તે દઘાઈ જતો હતો, અને પોતાની માયની છાતીમાં માથું છુપાવીને દીઓ તાણીને રડતો હતો.

"સુનાબાઇ, એ તમુને જોઇને બીએછ" દીનાં વારંવાર બોલતી હતી "જોવ મને જોઇને એ કેવો કલવઈ કલવઇને હસેછ."

દીના એ સઘળું બોલાઇમાં બોલતી હતી, પણ સુનઇને તે પસંદ હતું નહિ. અફસોસ, દીના પોતાના બેટા વિશે એકપણ એવો શબ્દ બોલી નહિ, કે જેને માટે તેણીને પાછળથી પસતાવું નહિ પડયું હોય. આ બાળક તેણીની દુખી જીંદગીમાં એક તેજી ચેરાગ હતો, અને જો સુનઈ જેવી નણંદ સાથે. તેણીને કામ નહિ લેવાનું હતે, તો દીના ગમે એવી બીજી મુશકેલીઓ લઈ ચલાવી શકતે. શરૂઆતથીજ ફીરોઝની સંભાળ માટે દીના અને સુનઇ વચ્ચે ખટપટ જાગી. પેહલ્લો કજીઓ ફીરોઝને નહવાડવાની બાબદ ઉપરથી શરૂ થયો. સુનઇ કેહતી હતી કે તેને અઠવાડયામાં ફકત એકજ વખત નહવાડવો. કારણ દીનાના કેહવા પ્રમાણે તેને રોજ અંગોળ કરવાથી આ બચ્ચાંને સરદી લાગશે. એજ બાબદ તેઓ વચ્ચે રોજની મારામારી થતી, પણ બંનેમાંનુ એક પણ કાંઈ નકકી સમજુતી ઉપર આવી શકયું નહિ.

"દીનબાઇ. મારા ભાઇનાં બચ્ચાંને હું વગર મોહતે તમારે હાથે મારી નાખવા દેવશ નહિ."

"અને હુંબી મારાં બચ્ચાં માટે તમારા વાહીયાત વિચારો અમલમાં મુકવા દેવસ નહિ" દીનાએ જવાબ આપ્યો "મારાં બચ્ચાંની જીંદગી અને તંદરોસ્તી તમારાં કરતાં મને વધારે વ્હાલી છે. એ મારૂં બચ્ચું છે તમારૂં નહિ."

"નહિજ તો અને તેને માટે હું શુક્રાનાં માંગુછ કે જો હું કદીબી પણુતે તો તમારી માફક ઘરબાર અને પૈસાનાં જીવ પર નહિ."

"હું કાંઈ તમારા ભાઈનાં ઘરબાર અને પૈસા પર નથી પરણી" દીનાં ગુસ્સાથી બોલી.

"પણ એટલું તો ચોકકસ છે કે મારા ભાઇને તમારી સાથે પરણવાની એની મરજી ઉપ્રાંત ફરજ પડી હતી."

"તે દીવશ મારે માટે એક કમભાગ્ય દીવશ હતો" દીના આંસુઓ સાથે બોલી "તમારા ભાઇને પરણવા પછી થોડાજ વખતમાં મને માલમ પડયું કે લગન એક જીવતું મોહત છે. સુનાબાઇ લાવો મારા બાબાને નહવાડવાનું ટબ તમે કયાં સંતાડયું છ?"

"હું એ વીશે મારા ભાઇને પુછી જોવશ" અને એમ બોલી સુનઇએ બીખી પાસે પાહલીને બોલાવી મંગાગ્યો.

'પાહલી" સુનઇએ કહયું "તું તારાં બચ્ચાંને આંય નાહાન છોકરીનાં હાથે મારી નખાવા ખુંશી છે?"

"પાહલી" દીના બોલી "ઓ પાહલી, શું મને મારાં પોતાનાં બચ્ચાં ઉપર પણ કાંઇ હક નથી?"

"પણ છે શું?" પાહલીએ ગુસ્સાથી પુછયું "તોબા જે ઘરમાં બૈરાંનો કજીયો ત્યાંથી સેતાન પણ દુર નાહસ્યો."

બેઉએ પોતાની હકીકત પાહલીને કહી સંભળાવી, બેઉએ પોતાની હુજતનાં ફાયદા અને ગેરફાયદાનું બ્યાન કરયું, અને તે બંનેનું સાંભળવા પછી પાહલીએ છેવટે પોતાની બ્હેનની તરફેણમાં મત આપ્યું.

"દીના મારી બ્હેન તારા કરતાં વધુ અનુભવી છે" તે બોલ્યો "એ જેમ કેહ તે પ્રમાણે તું ચાલ."

"અને તેમ કરીને મારાં બચ્ચાંની જીંદગી જોખમમાં નાંખું?"

"એ વીશે સુનઇ વધારે સમજેછે."

"ઠીક. ત્યારે" દીનાં એક હચકાં સાથે બોલી.

ખલ્લાસ, પાહલીએ એક વેળા ચુકાદો આપ્યા પછી તેનાં હુકમની સાંમે થવા દીનાએ કદીબી માથું ઉચક્યું નહિ. આવી રીતે દીવશો વેહતા ગયા, અને દરેક દીવશે દીના પોતાની જીંદગીને કદુઆ દેતી પોતાનાં લગનનો દીવશ યાદ કરતી હતી. જો કાંઇ વેળા તેણી રીરોઝને બાહર લઈ જવા માંગતી, તો સુનઇ હજારો બાહનાં કાઢીને તેણીને ઘરમાંજ બેસાડતી હતી. અને જે દીવશે હવા ખરાબ હોવાથી દીના તેને ઘરમાંજ રાખવા ચાહતી, ત્યારે સુનઈ તેણીને બાહર જવાની ફરજ પાડતી. સુનઇ તેણીની મરજી પ્રમાણે કાંઈપણ ચીજ કરવા દેતી નહિ, અને તેથી રીરોઝ માટે કાંઇપણ ચીજ આગળથી નહિ કેહવા માટે દીનાએ ડાહપણ વાપડયું.

આવી રીતે તે માટી બૈયર વચ્ચે વધુ કંકાસ ફેલાયો. દીનાએ હવે સુનઇ સાંમે પોતાનાં ધણીને અપીલ કરવાનું માંડી વાળ્યું. બસ હવે તો એક મુંગા જાનવર જેવી દીનાની હાલત થઇ પડી હતી. રીરોઝની બાબદમાં પણ દીનાએ હવે વધુ ધ્યાન આપ્યું નહિ, અને તેણીને આટલી હદ સુધી સહણસીલ જોઇને સુનઇએ એક દીવશે પાહલીને કહયું કે તેની બૈરીમાં લાગણીની તદ્દન કોતાહી હતી.

"તારી બૈરી એક ચીજને કદીબી વળગી રેહતી નથી" સુનઈ પાહલી આગળ બોલી "જો પેહલ્લે એને જુદા ઓરડાનું વ્હારૂં આવ્યું, અને જ્યારે મોટા ખરચે આપણે તે ઓરડો તૈયાર કરાવ્યો ત્યારે થોડાજ વખતમાં એ કંટાળી ગઈ. ચીત્રામન પાડવાનાં વેહજાંથીબી એ હવે તદન ધરાઈ ગઇછ, અને હવે

એનું છેલ્લું વ્હારૂં પોતાનાં બચ્ચાંની સંભાળ રાખવાનું છે. એબી થોડોજ વખત રે, પછી તો કોણ જાણે એને કયાં રખડતો મુકસે, તોબી એની માયને ભલ ફીકર."

અને પાહલી એ સઘળું ખરૂં માનવાને મુખો બન્યો, પોતાનાં બચ્ચાં માટે સુનઇનાં ગર્મે એવા વીચારોને તે હંમેશાં ઘણા મુસ્તકીમ ગણતો હતો.

"પાહલી" સુનઇ બોલી "હું તો હવે તુંને કેહતાંબી થાકી ગઇછ, કે તેં તારી જીંદગીમાં એક મોટી ભુલ કીધીછ. તું તારા દરજ્જાથી ઉતરતી એક છોકરીને પરણી આવ્યોછ."

"દીના આપણા ખાનદાનને તદન લાયક છે, સુનઇ"

"હું નહિ ધારતી કારણ તેણી કોઈ વેળા એવું બોલેછ કે જે કોઇપણ આબરૂદાર ખાનદાનની છોકરી બોલતાં શરમાય."

"એ શું બોલી?" પાહલીએ આતુરતાથી પુછયું

"કે તારી સાથે પરણવા પછી થોડાજ વખતમાં એને માલમ પડયું કે લગન એક જીવતું મોહત છે."

"આંય તો ઘણી સખત ભાશા છે" પોતાની બ્હેનની ચાલથી તદન બેખબર પાહલી ચોંકીને બોલ્યો; અને ત્યારપછી જ્યારેબી તે દીનાની સાંમે જતો, ત્યારે આ શબ્દો તેને હંમેશા યાદ આવી જતા હતા.

---

# પ્રકરણ ૧૭ મું.

## "આંય લોકો મને ઘેલી કરી નાખશે."

"ઓ ખુદા હવે શું કરૂં?" એક દીવસે સહવારે દીના પોતાનાં હાથ ઉંચે આસમાન તરફ કરતાં બોલી "મારૂં મગજ ચકભમ થઇ ગયુંછ, આંય લોકો મને ઘેલી કરી નાંખશે."

રાબેતા પ્રમાણે ફીરોઝ બાબદ આ નણંદ ભોજાઇ વચ્ચે કાંઇ ખટપટ ઉભી થઇ હતી, અને પાહલી કે જે કદીબી પોતાની બેરીનાં "લગન એક જીવતું મોહત છે" એવા શબ્દો ભુલી શકયો હતો નહિ. તેણે પોતાની બ્હેનની તરફેણ ખેંચી હતી.

"સુનાબાઇ," જ્યારે ઘણી હદ થઇ ગઇ, ત્યારે એકવાર ફરીથી દીના બોલી "મારા દીકરાની દરેક બાબદમાં તમે તમારે મન ભાવતું કરવાની જીદજ લઇ બેઠાંછ?"

"હા મારા હાથ નીચે એને કેળવણી આપીને હું એને પેસીકાકાનાં ખાનદાનને લાયક બનાવા માંગુંછ" સુનઇ બોલી.

"અને હું એની માય જેવી માય થઇને મારા દીકરાને કેળવણી આપવા માટે પણ તદન અલગ રહું!"

"હા, દીના" પાહલી બોલ્યો "મારો દીકરો તારા હાથ નીચે રેહવાથી બગડી જશે."

"ઓ ખુદા, હવે આંય જુલમ હું કેમ સાંખું?" દીના રડી પડતાં બોલી "પાહલી ઓ પાહલી હું બીજી બધી રીતે તમારા કેહવા પ્રમાણે ચાલસ, પણ આંય બાબદમાં નહિ. તમે લોકો આગલ રહીને મારાં બચ્ચાંને મને ધીકકારતાં શીખવશો. એ હું કદીબી સાંખી જવશ નહિ. હું ચાલી જવશ, ફીરોઝને

લઇને હું કેદેબી નાહસી જવશ, પણ મારાં બચ્ચાંને તમે મારેથી કદીબી છુટું પાડી શકશો નહીં."

"પાહલી આંય તું સમજેછ કે?" સુનઇ બોલી "તારી બૈરી ઘેરમાંથી નાહસી જવા માંગેછ, અને હવે કોઇ પણ પેસા-કાકાએ એવું કીધું નથી, તેથી હું તુંને જરા સંભાળ રાખવાની ચેતવણી આપુંછ."

"દીના, ફરીથી તું એવું ગ્રેલુંગાડુ મારી સાંમે બોલની ના" પાહલી ચીરડાઇને બોલ્યો.

દીનાએ કાંઇપણ જવાબ આપ્યો નહી. પોતાનાં બચાવમાં તેણી એકપણ શબ્દ બોલી નહિ, અને ફીરોઝને લઇને ઝડપી કદમે તેણી પોતાનાં દુશમનો સાંમેથી ગાયબ થઇ ગઈ.

આજે ફીરોઝને છઠ્ઠો મહીનો ઉગ્યો હતો. દીનાએ સુનઇની હરસે તેને માટે લેસપીસ અને રીબનનો એક ફ્રોક અને ટોપી સીવી રાખી હતી. અને તે સુંદર પોશાક તેને પેહડાવવા પછી ને એવો તો ખુબસુરત દીસ્યો, કે દીનાએ તે નાનો ચેહરો સેંકડો ફીસીઓથી વધાવી લીધો.

"બાબા" તેણી બોલી "ઓ હું તુંને કેવી ચાહુંછ! અરે જો દુન્યામાં આપણે બે જણાં તદ્દન એકલાંજ હતે, તો આપણે કેવાં સુખેથી ફરતે, હું ફીરોઝ!"

પણ આજે પેહલ્લીજ વેળા ફીરોઝે પોતાની માયની ફીસીઓથી તેણી તરફ હાથ લંબાવ્યા નહિ, પોતાની માયનાં અવાઝથી તે ખુશ થયો નહિ, તે સુંદર રંગબેરંગી રીબન જોઇને તે જરા પણ હસતો જણાયો નહિ, તે ઘણો ગંભીર હતો અને દીના તેને બારી આગળ લઈ ગઈ. હા આંય બાબો આજે બરાબર હતો નહિ, તેનાં ગાળ ઉપરનો રતાશ ઉડી ગયો હતો, તે સુર્ખી ચેહરો મીન જેવો ઉજળો બની ગયો હતો, અને તે ચળકતી આંખો

પણ વારંવાર બંધ થઈ જતી હતી.

"ફીરોઝ" દીનાએ ગભરાઇને બુમ પાડી.

તે બીમાર હતો–ખચીત આજે તે હંમેશનાં જેવો તંદરેસ્ત હતો નહી. ફીરોઝ પોતાની માયનાં હાથમાં સ્થિર પડી રહયો. દીના ફુગલાઈ ગઈ. તેણીએ કરમાઈ જતાં ફુલોને જોયાં હતાં, ઘાયલ થયલાં પક્ષીઓની સારવાર કીધી હતી, પણ એક સીક બાળકનો તેણીને જરાબી અનુભવ હતો નહિ. દીના પોતાનાં દીકરા સીવાય દરેક ચીજ ભુલી ગઇ, અને તેને પોતાની છાતીમાં ચાંપીને સુનઈ બેઠી હતી તે ઓરડા તરફ ધસી ગઈ.

"અરરર, એ આંય શું ગડબડ?" સુનઈ બોલી "કેમ દીનબાઈ દુન્યાને ધર્તીકંપનો એક આંચકો લાગ્યોછ, કે આપરા ઘેરમાં આગ લાગીછ?"

"સુનાબાઈ, મારો ફીરોઝ ઘણો સીક છે" દીનાએ બુમ પાડી.

"પણ એને આવાં પટાપુટીનાં કપડાં કોણે પેહરાવ્યાં?" સુનઇએ પુછયું.

"સુનાબાઇ, મારો ફીરોઝ ઘણો બીમાર છે" દીનાએ પાછી બુમ પાડી અને આ વેળા દીનાનો ધ્રુજતો અવાજ સાંભળીને, સુનઇએ પોતાની નજર ફીરોઝનાં કપડાં ઉપરથી તેના ચેહરા તરફ ફેરવી.

"સીક છે?" સુનઈ તેણે પોતાનાં હાથમાં લઇને બોલી "હા જરા એમ લાગેછ, ખરું."

"ઓ સુનાબાઈ, ત્યારે હું શું કરૂં?" દીના ગભરાઇને બોલી.

"હયાં મારી સાંમે ઉભા રહીને ફકત "સુનાબાઇ" કરીને

કેહવામાં તમારૂં કાંઈ વજ્યું નહી હોશે, એનાં દાંત આવતા હોશે એ તો બધાં પોરયાં એકજ તો."

"હું ડોકટર નરીમાનને બોલાવા માંગુછ."

"છટ-છટ, આવો મોટો ડાકટર આટલાં સરખાં બચ્ચાંને શું કરી શકશે?" સુનઇ બોલી "એવું નકામું ગોધ્યારૂ કરવાનું. મને ડોકટર કરતાં વધારે જલદીથી એને સારો કરતાં આવડેછ."

"ત્યારે તો સુનાબાઇ, ખુદાને ખાતર તમારા સઘળા ઉપાયો અજમાવી દો" દીના હાથ જોડીને બોલી.

"મને એમ કેહવાની કાંઇ જરૂર નથી, કારણ હું સારી રીતે જાણુંછ કે એ મારા ભાઇનું બચ્ચું છે."

"જોવ-જોવ સુનાબાઇ, એનાં બધા ડોળા ઉપર ચઢી જાયછ, એણે હાથની મુઠ્ઠી કેવી ચીપત વાળીછ, એ જરા હસ્તોબી નથી. ફીરોઝ-દીકરા ફીરોઝ મમા તરફ જોતોબી નહી કે?"

"તમે આવી રીતે ગોધ્યારૂં કરશો તો એ કદીબી તમારી તરફ જોશે નહિ" સુનઇએ તાણો મારયો "એને સાજો કરવાને બદલે તમે એનું દુખ વધારી નાંખશો."

"ઓ સુનાબાઈ, એ જીવશે કે? જો મને જરાતો સધ્યારો આપો, ધીરજનો એક સખુન તો કહો. ઓ ફીરોઝ ફીરોઝ તુંને જો કાંઇ કસું થયું તો હુંબી મારો જીવ પટકી નાખશ જો."

"દીનબાઇ તમે આવી રીતે બકયા કરવાનાં હોવ, તો હું ધારૂંછ કે તમારી જગ્યા આંય ઘેરમાં નહિ પણ એક મેડાઉસમાં થવી જોઇએ" સખત હૈયાંની સુનઈ બોલી "આંય પોરયાને કાંઇ નથી એનાં દાંત આવેછ અને એવું તો આજે જમાના થયા બનતું આવ્યુંછ, અને હવે પછીબી બનશે. તેમાં એટલાં બધાં ઘેલા દીવાનાં થઈ જવાની શું જરૂર છે."

"જો સુનાબાઈ, ખુદાને ખાતર તમે મારી તરફ જરા માયાથી વર્તો" દીના સુનઇ આગળ ગુંટણમંડયે પડતાં બોલી "જો આગળ મેં તમુને કદીબી સતાવ્યાં હોય તો હમણાં મને માફ કરો અને કોઇને ખાતર નહિ તો મારા ફીરોઝને ખાતર મારી ઉપર જરા દયા કરો."

આ પળે પાહલી તે ઓરડામાં આવી લાગ્યો, અને આ કરૂણારસીક દેખાવ જોઇને તે ત્યાંજ થંભ ઉભો. સુનઈ પોતાના હાથમાં ફીરોઝને લઇને ઉભી હતી, અને તેણીનાં પગ આગળ ગુંટણમંડયે પડીને દીના જાણે તે બાળકની જીંદગી માટે એક સખત ન્યાયાધીશની દાદ ચાહતી હતી.

"શું છે?" પાહલીએ પુછ્યું.

"પાહલી, તું ઘણુંજ કટોકટ વખતે આવ્યોછ. આંય તારો પોરયો પોતાનો પેહલો દાંત આવવાથી જરા સીક પડયોછ, અને તેથી આંય તારી બૈરી એને માટે બધી ઘેલી દેવાની થઇ ગઇછ." સુનઇએ કહયું

"મારો ફીરોઝ ખરેખર સીક છે?" પાહલીએ દીના તરફ જોયા વગર પુછ્યું.

"હા પાહલી" દીના તેનાં ખભાં ઉપર હાથ મુકતાં બોલી "પાહલી મારા ધણી એ ઘણોજ સીક છે, એ મોહત જેવો ફીકકો દેખાયછ, અને મને ઓળખતોબી નથી. જો પાહલી મારા ધણી મને ડાકટર નરીમાનને બોલાવા દો"

આંય કાકલુદી સાંભલીને પાહલીએ દીનાના પેલા યાદગાર શબ્દો ભુલી જવાની કોશેશ કીધી. તે જરા નરમ થયો.

"સુનઇ હું ધારૂંછ કે ડોકટરને બોલાવવો જોઇએ" પાહલીએ પોતાની બેહનને કહયું.

"તારે ગમે તેમ" સુનઇએ જવાબ આપ્યો "પણ હું તો

ધારૂં છ કે ડાકટર આવીને આપણી અકકલ ઉપર હસવા સીવાય બીજું કાંઇ કરી શકશે નહિ. હું ડાકટરનાં કરતાં વધારે જાણું છ. લાવ, એને જરા પેલું બેહલાકાકાનું દાંતનું કરીઆતું આપ. હમણા ઘોડા જેવો હુશીયાર થઇ જશે."

"એ નહિ, એવું જાણ્યું અજાણ્યું પાઇને હું મારા દીકરાની જીંદગી જોખમમાં નાંખવા દેવશ નહિ" દીના બોલી "જો પાહલી મારી ઉપર દયા કરો. ફકત એ રૂપ્યાને ખાતર સુનઇને મારા દીકરાને અજાણી દવાનું ઝેર પાવા દેશો નહિ."

"છત–છત દીના, તું હજુણ નાદાન છે. શું તું એમ ધારેછ કે હું એનો બાપ થઇને મારાં બચ્ચાંને જાણી જોઇને કાંઇ નુકશાન થવા દેવસ? તું તો કાંઇ સમજતીજ નહિ, દીના." પાહલીએ સમજાવ્યું.

"તારી બૈરીને એવી રીતની સમજશકતી હોય તો પછી જોઇયે શુ?" સુનઇ બોલી "જા તો ભીખી, જરા પેલા ઘોડા ઉપરથી બેહલાકાકાનાં કરીઆતાંની સીસી લઇ આવ."

ભીખી તે બાટલી લઈ આવી અને જ્યારે સુનઇએ એક ચમચો ભરીને તે દવા ફીરોઝનાં ગળામાં હોમાવી દીધી, ત્યારે દીનાએ એક મોટી ચીસ પાડી.

"જોયુ" તે દવા પાઇ રહયા પછી સુનઇ ફતેહથી બોલી "એ તો કાંઇ રડતોબી નથી. કેવી મજાહની દવા પી ગયો."

દસ મીનીટ પછી ફીરોઝ પોતાની માયનાં હાથમાં ઉંઘમાં પડયો. તે ફીકકા ચેહરા ઉપરથી દીનાની નજર એકપળ પણ ખીસી નહિ, અને તે જોઇને સુનઈની હરૂસે ભીખી દીનાનાં કાન આગળ બોલી.

"બાઈ, મને તારી ઘણી દયા આવેછ. જો સુનાબાઇ મને કાંઇ પણ મેલે, તોએ તારો હુકમ થતાં, હું ડાકતરને તુરત

બોલાવી લાવહ."

દીનાને જરા સધ્યારો મળ્યો. આહ આખી દુન્યામાં આંય બીખી એકલીજ હતી, કે જેને તેણીની દયા લાગતી હતી! ફીરોઝ શાંત ઉંઘે ઉંઘાતો હતો, અને તે ઉપરથી દીનાએ વીચારયું, કે તેણીએ આજે નાહેકનું ગોંધ્યારૂં કીધું હતું. ખાસ્સા બે કલાક સુધી દીના તેને પોતાનાં હાથમાં લઇને બેસી રહી, અને ત્યાર પછી જ્યારે સુનઇએ તેને પોતાનાં પાળણામાં મુકવાનો હુકમ કીધો, ત્યારે તેણી સાથે માંડવાલ કરવાનાં વીચારથી દીના તુરતજ ફીરોઝને પોતાના ઓરડામાં લઈ ગઈ.

દીના એક ખુરસી લઇને તે પાળણા આગળ બેઠી, અને હવે સઘળું સમાધાન થઇ ગયલું વિચારીને સુનઇ અને પાહલી પોતાનાં કામે લાગી ગયાં. દીના એકકી ટગરે તે ફીકકા ચેહરા તરફ જોતી હતી. હજુણ તે જાગ્યો હતો નહિ, એ દીનાની મોટી અમજાયબી હતી. એકાએક ફીરોઝનાં ચેહરા ઉપર રતાશ ધાઇ આવ્યો, તે જીણા હાથ આતશ જેવા ગરમ બની ગયા, તે ઉંચા કપાળ ઉપર પરસેવાનાં ટીપાં બાઝયાં, ફીરોઝ મુશકેલીથી દમ લેવા લાગ્યો, તેનાં ગોળ હાથપગ ખેંચાઈ ગયા, અને દુખની એક જબરદસ્ત ચીચ્યારી પાડીને દીના ઉંધે મસ્તક નીચે સુનઈ આગળ દોડી.

"ઓ, સુનાબાઇ મારો ફીરોઝ મરી જાયછ" દીનાએ બુમ પાડી "એક પળ એની આગળ જરા ઉભાં રહો. "ઓ બીખી, જા તો' વેક જલદી, ડોકતર નરીમાનને અન્તરઘડી બોલાવી લાવ."

"આ ચાઆલી બાઇ" બીખી જીવ નાંખીને દોડી.

અને જ્યારે દીના આવી રીતે નીચે રોકાઇ હતી, ત્યારે તે તકનો લાભ લઇને સુનઇએ પેલાં કેહવાતાં કરીઆતાંનો એક બીજો ચમચો, ફીરોઝનાં ગુંગળાતા ગળામાં હોમાવી દીધો.

# પ્રકરણ ૧૮ મું.

## "મુનઈ, તેં મારાં બચ્ચાંનો જીવ લીધોછ."

અરધા કલાક પછી એક નાનું ગભરાયલું ટોળું ફીરોઝનાં પાળણા આગળ ઉભું હતું. તે મરવા સુતો હતો, અને તેઓ સઘળાંની ગમે એટલી પણ દોડધામ છતાં તેની હાલત સુધરી નહિ. દીના પોતાનો હાથ તે બાળકની છાતી ઉપર મુકીને એક તરફ ઉભી હતી, તેણીની બાજુમાં સુનઈ ગંભીર ચેહરે બેઠી હતી, જ્યારે પાહલી તે પાળણાનો હાથો પકડીને, એવી રીતે રડતો હતો. કે જેવાં આંસુઓ એક મર્દની આંખમાંથી ઘણાજ જવલે નીકળે છે. દીનાની આંખમાં એક પણ આંસુ હતું નહિ, તોપણ તેણીનો દેખાવ એવો તો ફેરવાઈ ગયો હતો, કે ગમે એવા સંગદીલ આદમીને પણ તેણીની દયા લાગ્યા વીના રહે નહિ.

"ફીરોઝ—મારા ફીરોઝ" પાહલી રડયો.

"ફીરોઝ, મારા જાંન" દીના તેની ઉપર વાંકી વળતાં બોલી "હું તુંને એમ એકલો જવા દેવશ નહિ. હું બી તારી સાથેજ આવશ."

"એવું બોલવું આપણા ધરમ પ્રમાણે ઘટારત નથી દીનબાઈ" સુનઇ ધીમેથી બોલી. પણ કોઇએ તેણીની દરકાર કીધી નહિ.

પાહલી પોતાની હીણભાગ્ય બૈરીને દીલાસો દેવા તેણી તરફ ફરયો, પણ બીજીજ પળે "લગન એક જીવતું મોહત છે" એ શબ્દ, તેને એક વાર ફરીથી યાદ આવી જતાં, તેણે દીના તરફ લંબાવેલો હાથ પાછો ખેંચી લીધો.

"આપણે શું કરશે, પાહલી?" દીનાએ પુછ્યું.

"ડાકતર નરીમાનને બોલાવ" પાહલીએ જવાબ આપ્યો.

"મેં ભીખીને બોલાવા મોકલીછ" અને આ પેહલ્લીજ વેળા દીનાને પોતાને મન સુજ્યું કામ કરવા દેવા સુનઇએ કાંઇ પણ વાંધો ઉઠાવ્યો નહિ.

તે ઓરડામાં પાછી ચુપકીદી ફેલાઈ. દરેક ઘડી દીના માટે એક સદી જેટલી લાંબી હતી. ડોકતર કયાં હતા? તે કદીબી આવશે કે? અને ગરીબ બીચારી દીના, તેણીના દુખમાં તે વેળા ભુલી જતી હતી, કે પોતાની મરજી પ્રમાણે એક જતા જીવમાં નવી જીંદગી મુકવાની શકતી, ખુદાએ દુન્યાના કોઈપણ તબીબને બક્ષી હતી નહિ.

આખરે કાંઇ અવાજ થયો, અને ફરીને જોતાં સુનઇ બોલી.

"ડાકતર આયાછ, પાહલી."

દીનાં તેની આગળ ધસી ગઈ, અને ધ્રુજતા અવાજે બોલી.

"ઓ ડોકતર, મારા ફીરોઝને બચાવો. તમારા એકજ શબ્દ ઉપર મારી જીંદગીનો આધાર લટકેલો છે."

"ધીરજ ધરો દીનબાઈ" તેણે સમજાવ્યું "એટલા ગભરાઈ નાં જાવ. તમારો ચેહરો એવો દીસેછ, કે આંય બીચારા તમારા ધણીને એક નહિ પણ બે જીંદગીની જુદાઇ ખમવી પડશે."

ડોકતર નરીમાન તે પાળણા તરફ ફરયો, તે બાળકનો હાથ પોતાનો હાથમાં લીધો, અને ત્યાર પછી તેણે કેટલાક સવાલ પુછયા, કે જેનો જવાબ આપવાને સુનઇએ મેહરબાનીની રાહે પોતાને માંથે ચહડાવ્યું હતું. આખરે ડોકતરે ફીરોઝનાં પાપણ ઉઘાડયાં, અને ત્યાં કાંઈ ચોક્કસ નીશાણી જોઇને તે ચોંકયો.

"આંય બાળક અફીમનાં ઝેહરનાં સઘળાં ચીન્હ બતાવેછ"

ડાકતરે ચુકાદો આપ્યો " કોઇએ એને અફીમ આપ્યું છ ?"

" અરે નહિરે, ડાકતર એમ બનેજ નહિ" સુનઇ એક ઝટકા સાથે પોતાની ખુરસી ઉપરથી ઉભી થતાં બોલી.

" પણ સઘળા ચીન્હો અફીમનાજ છે" ડાકતર પાછું બોલ્યા "દીનબાઈ મારા આવવા અગાઉ આંય બચ્ચાંને કાંઇ દવા આપવામાં આવી હોય એવું તમે જાણોછ."

" હા–હા" દીનાએ બુમ પાડી "ઓ સુનાબાઇ તમે એને પેલુ કરીઆતું પાયુંછ."

" પણ તેમાં કાંઇ ઝેર હતું નહિ." સુનઇએ પોતાનો બચાવ કીધો.

" જોઉં તે દવા મને દેખાડો" ડાકટર બોલ્યા.

પણ સુનઇએ જાણે આ બોલ સાંભળયાજ નહિ. તે દવામાં કાંઇ ઘોટાળો હતો, તેમાં ઝેર સમાયું હતું, એવો તેણીને જરાબી ખ્યાલ હતો નહિ.

" મી૦ પેસીકાકા" સુનઇને બેસી રહેલી જોઇને ડાકટરે પાહલીને અપીલ કીધી "તમારૂં બચ્ચું એક ઘણાજ અણસમજ બાઇનાં હાથમાં છે, અને આંય તમારાં બેહને કાંઈ ભલતુંજ પાઇ દીધું છે. મેહરબાની કરીને એ દવા મારી આગળ હમણાજ લાવો."

આખરે સુનઇએ તે બાટલી લાવીને પાહલીનાં હાથમાં મુકી. અને પાહલીએ તે ડાકતરને તપાસવા આપી.

" હા, હું ધારતોતો તેજ થયુંછ. તમે ધારોછ તેમ એ કાંઇ કરીઆતું નથી, પણ અડી ગયલા સાંધા ઉપર ચોપડવા અફીમનું તેલ છે. તમે એમાંથી આંય બચ્ચાંને કેટલું પાયુંછ?"

" એક ચમચો" પાહલી એક દચકાં સાથે બોલ્યો.

પણ વાંચનાર. સુનઇની ગણત્રીની ખુબીઓમાં સચ્ચાઇ એક ઘણી મોટી જગયા રોકતી હતી. તેણી તુરતજ બોલી.

"નહિ, મેં એને વધુ પાયુંછ. એક ચમચાથી એને કાંઈ ફાયદો નહિ જણાવાથી, મેં એક બીજો ચમચો એને પાઈ દીધોછ."

"ત્યારે તો તમે આડકત્રી રીતે આંય બાળકનું ખુન કીધુંછ" ડાકતર બોલ્યો.

"હું દલગીર છેઉ" સુનઈ બોલી "પણ શું હવે હમારે માટે કાંઈ પણ આશા નથી?"

"હું મારા સઘળા ઇલાજો અજમાઉંછ, પણ તે હતાંબી કાંઈ નહિ વળશે તો પછી આંય કમનશીબ બચ્ચાંની કમનશીબ માયનું કીસમત ફુટેલું જાણવું."

તેઓ સઘળાં દીના તરફ ફરયાં. અરેરે, જો ફીરોઝ વાહડયો ખરેખર પોતાની દીકરીને બેહેશનમાંથી જોઇ શકયો હતે, તો તે પણ હમણા તેણીને જોઇને તેણીને ઓળખી શકયો હતે નહિ.

"ડાકતર કાંઇ પણ આશા નથી?" તેણીએ પુછયું.

"કહી નહિ શકતો."

દીના તુરતજ તે પાળણા તરફ ફરી, અને પોતાનાં હાથ તે તરફ લંબાવ્યા.

"હું આઉંચ ફીરોઝ...ચાલ આપણે સાથે——"

તે પાળણાને એક જબરદસ્ત આંચકો લાગયો, અને બીજીજ પળે દીનાં ભોંય ઉપર બેભાણ તુટી પડી.

"સારૂંજ થયું" ડાકતર બોલ્યો "આંય બાઈ કદીબી પોતાનાં બેટાને મરી જતો જોઇ શકતે નહિ, અને હવે મી૦ પેસીકાકા સઘળુ ખલાસ થાય ત્યાં સુધી તમે તેણીને હયાં આવવા દેતા નાં."

"ડાકતર શું ખરેખર હવે કાંઇજ આશા નથી?" પાહલીએ પુછયું "ઓ ખુદા, મારાં એક પુરાં ફરઝંદને બચાવ. ઓ સુનઈ, ખુદા તારૂંબી શું ભલું કરશે!"

સુનઇ નીચી મુડીએ ડાકતર તરફ ફરી.

"ડોકટર તમે મારૂં નામ નહિ બચાવી શકશો?"

"જબ લગ સ્વાસ તબ લગ આશ" ડોકટર બોલ્યો "હું છેલ્લા ઇલાજ તરીકે આંય એક પડીકું આપું છ, અને તેથી ઉલટી થઇને જે સઘળું ઝેર નીકળી જવાનું હશે તે નીકળી જશે. પણ જીંવ હયાં જરાબી ગડબડ થવી જોઇશે નહિ. ચાલો સાહેબજી મને બીજાં પેશન્ટ આગળ જવાનું છે."

ડોકટરનાં ગયા પછી સુનઇએ ભીણી આંખ્યો સાથે તે પડીકું ફીરોઝને પાયું. પાહલી દીનાને તેણીનાં ઓરડામાં મુકીને પાછો આવ્યો, અને તેણી આગળ બેડેલી ભીખીએ વીચારયું, કે જો કદીબી કુદરત આ જવાન બાઇ તરફ દયાળુ બની હોય, તો હમણા તેણીને મારી નાંખવા સીવાય બીજી કોઇપણ રીતની દયા દીનાને માટે ફાયદાકારક હતી નહિ.

"ભીખી" થોડો વખત રહીને દીના હુશયારીમાં આવતાં બોલી "ભીખી મારો ફીરોઝ કેમ છે? એ હજુણ જીવેછ કે?"

"હા, બાઇ, પણ હવે ફરેછતાઓમાં જઇ વછવાની તૈયારી કરવા જીવેછ" ભીખીએ જવાબ આપ્યો.

"ત્યારે તો મને એની આગળ લઇ જા, ભીખી. જો એક છેલ્લી વેળા મને એને મલવા દે. ઓ ભીખી જો તારૂં પોતાનું બચ્ચું આવી રીતે હોય તો શું તું તેની આગળ જવા નહી માંગે કે?"

"પણ બાઇ ડાકતરે કીએલું જે તમે ઘણા નબળાં છેઓ"

"મને મરવા દે, ભીખી જો કદીબી મારો ફીરોઝ મરણ

પામે તો તે મારાજ હાથમાં. સુનઇ તેમજ મારો ધણી મરતી વેળા મારાં બચ્ચાંને હાથ લગાડીને તેને અપવીત્ર કરશે નહિ."

દીના એક કુદકા સાથે ઉભી થઈ, અને હજુણુ તો બીખી તેણીને અટકાવી શકે ને અગાઉ દીના ફીરોઝના ઓરડા તરફ દોડી ગઈ. પણ તે બારણું અંદરથી બંધ હતું, અફસોસ, ફીરોઝ અને તેણી વચ્ચે એક જાડાં લાકડાનાં બારણાની નડતળ હતી.

"પાહલી–સુનઈ" દીનાએ બાહરથી બુમ પાડી "બારણું ઉઘાડો, મને અંદર આવવા દો, મને ફીરોઝને એક છેલ્લી વેળા મલવા દો."

પણ અંદરથી કોઇનો જવાબ મળ્યો નહિ.

"પાહલી–ઓ પાહલી" દીના તે બારણા સાથે પોતાનું માથું અફાળતાં બોલી "મને અંદર આવવા દેઓ, ફકત એકજ મીનીટ મને અંદર દાખલ કરો."

હજુણુ સુધી કોઇએ તેણીનો અવાજ સાંભળ્યો નહિ. અંદર ભયંકાર ચુપકીદી જણાતી હતી. શું આખરે ફીરોઝ મરી ગયો હતો? શું તે ચળકતી આંખ્યો હવે ફરીથી પોતાની માતાને કદીપણ નહિ જોવા સદાય માટે બંધ થઈ હતી?

"ખુદાને ખાતર બારણું ઉઘાડો" દીના બારણાને ટકોરા મારતાં બોલી "ઓ પાહલી હું એકબી બોલ બોલસ નહિ પણ મારા ફીરોઝને એક છેલ્લી કીસી કરીને પાછી ચાલી જવશ. પાહલી–સુનઇ, જો તમારા બંનેમાં સેહજ પણ દયા હોય, તો ખુદાને ખાતર મને આવી રીતે નાં તલખળાવો, ખુદાનો ખોફ રાખીને બારણું ઉઘાડો."

પણ કમનસીબે તે વેળા એવું બન્યું કે સુનઈ અને પાહલીની અઠાગ મેહનતથી ફીરોઝ સેહેજ હોશયારીમાં આવ્યો હતો, અને તેથી તેઓએ બ્હાર બારણા આગળ તે પઠામણા અવાજની જરા પણ દરકાર કીધી નહિ.

"એ હવે જરા ઠીક જણાયછ" સુનઇએ અંદર પોતાનાં ભાઇને કહ્યું.

"ચુપ, જરાબી અવાજ નહિ" પાહલી પોતાનાં નાક આગળ આંગળી ધરતાં બોલ્યો "સુનઈ, બ્હાર જઇને દીનાને એનાં ઓરડામાં પાછી લઈ જા. એ જો હમણાં હયાં આવશે, તો આપરી સઘળી મેહનત ફોકટ જવાની."

"પાહલી–સુનઈ, તમે મારૂં નહિ સમજતાં!" દીનાએ એક છેલ્લી વેળા બુમ પાડી.

તેજ પળે બારણું ઉઘડયું, સુનઈ બહાર આવી, અને દીનાને તે બારણા આગળ ગુંહણમંડયે પડેલી જોઇને, તેણીને ગુસ્સાથી ઘસરી જવા લાગી.

"ઓ સુનાબાઈ, જોવ મને ફકત એકજ મીનીટ મારાં બચ્ચાં આગળ જવા દો, અને ત્યારપછી તમારી આંય મેહરબાની માટે હું મારી આખી જીંદગી સુધી તમારી ગુલામડી થઈ રેહવશ."

પણ સુનઇ એકની બે થઇ નહિ, અને ઇનશાફને ખાતર આપણને કેહવું જોઇયે, કે આ વેળા દીનાને સતાવાની મકસદથી નહિ, પણ ફીરોઝના લાભનેજ ખાતર, તેણી દીના સાથે આટલી સખત થઈ હતી.

"સુનાબાઈ, તમુને મારી સેહજ પણ દયા નહિ આવતી?"

"નહિ, હમણા તમારેથી અંદર જવાશે નહિ" સુનઇએ ભવાં ચહડાવીને કહયું.

"ઓઓઓ, ત્યારે તો મારો ફીરોઝ ગુજરી ગયોછ હું જાણુંછ, મારી ખાત્રી છે. સુનઈ તેં મારાં બચ્ચાંનો જીવ લીધોછ."

"બાઇ, તે હજુણ જીવતો હશે" ભીખી બોલી.

"એ રાંડને જે ગમે તે બકવા દે, બીખી" સુનઇ બોલી.

"હું બકતી નથી" દીનાએ બુમ પાડી "સુનઇ તેં મારા શીરોઝને મારી નાંખ્યોછ. આહ. મારી જીંદગીની એકલી આશાને તેં કચડી નાંખીછ. ભયંકાર નાસાપાસી અને મારા વચ્ચે તેં એકલો અંતર તોડી નાંખ્યોછ. સુનઇ, જ્યારથી મને આંય તારાં કંગાળ ઘેરમાં લાવવામા આવીછ, ત્યારથી તેં મને ધીકકારીછ, તેં મને નાહકની સતાવીછ, તેં મારી જીંદગીની ધુળ કીધીછ, તેં મારી સાંમે મારા ધણીનાં કાન ભંભેરયાછ, અને હવે મારાં મુંગાં મોહડાંનો બદલો વાળવા નાપાક સેતાન તારૂં સત્યાનાશ કરે, તુંને ફના કરે."

દીનાએ પોતાનો જમણો હાથ, જાણે હમણાજ આકાશ ઉપરથી કીસમતનાં કેહરનો આતશ વરસાવા માંગતી હોય એવી રીતે ઉંચે કીધો, અને તેણીને આટલી ઉસકેરાયલી જોઇને, સુનઇ બાજુનાં ખુણામાં બને એટલી સંકોચાઇને ધ્રુજતી ઉભી. પ્રીય વાંચનાર, આજે આવી રીતે બોલતી દીના, "રતન મમાં"ના બંગલામાં એકવારની નાંચતી, કુદતી, હસમુખી દીના વાહડયા નહિ, પણ જાણે તુરતનીજ ભસ્તામાંથી નાહસી આવેલી એક છેડાયલી દાકણ હતી.

"હું જાઉંછ" દીનાએ ચીચ્યારી પાડી "તમારા દોજખી દરવાજા અને કાબુથી હું હવે છુટી થાઉંછ, અને તે સાથે તમારા ઘરમાં સદાનો કાળાસ, હંમેશનો સંતાપ, અને તે પરવરનાં શ્રાપનો બોજો મુકતી જાઉંછ,"



# પ્રકરણ ૧૯ મું.

## એકલી!

દુર–બસ કેહેબી વેરાણ બીયાબાનમાં, પાહડમાં, ઉંડી ખાઇમાં, દોજખના ગારમાં–કેહે–કેહેબી આંય ધર્તીનાં છટ્ઠા ખુણામાં–પણ આય કંગાળ ઘર, આંય જીવતું દોજખ, આંય જીવલેણ ભાઇ બ્હેન કે જેઓએ તેણીની જીંદગી સીહા બનાવી હતી, તેણીનાં એકપુરાં બચ્ચાંનો જીવ લીધો હતો, જેઓએ તેણીની એક છેલ્લી આરઝુ ધીકકારીને તરછોડી કાધી હતી, તેઓથી બસ કેહેબી આંઘે નાહશવાનો દીનાએ કસદ કરયો. આહ, આ દયાહીણ દેવોનું મોહ્‌ડું ફરીથી જોવા, તેઓની ઝેરી જબાનનાં શબ્દ ફરીથી સાંભળવા, તેઓનું પાપી નીમક એકવાર ફરીથી ખાવાનાં કરતાં, નદીને તળયે, દરયાનાં પેટામાં, કુવાનાં ઉંડાણુંમાં, આતશની ચેહમાં–કેહેબી ઝીપલાવી દઇને તેઓથી દુર થઈ જવાનું હઝારગણું બેહતર હતું.

દીનાનું નાજુક હૈયું કુદરતનાં આ ગેરઈનશાફ ઉપર શોરબકોર મચાવી રહયું. તેણીનું મગજ ગુસ્સાથી ધગધગી રહયું, અને તેણીનાં લાલ સુંજી આવેલા ડોલામાંથી ગોયા લોહી નીકળતું હતું. તેણી કયાં જતી હતી, શું કરવા ધારતી હતી, કોણને આશરે રેહનાર હતી, તેનું દીનાને કાંઇપણ ભાણ હતું નહિ. બસ, તેણીનો એકલો વિચાર, હમણા બને એટલી ઝડપે કેહેબી દુર નીકળી જવાનો હતો. ફીરોઝ–તેણીનો બેટો–ગુજરી ગયો હતો. તે ચેરાગ હવે બુજ્‌આઈ ગયો હતો, અને તેણી પોતાનું ઘર છોડીને દુન્યાની દયા ઉપર રખડતી થઇ ગઈ હતી.

દીના યાહોમ આગળ ધસી જતી હતી, અત્રે તેણીનાં વિચારો પણ તેટલાજ ઝડપી હતા. સુનઇ અને પાહલીનો વિચાર આવતાં, તેણી એવી તો કમકમતી હતી, કે તેઓને બ્યારણે હવે પાછું જવાનાં કરતાં, દીના ગમે એવું પણ ભયંકાર મોહત ખમવાને તૈયાર થઇ. તેઓનાં જુલમનો છેડો આવ્યો હતો, તેઓનો સીતમ ખતમ થયો હતો; અને પોતાનાં બચ્ચાંના ગુજરવા સાથે, દીનાએ તેઓ સાથે પોતાનો સઘળો સંબંધ છોડી દીધો. વારંવાર તેણીનાં પીસેલા હોથમાંથી હૃદયભેદક નીસાસા નીકળતા હતા, અને વારંવાર તેણી રસ્તા ઉપર પડી જવાની અણી ઉપર આમતેમ દોળા ખાતી આગળ વધતી હતી. રે વાંચનાર, એકવારનો એક જવાન હસમુખો જીવ નાસીપાસી એક ખુવારીની ખાઇમાં નાહેકનો ઘસડાઈ જતો હતો.

રસ્તામાં ઘણાંક લોકો તેણીને જોવા ઉભાં. આટલો ખુબસુરત પણ ફીકકો ચેહરો શાંની ગવાહી આપતો હતો? ઘણાકોએ તેણીનાં ચેહરા ઉપર મોહતનાં ચીન્હ વાંચ્યાં, જ્યારે કેટલાકોએ તેણીની દયા ખાઇને બે પાંચ સવાલ પુછવાની હીંમત કીધી, પણ દીનાની આંખે અંધારાં હતાં, તેણી કોઇને જોતી યાતો સાંભળતી હતી નહી. ફકત એકજ ચીજ તેણી જોઇ શકી, અને તે એ હતી, કે જ્યારે તેણી રસ્તામાં દરેક છોકરાંઓ તરફ પોતાનાં ફીરોઝનો ચેહરો જોવા માટે નજર કરતી હતી, ત્યારે તે છોકરાંઓ તેણીને જોઇને દુર નાહશભાગ કરતાં હતાં.

"શું છે, છોકરા, તું મારેથી બીએછ કાંય?" દીનાએ એકાએક એક છોકરાને પકડીને પુછયું.

બીજીજ પળે તે છોકરો તેણીના હાથમાથી છુટો થયો, અને પુર ઝડપે પોતાના બીજા ગોઠયાઓ તરફ નાઠો.

"આહ, હમણા મારો ફીરોઝ મારી આગળ નથી, તેથીજ,

આંય છોકરાંઓ મારેથી બીહને દુર નાહસેછ" દીનાએ વિચાર્યું.

વળી પાછું તેણીએ આગળ ચાલવા માંડયું, અને કેટલા કલાકો સુધી તેણી આવી રીતે ચાલ્યા કીધી. એ કેહવું અશકત છે. ધીમે ધીમે તેણી વસ્તીવાલી જગ્યાએથી દુર નીકળી ગઈ, તેણીની આસપાસ ખેતરો અને ઉજડ મેદાન સીવાય બીજું કાંઈ પણ નજરે પડયું નહિ, પણ આખર કરેને એક જવાન અઢાર વરસની છોકરી આવી કષ્ટી તે કયાં સુધી ખેંચી શકે? દીના ચાલતી જરા ધીમી થઇ, અને ભુખ, પ્યાસ, અને થાકથી તેણી એટલી તો નીશોશ બની ગઈ, કે આખરે તેણી એકાએક ચાલતી બંધ પડી.

"આહ. જો તેઓએ મને અંદર દાખલ કીધી હતે" આ દીનાનો છેલ્લો વિચાર હતો, તે મેદાન એક તીણી ચીચ્યારીથી ગાજી રહયું, અને દીના ત્યાં બેભાણ તુટી પડી.

પ્રીય વાંચનાર, આ દગલબાજ દુન્યાની દયા ઉપર એક જવાંન ખુબસુરત છોકરીને આવી રીતે. તદન એકલી બેભાન પડેલી દરસાવવા આંય કમીની કલમમાં તાકત નથી. અરેરે, એકવારની આ દીના વાહયાનો શું અવતાર? આ જંગલ જહાનમાં પડેલી છોકરી ઉપર કીસમતનો કેવો કેહર? નઝદીકનાં ગામડાંનું એક છુટું છવાયું કુતરૂં અથવા તો તેણીનાં માથાં આગળ ભમતા થોડાક કાગડાઓ સીવાય દીનાને કોઇપણ ઇનશાન તરફનાં દીલાસા વગર, આવી રીતે તદન એકલી પડેલી જોઇને, હમણાં બેહશતના ફરેશતાઓ પણ કહી શકતે નહી, કે તેણીની આવી હાલત તેણીનાં કાર્યને યાતો કર્મને આભારી હતી! કલાકો સુધી તેણી આવી રીતે પડી રહી. સહવારનાં દસેકને સુમારે તેણી પોતાનું ઘર છોડી આવી હતી, જ્યારે હમણા તો સાંજ પડી ગઇ હતી.

સુરજ અસ્ત પામવાની થોડા વખત અગાઉ એક મધ્યમ ઉંમરનો શખશ, એક ગાલ્લાંમાં બેસીને, દીના પડી હતી તે બાજુએ આવી લાગ્યો. કોઇને ત્યાં પડેલું જોઇને તેણે એકદમ પોતાનાં બળદયા થોભાવ્યા, અને કાંઈ અસાધારણ બન્યું હતું એવું વીચારીને તે દીનાની નઝદીક ગયો.

" તમે કોણ છેઓ, બાઇ ?" તેણે દલગીર અવાજે પુછયું.

" પાહલી-સુનઇ, ખુદાને ખાતર બારણું ઉઘાડો, મને મારા ફીરોઝને એક છેલ્લી વેળા મલવા દેઓ," દીના બકારો કરતી હતી.

" હયાં કાંઈ ભેદ છે, આ બાઇ કાંઇ મોટી મુશકેલીમાં છે" પેલો અજાણ્યો બબડયો.

દીનાએ ત્યાર પછી પોતાની આંખ્યો ઉઘાડી. અને હજુણ. તેણી જીવતી હતી એવી યાદ થતાં, તેણીને નવેસરથી દુઃખ ઉત્પન થયું. તેણીએ ધાર્યું હતું, કે હવે તેણી બેહશતમાં ફીરોઝનો ચેહરો જોઈ શકશે, પણ હમણા પોતાની બાજુમાં એક અજાણ્યાને ઉભેલો જોઇને તેણી અજાયબ થઇ.

"ઉઠો બાઈ, આવા ઠંડા પોહરે હયાં સુઇ રહેવાથી તમુને સરદી લાગશે,"

" તમારો ઉપકાર થયો " દીના મુશકેલીથી બોલી, અને ત્યાર પછી તેણીએ ઉભી થવાની કોશેશ કીધી, પણ તે તદન નીશફળ ગઈ.

" તમે ઘણાં થાકી ગયાંછ, બાઇ " તે દયામણા અવાજે બોલ્યો " તમુને ઘણું દુર જાઉં છે ?"

" મને તે ખબર નથી."

" કદાચ તમે ભુલાં પડયાં હશો. જો તમે બાડે જવાનાં

હોવ તો મારી ગાલ્લીમાં બેસો, હું તમુને ખુશીથી ત્યાં લઇ જવશ."

" હું તમારી સાથે આવવા ખુશી છેઉ" દીનાં તે ગાલ્લાંમાં બેસ્તાં બોલી " પણ તમારૂં નામ શું ?"

" મારૂં નામ હીજો તાડીવાલો છે. તમે ગભરાશો નહી, હું તમુને તમારાં સગાંને ત્યાં બરાબર પુગાડી આવશ."

" મારાં કોઇપણ સગાં નથી."

" ત્યારે તમે કાંઇ કામ માટે ભાડે જતાં હશો."

" મને કાંઇ કામબી નથી."

" પણ-પણ ત્યારે તમે હમણાં મારી સાથે કયાં આવવા ધારોછ ?" પેલાએ અજાયબીથી પુછ્યું.

" હું તે જાણતી નથી, મારૂં ઘરબાર અને સગાંવાહલા કોઈ નથી. હું મોટી મુશકેલીમાં છેઉ."

" મને તમારી ઘણી દયા આવેછ. લેવ બાઇ, આ ભાડે ગામ આવી લાગ્યુંછ, અને હવે તો તમુને કાંઈ અડચણ નહી હોય તો, હું અને મારી ધણીયાણી હમારે ત્યાં તમુને ગમે એટલા દીવશ રહેલાં જોઇને ઘણા ખુશી થઇશું."

આખરે તે ગાલ્લી એક નાનાં ઘર આગળ ઉભી રહી. બારણા આગળ એક દયાળુ દેખાવનાં બાઇ તેઓ તરફ અજાય-બીથી જોતાં ઉભાં હતાં.

" હીજા, આંય તમારી સાથે કોણ છે ?" તેવણે પોતાના ધણીને પુછ્યું.

" આંય બીચારી કોઇ દુ:ખી બાઇ છે. એવણ મને રસ્તામાં પડેલાં મલ્યાં છે, અને એવણ કહેછ કે એવણ મોટી મુશ્કેલીમાં છે. એવણનું ઘરબાર અને સગાંબ્હાલાં કોઇ નથી, અને તેથી હું આપણે ત્યાં એવણને લઇ આવ્યો છું. પીલ્રઇ, હું ઇચ્છુંછ કે

મારે ખાતર તું આ દુખી બાઇને દરેક મદદ કરશે."

"કેટલી ખુબસુરત" પીલ્લઇએ વીચાર્યું.

અને બીજીજ પળે દીના આ બાઇ સાથે તે ઘરમાં દાખલ થઇ.

---

## પ્રકરણ ૨૦ મું.

### "લગનનો ગાંઠ કદીબી છોડાતો નથી."

દીનાના આવ્યા પછી તાડીવાલાના ઝુંપડામાં દોડાદોડ થઈ રહી. હીજો તેણીની મેહમાનદારી કરવા સઘળી ચીજ તઇયાર કરવા લાગ્યો, જ્યારે તેની બૈરી પીલ્લઇ રાંધણીમાં કાંઈ પકાવા દોડી. એક પારસી બાઇને આવી રીતે મુશકેલીમાં જોઇને, આ ગામડયાં માટી બૈયરને ઘણુંજ લાગી આવ્યું હતું, અને તેથી તેઓ દીનાને રાહત આપવા તુરતજ તૈયાર થયાં. આહ, આંય ગામડયા ગમારોનાં ભોલા અંતકરણમાં, કોઇ દુઃખી જીવડાની દાદ લેવા, હંમેશા એવી તો દયાળુ લાગણીનો ઝરો વેહતો રહે છે, કે જેવી લાગણી આજના કેટલાક કેહવાતા શેઠયાઓ પોતાની ગમે એટલી દોલત છતાં, કદીબી બતાવી શકતા નથી!

તેઓ સઘળાં જમવા બેઠાં. પણ દીનાના સુકકા તાટ ગળાંમાંથી એકપણ બુક ઉતર્યો નહિ. આ ભલાં માટી બૈયરની ગમે એટલી સમજાવત છતાં, દીના તે ટેબલ ઉપરથી ભુખીજ ઉઠી.

"તમે ઘણુંજ દુઃખ ખમ્યું હશે" જમી રહયા પછી પીલ્લઇ, દીનાને પોતાના ઓરડામાં લઈ જતાં, બોલી.

" હા, બ્હેન મારી મુશકેલી કદી દુર નહી થઇ શકે એવી છે."

" મને તમારી ઘણીજ દયા આવેછ, કારણ મારીબી એક તમારા જેવી દીકરી છે, કે જેણી પરણીને આજે હમારેથી દુર જઈ વસી છે."

" ત્યારે તમે તેણીને શું કામ પરણાવી ?" દીનાએ પુછ્યું, અને તેણીના આ સવાલથી પીલઇ મોટેથી હસી પડી.

" શું કામ પરણાવી ?" પીલઈ બોલી " મારી આઇ તો જીંબરૂં પોતાના ધણીપર સઘળો જીવ પરાન કાઢી આપેછ. મારી દીકરી પોતાના ખાવીંદને એટલી તો ચાહતી હતી, કે તેને ખાતર હમારેથી દુર જઇ વસવા પણ બીધી નહી. દીનબાઈ, દુન્યામાં સઘળાં લગનો કાંઇ અસુખી નીવડતાં નથી. દાખલા તરીકે હું અને મારો હીજો આજે ત્રીસ વરસ થયાં પરણેલાં હોવા છતાં, હજુણ સુધી હમે એકબી વખત મરાયાં નથી."

" તમારાં લગન એક સરખાં બંમે આત્માનું જોડાણ છે" દીના ધીમેથી બોલી.

પણ પીલઇ તેણીને જરાબી સમજી શકી નહી.

" ચાલ દીકરી હવે પોઢી જા. તું મોટી મુશકેલીમાં છે, પણ ખ્યર, ખુદા તારી સંભાળ રાખશે."

દીના તે ઓરડામાં એકલી પડી. બીજું કાંઇ કામ નહી હોવાથી દીના બારી આગળ ગઇ તો આહ–ખુદરતનો તે સુંદર દેખાવ જોઇને દીનાને સેહજ ધીરજ આવી. આકાશ તદન ખુલ્લું હતું, અને જાણે એક કાળી મખમલ ઉપર અસંખ્ય હીરાઓ જડયા હોય, એવી રીતે સઘળા તારાઓ ઝળકી રહયા હતા, અને તે સઘળા હીરાઓમાં એક કોહીનુર મીસાલ, ચંદ્રમાં સર્વેનું ધ્યાન ખેંચતો હતો. સઘળું શાંત અને ખુશનુમાં હતું, તોપણ

તે માહઓપ્ખતારની રૂપેરી રોશની જોઇને, દીના સેહજ પણ ખુશી જણાઈ નહી. આહ, બીજી કેઈ ચીજો ઉપર તે રૂપેરી રોશની પ્રકાશતી હતી ? હા, આંયજ કીરણો હમણા રતનમમાનાં બંગલા ઉપર પણ પ્રકાશતાં હતાં, કે જે ઘર છોડી આવીને તેણી આટલી દુઃખી થઇ હતી; આંયજ કીરણો પાહલીનાં ઘરનાં એક ઓરડાની બંધ બારી ઉપર પડતાં હતાં, કે જેમાંથી રોશ-નીનું ફકત એકજ કીરણ, સીધ્ધું શીરોઝનાં ફીકકા ચેહરા ઉપર ઝલકતું હતું. એકવાર ફરીથી દીનાને તે વ્હાલા બેટાને પોતાની ગોદમાં ચાંપવાની તલબ થઇ, પણ લાચાર—લાચાર ! તે બાળક એવાં દયાહીણ માણસોના હાથમાં હતું, કે જેઓએ તેણીની જીંદગીની ધુળ કીધી હતી.

દીનાએ પોતાની લાલ આંખ્યો આસમાન તરફ ઉંચકી, તેણીએ કેવી ગંભીર ભુલ કીધી હતી ? પાહલીને પરણીને તેણી એક એવા આત્મા સાથે જોડાઇ ગઇ હતી, કે જેમાંથી મુકત થવાને તેણી છેલ્લે પાટલે તેનો આશરો છોડી આવી હતી. અને તેમ કરતાં તેણીએ પોતાનાં ભલાં નામ અને કીર્તીને ઝાંખ લગાડી હતી, પોતાનાં ધર્મનાં ફરમાનથી વીરૂધ્ધ ગઇ હતી, અને તેણીના પેલા સાચ્ચા સલ્લાહકાર રૂસતમ રાંદેરીઆની આ છેલ્લી શીખામણ તરછોડી કાઢી હતી.

"ઓ ખુદા, મને મરવા દે, મને મારી જીંદગીની નેમ સમજ પડતી નથી" દીના બડબડી.

સહવાર પડી તોપણ દીનાં બારી આગળજ ઉભી હતી, અને તેણીનો ચેહરો જોઇને પીલ્લુએ ગભરાઇને બુમ પાડી.

"ઓ દીનબાઈ, તમારૂં બીછાણું તો હજુણ જેવું ને તેવુંજ છે. તમે આખી રાત હયાંજ ઉભાં હતાં ?"

"મને ઉંઘ નહિ આવી" દીના બોલી.

"પણ આવી રીતે તમારી તબીયત બગડી જશે. અરે પણ તમારા હાથ ઉપર તો એક સોનાની વીંટી છે." પીલઇ બોલી "હું તો આટલો વખત તમુને કુમારાં ધારતી હતી. પણ તમે તો પરણેલાં છેઓ."

"હા" દીનાએ જવાબ આપ્યો "અને પીરોજબાઇ, જો તમુને મારી ઉપર સેહજ પણ દયા હોય તો હું પુછું તેનો બરાબર જવાબ આપો. જ્યારે એક જોડું પરણીને પાછળથી પોતાની ભુલ જુએ છે, ત્યારે તેઓ શું કરેછ?"

"એટલે?" પીલઇએ પુછ્યું.

"હું એમ પુછુંછ કે તેઓ પોતાની ભુલ કેવી રીતે સુધારે છે."

"તેવી ભુલ કદીબી સુધરતી નથી" પીલઇએ જવાબ આપ્યો "લગનનો ગાંઠ મોહત રીવાય કદીબી છોડી શકાતો નથી, અને તેથીજ લગન એ આપણી જીંદગીમાં એક સૌથી ગંભીર અને અગત્યનો બનાવ છે."

"ત્યારે મારાં અસુખી લગન માટે કાંઇંજ ઇલાજ નથી?"

"છે, અને તે એકજ છે, તે એ કે આપણને એવી ભુલ મુગે મોહડે સહણ કરવી." પીલઇએ સમજાવ્યું.

"અને તેમ જો નહિ બની શકે તો?"

"તો કેટલીક હલકાં મગજની છોકરીઓ એવીબી છે, કે જેઓ રોજનાં ફેસ્તા ફજેતા કરીને પોતાનું ઘર, ધણી, અને જીંદગીનું સત્યાનાશ વાળે છે: પણ જેઓ સમજુ છે, તેઓ આકેબત સુધી ધીરજ અને સબુરી રાખીને, ખુદાનો પ્યાર પોતાની દુખી જીંદગીનાં એકલા દીલાસા તરીકે ખેંચી લે છે."

દીના ચુપ બેઠી, આ ગામડયન પીલઇની સલ્લાહ પણ

પેલા તેણીનાં મીત્ર રૂસતમ રાંદેરીઆની સલ્લાહને બોલેબોલ મલતી આવતી હતી. શું ત્યારે સઘળો કસુર તેણીનોજ હતો? શું તમામ દુન્યાનું લોક પાહલી અને સુનઇને છોડી દઇને તેણીને પોતાનેજ ગુન્હેગાર લેખશે?

" ઓ બ્હેન " પીલઇએ આગળ ચલાવ્યું " તમારાં આગળાં ઉપર આંય વીટી જોઇને મને ઘણી ફીકર લાગેછ. જો તમારૂં ઘરબાર અને ધણી હોય, તો હમણા તમુને મારે ત્યાં રેહવાનો જરાબી હક નથી. તમારી જગ્યા તમારા ધણીના ઘેરમાં છે, અને હવે હું ધારૂંછ તેમ જો તમે તમારૂં ઘરબાર છોડીને નાહસી આવ્યાં હોવ, તો ખુદાને ખાતર ત્યાં પાછાં જાવ, તમારૂં ભલું નામ બગડતું બચાવો."

" તેમ કદી બનશે નહી. તેઓએ મારાં બચ્ચાંને મારી નાખ્યુંછ " દીના ઉશકેરાઇને બોલી.

" એમ સમજવામાં તમારી ભુલ હશે " પીલાઈ બોલી.

" નહી, તેઓએ મારા ફીરોઝને મારી નાંખ્યો, અને હું તેઓને શ્રાપ દઇને ત્યાંથી ચાલી આવીછ."

" ત્યારે તો તમારા ગુનાહમાં તમે ઉમેરો કીધોછ, કારણ કોઈપણ ગેરઈન્સાફનો બદલો લેવો એ આપણા હાથમાં નહી પણ ખુદાના હાથમાં છે. ચાલો જોઉં હવે હું તમારે માટે નાસ્તો કરી લાઉં, તેટલાં તમે દાહયાં થઇને તમારા ઘરે પાછાં સધાવવા તઇયાર થાઓ."

" મને એક છેલ્લી વેળા મળી લેવ, પીરોજબાઈ" દીના તેવણુ આગળ જતાં બોલી " યાદ રાખજો કે એક ઘણીજ અભાગણી છોકરી તમુને દુઆ દઇને હયાંથી ચાલી ગઇછ."

" અને હું પણ યાદ રાખશ કે મેં એક અણસમજ બાઇને પોતાને ઘરેબારે પાછી સધાવા સમજાવી છે."

અને ત્યાર પછી પીલઇ રાંધણીમાં દીનાને માટે નાસ્તો કરવા દોડી.

"આંય તકનો મારે લાભ લેવો જોઇયે" દીનાએ વીચાર્યું. "હું જો વધુ વખત હયાં રેહવશ, તો આંય બાઇ મારી મરજી ઉપ્રાંત પેલાં ચંડાલોને આશરે ફરીથી જવાને ફરજ પાડશે."

આવી રીતે જયારે પીલઇ રાંધણીમાં રોકાઇ હતી, ત્યારે દીનાં ગુપચુપ તે ઘરમાંથી બ્હાર પડી. પણ થોડાક કદમ જતાં તેણીને હીજો મળ્યો, તે દીનાને અજાયબીથી જોવા લાગ્યો.

"તમે જાઓછ, બાઇ" તેણે આખરે પુછયું.

"હાજી" દીના તેને શેકહેન્ડ કરતાં બોલી "અને તમારી ભલાઇ અને ઉપકાર હું કદીબી ભુલસ નહિ. ઓ ભાઇ, ગઇ કાલે તમે મારી જીંદગી બચાવી છે, અને ત્યારપછી તમારાં ધણીયાણીનાં આશરા વગર હું હમણા જીવતી હતે નહિ. હું મુંબઇ જાઉ છ."

"ત્યાં તમારાં સગાં હશે" તેણે પુછયું.

"હું ત્યાં અગાઉ રેહતી હતી" દીનાએ જવાબ આપ્યો.

"પણ તમે બરાબર જશો કે? તમે એકલાં છો તેથી મને ફીકર લાગેછ. જો કદીબી તમુને કોઇ દોસ્તની જરૂર પડે, તો હમે તમુને કોઇપણ રીતે મદદ કરવા ઘણાં ખુશી થઇશું. સાહેબજી."

બીજીજ પળે દીનાં ત્યાંથી ચાલી ગઇ, અને હીજો તેણીનો ખુબસુરત આકાર જોતો ત્યાંજ વીચારમાં ઉભો.

પણ તે વેળા પીલઇ તેની આગળ દોડતી આવવાથી હીજાનાં વીચારમાં ખલલ પડી.

"હીજા, પેલી બાઇ કયાં છે!" તેણીએ પુછયું.

"તેવણ તો હમણાજ મને મલીને સ્ટેશન તરફ ગયાં."

"ચાલી ગીયા! હા, ત્યારે તેથીજ એને મને મલી લીધું.

ગરીબ બીચારી, તું જાણેછ, હીરા, કે એ છોકરી પરણેલી હતી, પણ તેણીનાં લગન અસુખી નીવડવાથી, તેણી પોતાનું ઘર છોડીને નાહસી આવી હતી. તેણી બોલતી હતી, કે કોઇએ તેણીનાં બચ્ચાંને મારી નાંખ્યું છ."

"હું દલગીર છેઉં" હીરો દલગીર અવાજે બોલ્યો "હવે જો આપણી આગળ કોઇ આ છોકરી વીશે પુછતું આવશે, તો આપણે કાંઈ ખુલાસો કરી શકશું."

"આંય દુન્યાં કેવી અજાયબ જેવી છે, હીરા" પીલઇ બોલી "અને તેમાં કેટલાં અસુખી ઇનશાન પડેલાં હશે? આંય છોકરીનાં લગન વખતે તેણીનાં મોહતનું વધન હું વધારે પસંદ કરતે."

અને વાંચનાર, જો કદીબી આંય પીલઈ ખરૂં બોલી હોય તો તે હમણાજ હતું.

---

## પ્રકરણ ૨૧ મું.

### છેલ્લે પાટલે.

દીનાનાં છેલ્લા ભયંકાર શબ્દો સાંભળતાં, સુનઈ પેસીકાકાએ પોતાનાં કાન ઉપર હાથ મેલ્યા હતા.

"ચાલ બીખી એ તો ઘેલી થઈ ગઇછ. એને બકવા દે" સુનઇ તુચ્છકારથી બોલીને ત્યાંથી ચાલી ગઈ હતી.

અને તેઓમાંનાં એકપણ જણે, દીનાને આગલી બાજુનું બારણું ઉઘાડીને, ત્યાંથી બાહર નીકળી જતાં જોઈ હતી નહિ.

"સુનાબાઇ" ભીખી બોલી "તમે મારી ગરીબ બાઇને બહુ સતાવોછ. જો એમ કાવા માટે તમે મુને મારી પણ લાખહો, તોએ ભછતાંમાંથી પણ હું એમજ કીવા, કે તમે મારી ગરીબ બાઇ ઉપર ઘણો જુલમ કરો છો."

"ચુપ રાન ગુનેહગાર, તુંને કોણ વચમાં બોલવા કહેછ" સુનાઇએ બુમ પાડી "તું તારૂં કામ કર."

"પણ સુનાબાઈ, મારી બાઇએ તમુને દવા આપવા નાં કહી તોએ તમે હુજત કીધી." ભીખી સાંમે થઇ "તમે મારી બાઇને અંદર આવવા નહિ દીધી."

"જો ભીખી હવે મુંગી મરજે હં, નહિ તો તારી બાઇની દયા ખાતાં તારો જીવ નહિ જાય," સુનાઇએ ધમકી આપી.

અને ત્યાર પછી દીનાં વિશે કાંઇપણ વધુ વિચાર કરવા વગર સુનાઈ ફીરોઝનાં ઓરડામાં દાખલ થઇ. પાહલીએ ચુપકીદી માટે પોતાની આંગળી ઉંચે કીધી.

"સુનાઈ, મને એ હવે જરા ઠીક લાગેછ" પાહલી ફીરોઝ તરફ જોઇને ઘણુંજ ધીમેથી બોલ્યો.

"હા. મનેબી એમ લાગેછ" સુનાઇએ ટેકો આપ્યો "હવે એને જરા શાંત રાખવો જોઇએ."

"પણ દીના કયાં છે?" પાહલીએ એકાએક પુછ્યું.

"હોશે એનાં ઓરડામાં પણ હમણા એને બોલાવતો નાં. પાહલી, તારી બૈરીનો મીજાસ તદન ચસકી ગીયોછ, અને મારી સાંમે જે ગમે તે બકી ગઈ."

"પણ આંય કાંઇ ગુસ્સે થવાનો વખત નથી. પોતાના દીકરાને મોહત જીવત વચ્ચે જોવા તેમજ જાણવા છતાં, એને ગુસ્સે થવાનું એટલું બધું તે શું કારણ મળ્યું?" પાહલીએ સખતાઇથી પુછ્યું.

"એ આંય ઓરડામાં આવવાની જીદ લઇ બેઠી, અને મેં તે ના પાડી" સુનઇ ધીમેથી બોલી "ભાઈ, હવે જો એ હયાં આવી હતે, તો હમણા તારો દીકરો જીવતો રેહતેબી કે?"

"નહિજ તો. પણ તે છતાં હું ઇચ્છુંછ સુનઈ, કે હમણાં ફીરોજ જરા ઠીક છે, એવું તું બીખી પાસે એને કેહવડાવે, એ ફીકર કરતી હોશે."

પણ સુનઇએ આ છેલ્લા શબ્દો જાણે સાંભળ્યાજ નહિ, તેણી ફીરોઝનાં પાળણા તરફ ફરી, અને ઇનશાફને ખાતર આપણને કેહવું જોઇયે. કે ફીરોઝને પોતાના કસુરથી આવી રીતે સીક પડેલો જોઇને સુનઇનો જીવ પણ દીનાનાં જેટલોજ સીકે ઓળવાઈ રહયો હતો. જો સુનઇએ કદીબી કોઇપણ દુન્યાઈ ચીજ ઉપર પોતાનું લક્ષ લગાડયું હોય, તો તે ફીરોજ ઉપર હતું. તેણી પોતાનાં ભાઇનાં આ ગળગોટા જેવા બેટાને કાંઈ અજબ વ્હાલથી ચાહતી હતી, અને જો ફીરોજ પોતાની જીંદગી માટે કોઇને પણ આભારી હોય, તો તે પોતાની ફુઇની અઠાગ કાળજી, અને રાતદીવસની ખડે પગની મેહનતથીજ બચી ગયો હતો. તેણીનો આ પ્યાર. ગરીબ બિચારી દીનાં માટે એક છરી મીસાલ હતો. સુનઈ દીનાનાં તે છેલ્લા શબ્દોથી ગભરાઈ ગઈ હતી. તે ફીકકો ચેહરો, લાલ લોહી જેવી આંખ્યો, અને પથરનું હૈયું પીગળાવે એવી આજીજી, હજુણબી સુનઈનાં મગજમાં ભમ્યા કરતી હતી. તોપણ તેણીને સેહજ પણ ખ્યાલ હતો નહિ, કે તેણીની ભોજાઇ તેજ વેળા તેઓથી સદાને માટે છુટી પડશે. દીનાનાં છેલ્લા શબ્દોને તો તેણીએ "ચસકેલ મગજ"ની ઉપમાં આપી હતી.

આવી રીતે વખત પસાર થઇ ગયો, તોપણ દીના કયાં હતી તેનો કોઇને ખ્યાલ હતો નહી. બપોર પછી ડોક્ટર નરીમાન પાછો આવ્યો, અને ફીરોઝને તપાસવા પછી તેના ચેહરા ઉપર

સંતોશનું હસવું ફરી વળ્યું.

"હા" પાહલીનાં સવાલનો તે જવાબ આપતાં બોલ્યો "તમારો દીકરો હવે ભયમાંથી તદન મુક્ત થયોછ. મી૦ પેસી-કાકા, હું ઇચ્છુંછ કે તમારાં મીસીસ એ વધામણી સાંભળવા હયાં હતે. એવણ કયાં છે?"

"કોણ જાણે પોતાનાં ઓરડામાં હોશે" સુનઇએ જવાબ આપ્યો.

ડોકતર નરીમાન જરા અજાયબ થયો. શરૂઆતમાં દીનાએ પોતાનાં બેટા માટે આટલી બધી ચીંતા દેખાડવા પછી હમણા તેણી ગેરહાજર હતી, એ ડોકટર નરીમાનને જરા તાજ્જુબી ભરેલું લાગ્યું. તેણી કાંઈ કામમાં રોકાયલી હશે, તોપણ કાઇપણ કામ પોતાનાં દીકરાની જીંદગી કરતાં વધુ કીંમતી તો હોઇ શકેજ નહીં!

"કાંઇ નહિ, હું એવણને સહવારે મળશ." ડોકતર નરી-માન આખરે બોલ્યો "અને તેટલાં મારી ખાત્રી છે કે આંખ બાબો તદન વેલ થઈ જશે."

ડોકતર નરીમાન ગયા પછી, દીનાની ગેરહાજરી માટે પાહલી પણ અજાયબ થયો. આહ, બારણા આગળ તે કાકલુદી ભરયો અવાજ તેણે બરાબર સાંભળ્યો હતો.

"દીના હજુણ આવતી કેમ નહિ?" અને તેનાં જવાબમાં સુનઇએ તેણીનાં "ભેજાંનાં લાહત"નો કસુર કાહડયો.

"પણ શાનો ભેજાનો લાહત?" પાહલીએ પુછ્યું.

"કોણ જાણે હું તારી બૈરીને કદીબી સમજી શકી નથી. પાહલી, આજે એ એવા નાલાયક શબ્દો બોલી ગેઇ, કે જેથી હમણાં મારૂં હાડેહાડ ધ્રુજે છે."

પાહલીએ ગુસ્સાથી પોતાનો ચેહરો ફેરવી નાંખ્યો, પણ

ત્યારપછી વખત જતાં ફીરોઝની હાલત જરા વધુ સુધરતાં જોઇને, તે સેહજ ખુશાલ જણાયો.

"પાહલી, આપણને શુક્રાનાં કરવા જોઇયે કે તારો છોકરો બચી ગીયોછ" સુનઇ બોલી "હા, હું કબુલ કરૂંછ, બાઇ, કે આજે દવાની બાબદમાં મારેથી ભુલ થઇ ગેઇ."

"ત્યારે તો તું એમ દીનાને કેહ. તેણી ખરી હતી."

"હા. ફકત આંય એકજ દાખલામાં તારી બૈરી ખરી હતી." સુનઇએ કબુલ્યું.

"સુનઇ, જ્યારે હું હવાં મારા દીકરા આગળ વિચાર કરતો બેઠો હતો, ત્યારે મને એવો ખ્યાલ આવ્યો, કે આપણે જોઇયે તે કરતાં દીના તરફ વધુ સખત રીતે વર્તયે છીએ. એવો મામલો હવે હું ફેરવી નાંખવા માંગુછ." પાહલી બોલ્યો "જો સુનઇ, હવે આપણે તો બુઢ્ઢાં થયાંછ, અને તેથી એક જવાન જીવની વાત આપણે સમજી શકતા નથી. જવાની એ એક એવો વખત છે—"

"તું કેહવા શું માંગેછ, પાહલી?", સુનઇએ અધીરાઇથી પુછ્યું.

"—કે જે વેળા આપણા સઘળા વિચારો બુઢ્ઢાં માણસોની સાથે કદીબી મળતા થતા નથી. અને દીનાની ઉંમર કેટલી? ફક્ત અઢાર વરસ. તેથી મારો ફીરોઝ સારો થયા પછી આપણે એની સાથે જરા વધુ માયાથી વર્તશું. આપણે એને રોજ ફરવા જવા દઇશું. હવાં અવારનવાર પરોણાઓને બોલાવશું, અને એને ખુશી રાખવા આપણાથી બનતું કરશું."

"મને એ પસંદ નથી" સુનઇ બબાલી.

"પણ સુનઇ હું એનો શોકાતુર ચેહરો ભુલી જઇ શકતો નથી. જ્યારે મેં પેહલ્લી વેળા એને જોઇ હતી, ત્યારે એનો ચેહરો એક ખીલતાં ગોલાબ જેવો હતો, પણ હમણા તે ચેહરો

કેટલો બદલાઈ ગયોછ ?"

"એમાં આપણો કસુર નથી" સુનઈ બોલી "ઓ બાઇ, આજે એને મને શ્રાપ દીધાછ."

"શું કીધું ?"

"આજે તારી બૈરીએ મને શ્રાપ મારીયાછ."

"એને માફ કર. સુનઇ, આખર કરેને તો એ એક બચ્ચુંજ છે. એ મારા ફીરોઝને એટલી હદ સુધી ચાહેછ, કે તારે લીધે એ આજે સીક પડયો, એ તેણી જોઈ શકી નહિ. એને માફ કર, સુનઈ."

"મેં એને માફ કીધીછ" સુનઈ બોલી "અરે, જો તો પાહલી, જાણે એની માયને મેં માફ કીધી, એવું આંય તારો દીકરો સમજ્યો હોય એવી રીતે એ મને જોઇને હસેછ."

તોપણ રાતે બે વાગાની અગાઉ, પાહલી તે પાળણા આગળથી ખીસ્યો નહિ. તેણે વારંવાર વિચાર્યું કે પોતાનાં દીકરાને જોયા વગર, તેનાથી દુર, એકલી પોતાની દલગીરી ખમવા માટે દીનાને કેટલી મુશકેલી પડી હશે. તોપણ જો તેણી ઓરડામાં આવી હતે, તો ફીરોઝ હમણા જીવતો હતે નહિ, અને તેથી માઠું થાય તે સારાંનેજ કાજે ! પાહલીએ વિચાર્યું.

આખરે રાતે બે વાગે, જ્યારે ફીરોઝ બરાબર હુસ્યારીમાં આવ્યો, ત્યારે પાહલી દીનાને તે ખુશ ખબર પોતાને મોઢેથીજ આપવા દોડ્યો. હા, હવે તે દીનાને આ ઓરડામાં આવવા દેશે, તેણીને દેખાડી આપશે, કે તેઓની કેટલી અઠાગ મેહનતથી ફીરોઝ બચી ગયો હતો. તેણીને તે ઓરડામાં નહિ દાખલ કરવામાં આવી તે ફકત ફીરોઝનાં ભલાં માટેજ.

"મારી ગરીબ દીના" પાહલી મનસે બડબડયો.

અને ન સમજી શકાય એવી માયાળુ લાગણીથી પાહલી

પોતાનાં ઓરડા તરફ ફરયો. પણ તે ઓરડો તદન અંધારો હતો. તેણે "દીના" કરીને બુમ પાડી, પણ કોઇનો જવાબ મળ્યો નહિ.

"એ પોતાનાં ઓરડામાં હશે" પાદ્રી એક ફાણુસ સળગાવતાં બોલ્યો "વ્હાલી દીના, એ દલગીરીમાં એટલી તો ગરકાવ થઇ ગઇછે કે મને સમજતીબી નથી. પણ એને કયાં ખબર છે કે હું શું ખબર લાયોછ?"

પાદ્રી આખરે દીનાનાં ઓરડામાંથી પણ સઘળા ખુણાંખંટાલા શોધીને બ્હાર પડયો. દીના ત્યાં હતી નહિ.

"અરે, હુંબી શું અમથો નાહકનો ફાંફાં મારૂંછ" પાદ્રી બડબડયો "એ તો હમણા રાંધણીમાં મારા રીરાઝ માટે કાંઇ દુધ કાંજી બનાવતી હશે."

પાદ્રી ફાણુસ લઇને રાંધણીમાં ગયો, અને ત્યાં પણ દીનાનું નામ નીશાણુ નહિ જોઇને તે જરા ગભરાયો. તે બાહર ઓટલા તરફ ગયો, અને ત્યાં ભીખીને બેઠેલી જોઇને તે ઉભો રહી ગયો.

"તારી બાઇ કયાં છે, ભીખી?" તેણે પુછયું.

"કોણ જાણે, છેત. સહવાર પછી મેં એવણુને નહિ જુએલાં."

"પણ ત્યારે દીના કયાં છે?" પાદ્રીએ ગભરાઇને પુછયું.

"મારૂં મત પુછેછ, છેત!"

"તારૂં અથવા તો કોઇબી કારા ચોરનું મત મારે મનસે એકજ છે."

"ત્યારે તો છેટ, તમે હુનાબાઇને કાંઈ કેહછો નહિ એવું મને વચન આપો. હું તમુને કાંઈ અગતનું કીવા માંગુછ."

"હું વચન આપુછ, ભીખી, બોલ તું દીનાં વિશે શું જાણેછ."

" હું ધારૂંછ, છેત, કે દીનબાઈ હયાંથી નાહછી ગીએલા સે. એ છેત, આ છુનાબાઇનો બહુજ ભારી જુલમ. આજે છહવારે મારી બાઇ છાતે એવણુને મારામારી થીએલી, અને દીનબાઇ બોલ્યાં કે હયાં છઉ તેવણુને ધીકકારતાં હતાં, અને તેવણુ હવે કેડે નાહછી જશે."

" એ ખુદા" પાહલી ફ્ગળાઇ જતાં બોલ્યો "શું આ સઘળું ખરૂ છે?"

" અરેરે છેત, મારાં બાઈનાં પોતાનાં બસસાં આગળ જવાની કાકલુદી સમજીને, એક પથ્થરને પણ દયા આવી હતે, પણ છુંનાબાઇએ મારી બાઇને બારણા આગળથી વહડી કાધી, અને તેઓ વચ્ચે જબરી બોલાચાલી થીએલી છેત."

" ત્યારે ફીરોઝ સારી કાની હતો એવું મારી દીનાને ખબરજ નહિ હતું?"

" નહિ છેત. હું ધારૂંછ તેમ જો મારા બાઇ હયાંથી નાહછી ગયાં હોય, તો તે વેળા તેવણુને એવોજ ખ્યાલ હતો, કે તેવણનું બસસુ આખરે મરી 'ગીએલું'" બીબી રડતાં બોલી.

" પણુ એ જાયબી કયાં" પાહલી બોલ્યો "એનાં તો કોઇ સગાંબી નથી. એ તો દુન્યામાં તદ્દન એકલી છે."

" મારા વિચાર પરમાને છે. જો દીનાબાઈ કેડેબી ગીયાં હોય, તો પોતાનાં મોહતને તેડું કરવા ગીએલાં. અરે છેત, આજે સહવારે જ્યારે મેં એવણુને દીઠાં હતાં, ત્યારે જો મુને આગળથી ખબર નીહ હતે, તો હુ પણુ મારી બાઇને ઓળખતે નહિ. મારી બાઇએ છુનાબાઇને છરાપ દીધા–જોવ છેત, હવે મારી આટલી ગરીબ બાઈ એવું કહી બોલેબી કે? તીનું કારણુ એજ જે મારી ગરીબ બાઈ ઉપર છુનાબાઇએ ઘણો જુલમ કીધો, એક હાટકી કછાઇની માફક મારી બાઇને છતાવી, તે એટલા

સુધી કે આખરે મારી બાઇનું મસ્તક ફરી ગીએલું, અને તેવણ હયાંથી નાહસી ગયાં. હવે છેત, મેં તમુને છેધી છાચ્ચે છાચી વાત કહી સે. પણ સુનાઇને કહતા રએ,"

"પણ ભીખી, તેં આટલા વખત એ વિશે મને કાંય નહિ જણાવ્યું" પાહલીએ બુમ પાડી.

"તમુને કહીને છું કરે છેટ. જ્યારે દરેક બાબદમાં તમે સુનાઆઇનીજ તરફેણ ખેંચો, ત્યારે તમુને કહીને છું કરે, છેત."

અને ભીખીનાં આ શબ્દોથી, પાહલીને દુખનો એક એવો ઝટકો લાગ્યો, કે જે તેને આગળ પોતાની જીંદગીમાં કદી પણ અનુભવ્યો હતો નહિ.

# પ્રકરણ ૨૨ મું.

## "મુનાઈ મારી અંરી ચાલી ગઈછ."

"હું એ માનતો નથી" પાહલીએ બુમ પાડી, "હયાં કાંઇ ભુલ છે. મારી દીના આપણા ઘરમાંથીજ મળી આવશે. ચાલ ભીખી, જ્યાંસુધી હું આ ઘરનું દરેક ખુણેખુણું બારીકીથી જોવશ નહિ, જ્યાંસુધી હું આપણા ખેતરની દરેક ઇંચેઇંચ જમીન તપાસસ નહિ, ત્યાં સુધી હું કદીબી જંપીને બેસવાનો નથી."

અને ભીખી પોતાનાં શેઠની સાથે હાથમાં ફાણસ લઇને દરેકે દરેક ઓરડો ફરી આવી.

"હયાં હશે," કહી પાહલી દરેક ઓરડામાં દાખલ થતો

હતો, પણ ભારી જીગરે પાછો ત્યાંથી બાહર આવતો. તે આખરે ખેતરમાં ગયો, અને ઘેલાગાંડાની માફક ચોતરફ દોડવા લાગ્યો. પણ દીનાં કેડે હતી નહિ. તે એક ચંદની રાત હતી, અને પાહલીએ નાસીપાસીથી પોતાની આંખ્યો તે ચંદ્રમાં તરફ ઉંચકી. કેવું અજાયબ જેવું ? કારણ તેજ પળે દીનાં પણ પેલા હીજા તાડીવાલાનાં ઝુંપડાંની બારી આગળ ઉભી રહીને એજ ચંદ્રમાંને જોતી હતી. આ માટી બેયર તે વેળા કુદરતની એકજ ચીજ જોતાં હતાં, છતાં તેઓ વચ્ચે કેટલો ફેરફાર ? કેટલો મનફેર ? કેટલો તફાવત ?

" ઓ ખુદા" પાહલી આખરે બોલ્યો "જો મારી ઉપર ખરેખર આવી આફત આવી પડી હોય તો હું ઘેલો થઈ જવશ."

" એ છંધું કદીબી બનતે નહિ" બીખી બોલી "જો મારી બાહને તમે છારી રીતે રાખી હતે, તો હમણા એમ બોલવાનું કાંઈ પણ કારણ હતું નહિ. પણ હવે તો બહુંજ મોડું થઈ ગીએલું, છેત."

પણ બીજીજ પળે બીખી આ શબ્દો માટે પસતાવા લાગી. પોતાનાં શેઠનો ફીકો ફ્ચ ચેહરો જોઇને તેણીને ઘણું લાગી આવ્યું. પાહલી દામાદોલ હાલતમાં પાછો ઘરમાં ગયો, તુરતજ ફીરોઝનાં ઓરડા તરફ ફરયો, અને જેમ એક વફાદાર કુતરો પોતાના ધણીનાં દરવાજા આગળ બેસીને તેની ચોકી કરે છે, તેવીજ રીતે તેણે સુનઇને ફીરોઝાનાં પ્રાળણા આગળ બેસેલી દીઠી.

" ઓ સુનઈ, મારી બૈરી ચાલી ગઈછ, મારો આશરો છોડી ગઈછ." પાહલી કલવાઇને બોલ્યો.

સુનઈનાં જબરાં લપ્પાં લેવાયાં. પોતાનાં બાઇનાં આ શબ્દો સાંભળીને તેણી થરથર ધ્રુજવા લાગી.

" ચાલી ગેઈ! તારી બરાબર ખાત્રી છે, પાહલી ?"

"હા. અને હું ધારૂં છ તેમ એમાં સઘળો વાંક તારોજ છે."

"એમ કોણ કહેછ? એવું તુંને કોણે સમજાવ્યું?"

"આંય બી—" પાહલી એકાએક બોલતાં અટકી ગયો "આજે સહવારની તમો વચ્ચે કાંઈ ખટપટને લીધે મારી દીના હયાંથી ચાલી ગઇછ."

"એમ બનેજ નહિ" સુનઇએ જીદ પકડી "આટલા નજીવા કજીયાને ખાતર તારી બૈરી પોતાના ધણી બચ્ચાંને છોડી જવા જેટલી હદ સુધી ઉછાછળી હોયજ નહિ."

"તેણી ચાલી ગઇછ" પાહલી પાછું બોલ્યો "અને તે સાથે મારી જીદગીની સઘળી રોશની અને આશા પણ ગુમ થઇછ."

"આંય તારી જીંદગીની આશા છે" સુનઈ પીરોઝનાં તરફ આંગળી કરતાં બોલી.

"નહિ" પાહલી ગંભીર અવાજે બોલ્યો "તોપણ ફકત અર્ધો કલાક અગાઉ મારો પીરોઝ મને સૌથી વ્હાલો છે. એવા હું સોગંદ લેતે, પણ હમણા મને માલમ પડયુંછ કે મારી દીના મને વધુ વ્હાલી છે."

"આવશે એ જવાની કયાં છે" સુનઈ બોલી "તારી જગ્યાએ હું હોઉં તો એની જરાબી દરકાર કરૂં નહિ, એ તો આપણુને દબરાવવા કેથે થોડો વખત ભરઇ હોશે."

"તું એમ ધારેછ, સુનઇ" પાહલીએ નવી આશાથી પુછ્યું.

"હાસ્તો, એ તો હમણા કેડે ભરઈ બેસીને, તુંને આટલો ગભરઇ ગયલો જોઇને હસ્તી હોશે. મારૂં માને તો મુંગો મુંગો જઈને સુઇ જા. સહવારે તું તારા પીરોઝનેબી હસ્તો રમતો જોશે, અને તારી બૈરીબી નાસ્તાની ટેબલ ઉપર તૈયાર બેઠેલી હોશે."

પણ સુનઇ આ સઘળું પોતાનાં ખરાં અંતકરણથી બોલી હતી નહિ. પાહલીની હાલત જોઇને તેણીએ વિચારયું કે હમણા તેને દીલાસાની જરૂર હતી, અને તેથી હાલ તુરત તેણીએ પાહલીને જુઠકો સધ્યારો આપ્યો.

"પણ સુનઇ, હું તો હમણાં ટાંગો જોડાવીને એને કેડે શોધવા જવા ધારૂં છ," પાહલીએ કહ્યું.

" નહિ એટલી બધી ઉતાવળ કરવાની કાંઇ જરૂર નથી. તારી બૈરી નાશી ગઇછ એમ હમણા બાહર નીકળીને તું લોકો આગળ હોહા કરવા ધારેછ ?" સુનઇ બોલી " સહવાર વેર જો એ નહી આવે તો પછી તું તારે ગમે તેમ કરજે."

આ સલ્લાહ પાહલીને પસંદ પડી, તે લોકોને પોતાના ફજેતા જણાવવા માંગતો હતો નહિ. પોતાની આબરૂનાં કાંકરા થયલા જોવા ખુશી હતો નહી. પાહલી આખરે તંતોસતો પોતાનાં ઓરડામાં દાખલ થયો, અને તે જાણે એક કબ્રસ્તાનમાં દાખલ થયો હોય એવી રીતે તે ઓરડો તેને ગમગીર જેવો લાગ્યો. આહ, હયાં તેણે કેટલી વખત દીનાનો મીઠડો સાદ સાંભળ્યો હતો ? તે મધુર ચેહરો કેટલી વખત જોયો હતો ?

" દીના " પાહલી અત્યંત નરમ અવાજે બોલ્યો " ઓ મારી દીના."

પણ જવાબ મલવાને બદલે તેને પોતાનાજ અવાજનાં પડઘા સંભળાયા. દીનાને હમણા ગેરહાજર જોઇને તેનું અંતકરણ ચીરાઇ જતું હતું. તેનો સઘળો પ્યાર હમણા એકજ ઠેકાણે જઇ બેઠો હતો. તેણી કયાં હતી ? એ સવાલ પાહલી પોતાનાં બીછાણા ઉપર પડયો પડયો હઝારો વખત પોતાનાં મનને પુછતો હતો. અરે આંય ખુબસુરત દીના કે જેને તે પોતાનાં ઘરનાં સણગાર દાખલ પરણી લાવ્યો હતો, અને જે

પોતાનાં સુંદર હોઠો ઉપર શ્રાપનાં સખુન, અને પોતાનાં અંત-કરણમાં નાસીપાસી સાથે તેનો આશરો છોડી ગઈ હતી, તે ખુબસુરત પંખેરૂં હમણા પોતાનાં પાંજરાંમાંથી કયાં ઉડી ગયું હતું ?

સહવાર પડી, તોપણ પાહલીનાં ડોળા ઉંઘાડાજ હતા. આખરે તેને જરા ઉંઘનો ઝોકો આવતાં એવો સ્વપ્નો જોયો કે દીના જાણે એક ફુલની વાડીમાં ચાલતી હતી, તે વાડીને નાકે એક ઉંડી ખાઇ હતી; પાંહલી તે જોઇ શકતો હતો, પણ કમ-નશીબે ત્યાં કોઈપણ જાતની નડતરની આશા વગર નભરવંસ ચાલતી દીનાને તેનું જરાબી ભાન હતું નહી. થોડાજ વખતમાં પાહલીએ એક તીણી ચીચ્યારી સાંભળી, તે દુધ જેવા સફેદ હાથો હવામાં ઉંચે ઉંચકાતા જોયા, તે ખુબસુરત આકાર તેની નજર સાંમેથી ગુમ થયો, અને દીના તે ઉંડી ખાઇમાં ગબડી પડી.

" સંભાળ દીના " પાહલીએ એક જબરદસ્ત બુમ પાડી, અને જાણે હમણાજ તેણીને બચાવવા જતો હોય, એવી રીતે બારણા તરફ ધસી ગયો.

તેજ પળે સુનઈ તે ઓરડામાં દાખલ થવા જતી હતી.

" શું છે, પાહલી, કાંહ દોડેછ ?" તેણી બોલી " આંય તારા હાથ તો બધા ધ્રુજેછ."

" ઓ સુનઇ, મેં હમણા સ્વપ્નો જોયો કે મારી દીના હમણા મોટી મુશકેલીમાં છે " પાહલી ગભરાઇને બોલ્યો.

" હા, સીવાય કે એ જ્યાં ગઇ હશે, ત્યાંથી પાછી હયાં આવવાની મુશ્કેલીમાં હશે " સુનઇએ તાણો માર્યો " પાહલી આપણો પીરોઝ સારી કાંની છે, એ હું તુંને કેહવા આવીછ."

પણ પાહલીએ પોતાનો ચેહરો ફેરવી નાંખ્યો. દીના હજુણ

આવી હતી નહિ. તે નીચે ગયો, અને માહ મુસીબને કોફીનું એક કપ લેવા પછી ડો૦ નરીમાન પાછો આવ્યો.

"છોકરો તદન સારીકાની છે" ડોકટર બોલ્યો "પણ સુનાબાઇ, બચ્ચાંને અંજાગી દવા આપવામાં કેવો જોખમ સમાયો છે, એ વીશે તમુને જબરી ચાનક મળી હશે. તોપણ ફીરોઝ તમારીજ મેહનતથી બચી ગયો છે, અને હવે હું એ ખુશખબર મીસીસ પેસીકાકાને આપવા માંગુંછ. એવણ ક્યાં છે?"

તે ભાઈ બ્હેન એક બીજા તરફ ગુંચવાડાથી જોવા લાગ્યા. તેઓ આંય ડોકટરને શું જવાબ દેય?

"ડોકટર મારી મીસીસ હમણા હયાં નથી" પાહલી બોલ્યો "પણ હમે થોડોજ વખતમાં એને હયાં જોવાની આશા રાખ્યેછ. તમારા હુકમ પ્રમાણે હમે ગઇ કાલે તેણીનાં બચ્ચાંની સલામતીને ખાતર ઓરડામાં આવવા દીધી નહી. અને તેથી એ જરા ગુસ્સે થઈ."

"હં! પછી?" ડોકટરે પુછ્યું.

"પછી મારી બ્હેન સાથે એને જરા ખટપટ થઈ, અને પરીણામમાં એ ગુસ્સાથીજ ઘર છોડીને ચાલી ગઇ."

"પોતાનાં બચ્ચાંને મુકીને ચાલી ગયાં" ડોકટર નરીમાન અજાયબીથી બોલ્યો.

"કમનશીબે એ પોતાનાં બાબાને ગુજરી ગયલો ધારીને હયાંથી ચાલી ગેઇછ. પણ ફીકર નહી ડોકટર એ આય આવતી હોશે—હમણાજ આવતી હોશે." પાહલી ધીમા અવાજે બોલ્યો.

"મને મોટો શક છે. હું તો ધારૂંછ કે એવણ કદીબી પાછાં આવશે નહી. મી૦ પેસીકાકા, આ જવાન બાનુ સાથે તમારો સંસાર તદન નીશફળ ગયોછ, જો કે એમ કેહવાની મને જરાબી સત્તા નથી."

"અલબત નથીજ." સુનઇ બોલી.

ત્યાર પછી ડૉકટર નરીમાન ત્યાંથી ઘસારાબંધ ચાલી ગયો.

તે ભાઇ બ્હેન એક બીજાને મુંગાં ગભરાતથી જોતાં ઉભાં. નવ વાગી ગયા હતા, તોપણ દીનાનો પટટો હતો નહી. આખરે પાહલીની ધીરજ ખુટી.

"સુનઈ, હું હવે જાઉંછ" તે આખરે બોલ્યો.

અને આ વેળા સુનઇએ ટાંગો ઉતાવળે જોડાવી આપવામાં પાહલીને મદદ કીધી.

હવે વાંચનાર, પાહલીએ તે દીવસ કેવી રીતે ગુજાર્યો એ કેહવાની કાંઇ જરૂર નથી. પોતાની ગુમ થયલી બરીની શોધમાં પાહલીએ ત્યાર પછીનાં કેટલા દહાડા અને અઠવાડયાં રખડી ભટકીને ગુજારયાં, અને તેમાં તેને કેટલી ફતેહ મળી, એ સઘળું દરસાવવું ફોકટ છે. દીના માટે દર દીવસે તેનો પ્યાર અને ગુસ્સો વધતો ગયો, તે સાથે, તેની આંખમાં ખાડા પડવા લાગ્યા. તેનું ચીત ચકભમ થઈ ગયું, તેનું કામ અને ખેતર હવામાં સઘળું વખાતું થઇ ગયું. તે સુનઇને પણ ભુલી ગયો. બસ. દીનાનાંજ વીચારમાં તે રાત દીવસ હાય શોસારો કરવા લાગ્યો.

દીના ગયા પછી ત્રીજે અઠવાડયે, પાહલી પેલા હીજા તાડીવાળાનાં ઝુંપડાં આગળ જઈ પોહચ્યો. હીજાએ તેને દીના મેદાનમાં કેવી રીતે પડેલી મલી આવી હતી, ત્યાર પછી તે તેણીને કેવી રીતે ઘરે લાવ્યો હતો એ સઘળું પાહલીને કહી સંભળાવ્યું; જ્યારે પીલઇએ આંખમાં આંસું સાથે, દીના તેણીને છેલ્લી વેળા કેવી રીતે મલી હતી, તેણી કાંઇપણ ખોરાક લીધા વગર ચાલી ગઈ હતી, તેણીએ પોતાનાં બચ્ચાં માટે કેવી રીતે વીલાપ કીધો હતો, એ સઘળું પાહલીને કહી સંભળાવ્યું, ત્યારે આ હકીકત સાંભળીને પાહલી ઘેલો દીવાનો થઇ ગયો.

" એજ મારી દીના હતી " પાહલી આખરે બોલ્યો "પણ તેણીનો દીકરો તો હજુણુ જીવતો છે. ઓ હીજ્ર, તમે જો મને એનો પત્તો મેળવી આપશો, તો હું તમુને મારી સઘળી દોલત આપી દેવા તૈયાર છેઉં."

આહ, આંય તો ઘણી નઠવી ભેટ હતી. દીનાને શોધી આપવા માટે તે પોતાની જીંદગી પણ આપી દેવા તઇયાર હતો. તેણી મુંબઇ ગઇ છે એ સીવાય તેઓ પાહલીને કાંઇપણ વધુ જાનમી આપી શકયાં નહી.

પાહલી મુંબઇ આવ્યો. તેણે પોલીસને ખબર આપી, ચાલાક ડીટેકટીવો રોકયા, પણ દીનાની ઘણનસલજ કેડે હતી નહિ. અઠવાડયાંઓ સુધી પાહલી મુંબઇમાં દમકયા કીધો, તે દીવસનાં બબે વખત પોલીસ સ્ટેશન ઉપર જવા લાગ્યો. પણ નહિ, આંય મહાન ડીટેકટીવો એક અઢાર વરસની છોકરનો પત્તો મેળવવા તદન નીશફળ ગયા, જ્યારે દર દીવસે પાહલી તેઓની ઓફીસમાં જતો, ત્યારે તેઓ સઘળા ગંભીર ચેહેરે તેનું સમ-જતા હતા, પણ બીજી બાજુ તેની પીઠ ફરતાં તેઓ હસીને આપસ આપસમાં બોલતા કે—

" આંય કેસ તદન કલીઅર છે. દોસ્ત એક બુઢ્ઢો ધણી અને તેની ખુબસુરત મોહરદાર એનું પરીણામ શું આવે એ વીચારવું ઘણું સેહલ છે."

આખરે પાહલી સુરત પાછો ફરયો, અને પોતાનાં ભાઇનો ગંભીર લેવાઈ લુતાઇ ગયલો ચેહરો જોઇને સુનઈ પણ બે દગલાં પાછળ હટી.

" સુનઇ, મારી બૈરી મને સદાને માટે છોડી ગઇછ. તે બોલ્યો.

"બદકાર, બેવફા, કમજાત" સુનઇ બોલી "હવે જો એ રાંન આપણા બારણા આગળ રોટલીનાં એક તુકડા માટે તવલીને મરી જાય, તોબી મને એની જરાબી દયા લાગશે નહી."

"એ ચાલી ગઇછ, અને મારી તેમજ મારાં આંય નિર્દોષ બચ્ચાં ઉપર બેઆબરૂનો કલંક મુકી ગઇછ." પાહલી ઉશકેરાઇને બોલ્યો "ઓ ખુદા, જો જીવતી હોય તો મને એને શોધી કહાડવા મદદ કર, કે જેથી હું મારૂં નામ, આબરૂ અને દોલતને ધુળધાણી કરનારને તેનાં વાજબી ફેજે પુગાડું."

## પ્રકરણ ૨૩ મું.

### લગનની વીટી.

દીનાં હીજા તાડીવાલાનાં ઘરેથી નીકળી ત્યાં સુધી તેણીને કાંઇપણ ધાસ્તી હતી નહિ, કે તેણી કેટલી હદ સુધી લાચાર હાલતમાં આવી પડી હતી. આખરે સ્ટેશન ઉપર પુગતાં તેણીને ભાન આવ્યું કે જો કદીબી તેણી એકલે હાથે આ દુન્યાની લડત ચલાવા સામર્થવાન થાય, તો તે પૈસાની મદદથીજ હતું. પાહલી વારંવાર તેણીને બે પાંચ રૂપ્યા "દીના આય તારા અંગત ખરચનાં છે" કરીને આપતો હતો, અને તે પૈસામાંથી જ્યારેબી દીના પોતાનાં શોખની કાંઇ ચીજ ખરીદતી હતી, ત્યારે સુનઇ અને તેણી વચ્ચે ઝગડો લાગવાથી, દીનાએ કાંઇપણ ખરીદવાનું માડી વાળ્યું, અને તે પૈસા તેણીની પાસે એકઠા થવા લાગ્યા.

તે કેટલા હતા તેનો તેણીને કાંઇ ખ્યાલ હતો નહી, પણ હમણા સ્ટેશન ઉપર ટીકીટ લેવા પોકીટ કહાડતાં દીનાને માલમ પડયું કે તેણીની સઘળી પુંજી રૂપ્યા દસની ત્રણ નોટોમાં સમાઇ ગઇ હતી. ત્રીસ રૂપ્યા! આહ–આય ત્રીસ રૂપરડી—દુન્યાની દયા ઉપર રખડની થઇ ગયલી એક લાચાર છોકરી માટે શી બીસાદ હતી? તોપણ દીનાને મનસે આ એક મોટી દોલત હતી, હાલ તુરત તેણીને મુંબઇનાં મોહલ્લાઓમાં ભુખે મરતી બચાવી લેવા માટે આ ત્રીસ રૂપરડી એક હાથીનો પગ હતો. બસ, હવે તો તેણીનો એકલો સંતોશ એ હતો, કે દરપજે આ ટ્રેન તેણીને પોતાનાં કંગાળ ઘરથી દુર ઘસડી જતી હતી, પોતાનાં ધણીથી છુટી પાડતી હતી, કે જે તેણીને કોઇ બીજી રીતે સુરત લઇ જઇ નહિ શકવાથી તેણીને પરણ્યો હતો, જેને પોતાની બૈરી કરતાં બ્હેન વધારે વહાલી હતી, જેને પોતાનાં મરવા પડેલા દીકરા આમળથી હાંકી કહાડવા પોતાની બ્હેનને મોકલાવી હતી! તેજ ધણી આગળ હવે તેણી પાછી જાય, તેનું નામ ધરાવે? એ નહી એનાં કરતાં તો એક હજાર મૌહત વધારે ભલાં! આ વિચાર કરતાં દીનાનાં અંતકરણમાં જોશભર થોકા પડવા લાગ્યા, તેણીનું લોહી ઉકળી આવ્યું, તેણીનાં મગજમાં પોતાને થયલા ગેર ઇનસાફ માટે બંડ જાગ્યું. અલબત હવે તો તેઓને છોડી આવવામાં તેણીએ નેક કામ કીધું હતું, અને પ્રીય વાંચચનાર, આ વિચાર અભાગણી દીના માટે એટલો તો મીઠડો હતો, કે પોતાની ગમે એવી હાલત છતાં તેણી સેહજ હસી.

"હું મારા પપાને ચાહતી હતી. પણ તેવણ ગુજરી ગયા; હું મારા ફીરોઝને ચાહતી હતી, તે પણ ગુમ થયોછ, અને હવે જ્યાં સુધી હું જીવતી છેઉં, ત્યાંસુધી હું કોઇબી ઇનશાનને કદીબી ચાહવા નહિ" દીનાએ સોગંદ લીધા.

ગરીબ દીના, જો આંપજ શોગંદ તેણીએ જાવેદાન સુધી યાદ રાખ્યા હતે, તો હવે પછી તેણીની જીંદગીમાં જે બીજી મોટી ઉથલપાથલ થનાર હતી તે કદીબી થતે નહિ. તે મુસાફરી ક્યારે ખતમ થઈ, તે દીનાને યાદ હતું નહિ. તેણીએ પોતાની સામે ત્રેનમાં બેઠેલાંઓની આતુર ચશમો તેણીની તરફ ટીંગાઈ રહેલી જોઈ હતી નહિ. અથવા તો તેઓનાં દયામણા ટીક્કાઓ સાંભળ્યા હતા નહિ.

"આટલી ખુબસુરત પણ આટલી દુખી, એ કોણ હશે?" દીનાની સાથનાં ઉતારૂઓ બડબડતા હતા.

આખરે મુંબઇ આવતાં જ્યારે તેણી ગ્રાંટરોડનાં સ્ટેશન ઉપર ઉતરી, ત્યારેજ તેણી પોતાની ખરી હાલતથી વાકેફ થઈ, ત્યારેજ તેણીને માલમ પડયું કે આવી રીતે એકલી હયાં સુધી ચાલી આવવામાં તેણીએ મુર્ખાઈ કીધી હતી. ખયર, હવે તો નવ્વાણું ત્યાં બર્યા સો. તેણી એટલી તો ગભરાઇ ગઇ, કે એક વેળા તેણીએ "રતન મમાં" આગળ માટુંગે જવાનો વિચાર કર્યો. પણ ત્યાં પાહલી ખબર કાહડતો જરૂર આવશે એવી યાદ થતાં, દીનાએ તે વિચાર તુરતજ બાજુએ મેલ્યો. તેણી સ્ટેશન ઉપરથી બહાર પડી, અને કાંઇપણ ચોકકસ વિચાર વગર આગલ ચાલવા લાગી. હવે તેણીને એક નવી મુશકેલીનો ખ્યાલ આવ્યો કોઈ તેણીનું નામ પુછે તો શું આપવું? ખચીત દીના પેસીકાકાનું નામ વાપરવું એમાં તો સાવ હેમાકત હતી, અને દીના વાહડયાનું તેણીનું આગલું નામ પણ તેટલુંજ જોખમભર્યું હતું.

"હું મીસ દીના મેહતાનું નામ ધારણ કરશ" તેણી બોલી.

અને આ ઠરાવ સાથે તેણીનો પાહલી સાથનો એક બીજો સંબંધ તુટી ગયો. તેણીએ તેનું નામ વટીક પણ નાબુદ કર્યું હતું. પણ તેણીનાં લગનનો ગાંઠ તો હજી જેનો તેવોજ

હતો. તેણી તે છોડી આવી હતી છતાં કાયદા, ધર્મ અને ખુદાની નજરમાં તો તેણી પાહલીની હકદાર ધણીઆણી હતી. ઓ-ઓ પરેલની અગીયારીમાં તેણીને ઘણાજ ગંભીર સોગંદ આપનાર પેલા દસ્તુરજીનું બી ખુદા શું ભલું કરશે?

"કાંઇ નહી" દીનાં મનસે બોલી "હું મારૂં દુઃખ સુરત સીવાય હયાં વધુ આશાણીથી સહણ કરી શકશ. સુરત સીવાય હુ મારી ફરજ કેટેબી બજાવી શકશ, સુરત સીવાય મારી ધીરજ કેટેબી રાખી શકશ, અને સુનઇ અને પાહલી સીવાય હું કોઇનીબી તાબેદારી કરશ, કોઇને પણ ખુશી રાખી શકશ"

આવી રીતે દીનાએ પોતાની જીંદગીમાં એક બીજી મોટી ભુલ કીધી, કારણ આપણને આપણી ફરજ, જે ઠેકાણે તે ફીરતારે આપણને મુકયાં હોય ત્યાંજ બજાવવી ઘટારત છે, અને નહિ કે આપણી મરજી પડે ત્યાં. પણ દીનાને આવી શીલસુરી સીખાડનાર કોઇપણ હતું નહિ. જયારે પાછલાં વરસોમાં તેણીની જીંદગીનો સઘળો એન્તખાબ લેવામાં આવ્યો ત્યારે દીના પોતાની ભોલાઈ અને નીર્દોશપણાને લીધે જગની બત્રીસીએં ચઢતાં બચી ગઇ હતી.

આ સઘળો વખત દીના પોતાની હાલતનો સેહજ પણ ખ્યાલ કરવા વગર જાણે સ્વપ્નું જોતી યાહોમ ગમે ત્યાં અને ગમે એમ આગળ વધતી હતી. એકાએક તેણીની તાકાત ગુમ થતી જણાઈ, ભુખ અને ઠાકથી તેણી નસોસ થઈ પડી, અને ત્યારે પોતાની સાંમેથી આવતાં એક જરથોસ્તીને કોઇ રેહવાના મુકામ માટે લાચારીએ પુછી જોતાં, દીનાને માલમ પડયું કે તેણી કરેલવાડીની પાંન્ડેની ધર્મશાળા આગળ આવી ઉભી હતી!

વાહ, હજુબી તે દાદાર તેણી તરફ કેટલો મેહરબાન હતો? શુક્રાનાં કે હવે કોઇનાં અજાણ્યાં છાપરાં હેઠળ રેહવાની ધાસ્તી અને કડાકુટ મીટી ગઇ હતી.

દીનાં તે ધર્મશાળામાં દાખલ થઇ. ત્યાંનો કારભારી એક ઘણોજ દયાળુ ગ્રહસ્થ હતો, અને દીનાનો ફીકકો ચેહેરો જોઇને તેણે દીનાને ખાવાપીવાની અને એક જુદા ઓરડાની સગવડ તુરતજ કરી આપી.

"આંય ચોપડીમાં તમારૂં નામ શું લખું બાઈ?" દીના ઠર પડવા પછી તે કારભારીએ પુછ્યું.

"મીસ દીનબાઈ મેહેતા" દીના ધીમે અવાજે બોલી, પણ તે કારભારી તેણીને જોતો સ્થીર ઉભો રહયો.

"મને તમારૂં નામ જોઇયેછ, બાઈ" તે પાછું બોલ્યો.

"હા, મારૂંજ નામ મીસ દીનબાઈ મેહેતા છે"

"માફ કરજો બાઈ, પણ તમારા દાબા હાથ ઉપર તો લગનની વીટી છે" તે કારભારી ગુચવાઇને બોલ્યો.

દીના ગભરાઇ ગઈ. તે ખુબસુરત ચેહેરો એકાએક લાલચોળ બની ગયો, અને પાછો મોહત જેવો ફીકકો પડી ગયો. પણ જાણે તેણીનો આ ગભરાટ તે કારભારીઓ જોયો નહી હોય એવી રીતે તે ચોપડીમાં દીનાનું નામ લખીને, ત્યાંથી ચાલી ગયો.

"મને એમ કહેવું નહિ હતું" જતાં જતાં તે કારભારી બબડયો "મેં આ બાઈની લાગણી ફોકટની દુખાવીછ. હોશે, આજે તો કેટલીક પારસી છોકરીઓ. શોખને ખાતરબી પોતાનાં દાબા હાથમાં વીટી પેહેરીને ફરેછ."

આવી રીતે દીના પોતાની વીટી સાથે તે ઓરડામાં એકલી પડી. તેણીએ પોતાની આંગળી તરફ નજર કાધી. ઓહ, તે ગોળ જીણી ચીજને જોઇને દીનાને તીરસ્કારનો એક ઝટકો લાગ્યો. શું તેણી આખાં મુંબઇમાં પોતાની ગુલામગીરીની આંય સોનાની સાંકળ પેહેરીને ફર્યા કરે? નહિ, કદી નહિ. આંય વીટી એક ઝેરી

સાંપ મીસાલ તેણીની આંગળીની આસપાસ વીટલાઇ રહી હતી, ત્યારે તેવા એક સાપને દુર કરવો એ તદન મુનસેબ હતું. એ ઉપરાંત તે વીટી એક એવા પ્યારની ઇધાણી હતી, કે જે પ્યાર પાહલી અને તેણી વચ્ચે કદીબી હસ્તી ધરાવતો હતોજ નહિ, અને તેથી આંય ખોટા પ્યારની એક ઇંધાણીને પોતાની પાસ રાખવામા શો ફાયદો? બીજીજ પળે દીનાએ તે વીટી પોતાનાં આંગળાંમાંથી ખેંચી કહાડી, અને તે તરફ ટીકીને જોવા લાગી. શું આ વીટી સાથે તેણી પોતાનાં પ્રાણીનો નાશ પણ કરતી હતી?

"નહી, હું આંય વીટી હવે કદીબી પેહેરવાની નથી" દીના બોલી અને વાંચનાર આવી રીતે તેણીએ પોતાની જીંદગીમાં એક ત્રીજી ગંભીર ભુલ કીધી "હું એને એક ડાબડામાં મુકીને સુરત મોકલી દેવશ."

દીનાએ પોતાનો બોલ પાળ્યો. પોતાનું સાસરૂં છોડી આવવા પછી બરાબર મહીને દીવસે પોસ્ટ મારફતે પાહલીને એક પારસલ મળ્યું, અને તે ઉખેડીને જોતાં તેમાંથી સોનાની એક વીટી નીકળી. પાહલી તેને બારી આગળ ઉજાસમાં લઇ જઇને તપાસવા લાગયો.

"હા, આંય દીનાનીજ વીટી છે" તે આખરે બોલ્યો "એને હવે ઠાવી રાખજે સુનઇ. જો કદીબી હું મારી બૈરીની આગળ મરી જાઉં, તો આંય વીટી મારી ગેહાંણુ પરબી સાથે મુકજે, સુનઇ, કે જેથી મારી ચંડાળ બૈરી મને કેટલી હદ સુધી બેવફા થઇછિ, એવી ખોદાયજીની‌ની ખાત્રી કરવા હું આંય વીટી તેવણને દેખાડું."

---

# પ્રકરણ ૨૪ મું.

## નોકરીની શોધમાં.

બીજે દીવસે સહવારે તે ધરમશાળાનાં કારભારીએ દીનાના આંગળાં ઉપરથી પેલી વીંટી ગુમ થએલી જોઇ.

" મેં ધાર્યું 'તું તેજ થયુંછ " તેણે વીચાર્યું " આ છોકરી પરણેલી છે કે કુવારી એ કેહવું અશકત છે. "

આહ, તે દીવસ દીનાને માટે એક યાદગાર દીવસ હતો. ખરેખર, પોતાની મરજી માફક ગમે તે ચીજ કરવામાં કેવી મોજ સમાઇ હતી ? હવે તેણી મોડી વા વેહલી જાગી હતી, એ વીશે ઠપકો આપવા ત્યાં કોઇ હતું નહી. સુનઇ તેણીની સાંમે થવા, ગુસ્સો કરવા, સતાવવા, તેણીથી દુર હતી, અને જો કે હમણા દીના સુખી તો હતીજ નહિ–કારણ ફીરોઝનાં ગુજરવા પછી તેણીને સુખ કયાંથી મલે–તોપણ પોતાનાં છુટાપણા અને સ્વતંત્રતાનો ખ્યાલ કરતાં દીનાં સેહેજ ખુશી થઇ.

" અરે આટલો વખત મેં આવી જીંદગી કેમ લઇ ચલાવી ? " તેણીએ વીચાર્યું.

દીનામાં કાંઇ નવોજ જુસ્સો બરપા થયો. તેણીનાં લગનનું કાળું વાદળ હવે લગભગ વીખેરાઇ ગયું હતું, તેણીની સઘળી મુશકેલીઓ દફે થઇ હતી–બસ હવે તો કંઇ નોકરી મેળવીને આબરૂ દરકારથી પોતાનું ગુજરાન ચલાવવાનો એકલો સવાલ હતો.

નોકરીનો ખ્યાલ થતાં દીનાં ચોંકી. તેણી એક ગવરનેસ અથવા કોઇનાં કંપેનીઅન તરીકે કામ બજાવી શકશે કે ? આ સવાલો દીનાએ વારંવાર પોતાનાં મનને પુછયા કીધા. તેણીની

સામે તે દીવસનું "જામે" પડેલું હતું, અને તે ઉપાડીને વાંચવા પછી, દૈવયોગે તેમાંથી તેણીને લાયકની નીચલી ત્રણ જાહેર ખબર મળી આવી.

કોલાબે કોઝવે ઉપર લેડી આદમાય એસ્કીને પોતાનાં બે છોકરાઓની સંભાળ લેવા એક ગવરનેસ જોઈતી હતી. બીજી, વાલકેશ્વર તરફ બાઈ શીરીનબાઇ સ્યાણાને પોતાની બાર વરસની છોકરી માટે એક મ્યુઝીક ટીચર તેમજ કંપેનીઅનની જરૂર જણાઈ હતી, અને ત્રીજી વાંદરે પાલી હીલ ઉપર લકવાની બીમારીથી અડી ગયેલાં મીસીસ વાહડયાને એક ખુશ મીજાજી કંપેનીઅનની અગત હતી.

દીનાએ આ ત્રણે જણાઓનાં નામ અને એડ્રસ ઉતારી લીધા, અને તેઓ સઘળાં આગળ જવાનો તુરતજ વીચાર કર્યો.

તેજ દીવસે બપોરનાં કોલાબા તરફ આવેલા એક કુશાદે બંગલાનાં ડ્રોઇંગ રૂમમાં ઉચા દમે બારણા તરફ નજર રાખીને દીના મેહતા બેઠી હતી. થોડા વખતમાં તે બારણાંનો મખમલી પરદો ઉંચકાયો, અને એક ઘણાંજ શકમંદ ઉમરના બાનું તેણી સામે આવી ઉભાં.

દીના તેવણને સેકહેંડ કરવાં ઉભી થઇ.

"હું તમુને ખોટી કરવા દલગીર છેઉં" તે બાઈ બોલ્યાં "તમે મારી જાહેર ખબરનાં જવાબમાં આવ્યાંછ?"

"જી હા" દીનાએ જવાબ આપ્યો.

"પણ તમે શું ખરેખર નોકરી કરવાજ ધારોછ?" તે બાઇ દીનાને ખુબસુરત ચેહેરો જોઇને શંકાથી બોલ્યાં.

"જી હા, મને નોકરની ઘણી જરૂર છે" દીના નીચી નજરે બોલી.

"હું અજબ થાઉંછ કે તમારા આટલા ખુબસુરત ચેહરા છતાં

તમુને નોકરી કરવાની શા માટે જરૂર પડી? તમે આંય તમારો ખુબસુરત ચેહેરો કયાંથી ખરીડયોછ?"

"હું–હું તમને સમજી શકતી નથી" આ અજાયબ જેવાં સવાલથી દીના ગુચવાઇ જતાં બોલી.

"નહી સમજતા? અરેરે, સમજ શકતીની કોતાહીને લીધેજ આપણી કોમમાં બધી ગરીબાઇ વધી પડીછ," તે વીચીત્ર બાઈ બોલ્યાં "હું એમ પુછુંછ કે તમે તમારો ચેહરો આટલો ખુબસુરત બનાવવા કેઈ જાતનો સાબુ, કોશમેટીક, લોશન, પાઉડર, કલર, ક્રીમ વગેરે વાપડોછ, અને તે સઘળું કયાંથી ખરીદોછ?"

"હું મારા ચેહરાને માટે ફકત થંડું પાણી વાપડુછ"

"થંડું પાણી! એહ, ફકત પાણીએ આવો ખીલતો ગોલાબ જેવો ચેહરો થતો હશેબી કે? ચાલો જોઉ, હવે દાહયાં થઈને મને તમારા ચેહરાનો ભરમ કહી દેઓની તો!"

"બાઈજી, મેં તમુને ખરૂંજ કહયુંછે" દીના બોલી

"તમારી મરજી" તે બાઇ દલગીર અવાજે બોલ્યાં "હવે આપણે બીઝનેસની વાત ઉપર આવ્યે. જોવની, મને મારા બે નાનાં છોકરાઓ માટે એક ગવરનેસ જોઇયેછ. જીભરૂં, છોકરાઓ જરા તોફાની છે, અને તેથી શરૂઆતમાં તમુને જરા બદસે નહિ; ભણ હું ધારૂંછ કે એ લોકો કોમનાં આંકોશમાં રહયા પછી જરૂર સુધરશે ખરા. હું તેઓ જેબી માંગેછ તે સઘળી તરેહવાર ચીજો અપાઉંછ, તેઓનો એક્બી બોલ પડતો મુકતી નથી, તોબી જીભરૂં, માયને તો જરાબી મચક આપતાજ નથી."

"મોટે ઘેરનો લાડ" દીના બોલવા જતી હતી; પણ તેને બદલે સારે નશીબે બોલી કે "હું તમુને મદદ કરવા તૈયાર છું"

"પણ તમે મને તમારૂં નામ શું કહયું? હું ભુલી ગઇ"

"જી મારૂં નામ મીસ મેહેતા છે."

"ઠીક, મીસ મેહેતા, ત્યારે હું તમુને મહીને દીવસે ખાવાપીવા અને રહેવા સાથે રૂપીઆ ત્રીસનો પગાર આપશ, તમે કબુલ છેવો."

"હું કબુલ છેઉંજી દીના એક દચકાં સાથે બોલી.

"અને હવે ફકત એકજ ચીજ મને તમુને પુછવાની બાકી છે. હયાં નોકરી રેહવા માટે તમે મને કોઈની ઓળખ આપી શકશો? ખચીત તમારો ખુબસુરત ચેહેરો જોઈને ઘણાકો વગર માંગત્રે તમારી ઓળખ આપવા તૈયાર થઈ ગયા હશે."

"જી મારી પાસે કોઇની ભલામણ નથી, હું કોઇને ઓળખતી નથી." દીના ધીમાં અવાજે બોલી.

"ભલામણ નથી! ત્યારે તમો આબરૂદાર છેઓ એ હું કેમ જાણું?"

"હું રીસપેકટેબલ છેઉ" દીના મગરૂરીથી બોલી.

'ત્યારે તો ભલામણ વગરનાં રીસપેકટેબલ બાઇની મને જરૂર નથી." અને એટલું કહીને તે બાઈ દીનાને ત્યાંજ મુકીને ધડાકાબંધ ઉઠીને ચાલી ગયાં.

---

# પ્રકરણ ૨૫ મું.

---

## નવી ઓળખ—નવો અનુભવ.

અરેરે નાસીપાસી, તુ કેટલી જાલેમ અને કઠોર છે. રૂપ્યા ત્રીસનાં નજીવા પગારે, જયારે તેણી નોકરી મેલવવાની અણી ઉપર હતી, ત્યારે છેલ્લા એક નધારેલા સવાલથી દીનાની

સઘળી આશા જમીનદોસ્ત થઈ ગઇ. આ બાઈ તેણી કોઇની ઓળખ નહી આપી શકવાથી છછણી પડયાં, અને વળી, તેણીને એક આબરૂદાર અબલા તરીકે ગણવાને પણ સાફ નાં પાડી! દીનાં માટે આ નવોજ અનુભવ હતો. હવેજ તેણીની ખાત્રી થવા લાગી, કે આવી રીતે દુન્યામાં તદન એકલી અટુલી થઈ જવામાં, તેણીએ પોતાને માથે મોટા જોખમ ખેડી લીધો હતો. આ બાઈએ તેણીને ઘણીજ ખુબસુરત જણાવી હતી, પણ તે ખુબસુરતી, તેણીની મુશકેલીમાં હમણા એક નડતર સમાન થઈ પડશે, એવી દીનાએ કદી પણ વકી રાખી હતી નહિ. હવે તો તેણીએ સાવચેત રેહવું જોઇએ, પોતાનાં ભલાં નામ અને ખુદાનાં ખોફને ખાતર તેણીને દુન્યાની તમામ લલચોથી ચેતીને ચાલવું જોઇયે, મરદોની સંગાતથી દુર રેહવું જોઈએ, કારણ કે આવા ઠડાવો કરતાં દીના સારી રીતે સમજતી હતી કે બદમાશો સોનાં કરતાં ખુબસુરતી તરફ વધારે જલદીથી ખેંચાઇ આવે છે.

તેજ વેળાએ દીનાએ બાકીનાં બીજા બે ઠેકાણે નોકરીને માટે "ટ્રાઇ" કરવાનો વિચાર માંડી વાળ્યો. પણ પોતાનાં ગુજરાનનાં સાંધનોનો પાછો ખ્યાલ થતાં તેણી તે બંને ઠેકણે જવા તઇયાર થઇ.

"કાંઇ નહિ, મારે હીંમત નહિ હારવી જોઇએ" તેણી બડબડી.

અને તે મુજબ દીના કોલાબેથી વાલકેશ્વર તરફ પેલાં બીજાં બાઈની શોધમાં નીકળી. આખરે પુછપરછ કરતાં તેણીને પત્તો મળ્યો. તેણી એક કુસાદે બંગલાનાં કંપાઉંડમાં દાખલ થઈ, અને થોડાજ વખતમાં એક દયાળુ દેખાવનાં બાઇની રૂબરૂમાં જઈ ઉભી.

"તમે મારી જાહેર ખબર વાંચીને આવ્યાંછ?" તે બાઇએ પુછયું.

"જી, હાજી" દીનાએ જવાબ આપ્યો.

"જોવની મને મારી બાર વરસની દીકરી માટે એક મ્યુઝીક ટીચર તેમજ એક કંપેનીઅન જોઇયે છે. એ માટે તમારી લાયકાત શું છે?"

"જી, મને પ્યાનાપર સારી પ્રેકટીસ છે, હીંદુસ્તાની મ્યુઝીકનું સાધારણ જ્ઞાન છે, પણ ડ્રોઇંગ અને પેન્ટીંગની બાબતમાં હું જરા વધારે કુશળ છેઉં" દીનાએ જવાબ આપ્યો.

"તમુને અંગ્રેજી વાંચતાં લખતાં આવડેછ કે?"

"હાજી, મેં અંગ્રેજી સાત ચોપડી સુધીનો અભ્યાસ કીધો છે"

"ઠીક, તમારી લાયકાતથી હું તદ્દન સંતોષ પામી છું. બોલો તમુને કેટલો પગાર જોઇશે, મીસ મેહતા."

"હું તમારી કોઇબી વાજબી 'ઓફર' કબુલ કરશજી" દીનાએ ઉંચા દમે કહ્યું.

"તમારો ચેહરો જોઇને મને તમુને કાંઇ સારી ઓફર કરવા વગર ચાલતું નથી. હું તમુને મહીને દીવસે પોણોશો રૂપ્યાનો પગાર આપશ, અને તેના બદલામાં મારી દીકરીને દરેક રીતની જોઇતી તાલીમ તમારે આપવી જોઇશે. બોલો, તમે કબુલ છેઓ?"

પોણોસો રૂપ્યા? યા પરવર તારા કમીનાં બંદા ઉપર આ કેવી નવાજેશ? હવે વધુ વિચાર કરવા જેવું હોયજ શું?

"હું કબુલ છેઉજી" દીનાં ધ્રુજતા અવાજે બોલી.

"અને હવે આપણી ગોઠવણ સંપુર્ણ કરવા તમે મને કોઇની ઓળખ આપી શકશો?"

ઓહ, વળી પાછો તેજ ભયંકાર સવાલ! દીના આ શબ્દો સાંભળીને મોહત જેવી ફીકકી પડી ગઈ, અને તેણીમાં આવો

અચાનક ફેરફાર જોઇને, તેણીની સાંમે બેઠેલાં બાઇ અજાયબ થયાં.

"મારી પાસે કોઇની ભલામણ નથીજી" દીના ગુંગળાઇ જતાં સાદે બોલી.

"ત્યારે તો ભલાં મનીખ, મને એમ પેહેલ્લેથી એમ કહી દેવું હતું, કે જેથી મારો આટલો બધો વખત ફોકતમાં જતે નહિ."

"હું તે માટે તમુને કાંઇ કારણ આપી શકશ" દીનાએ પોતાનો બચાવ કર્યો "મારા પપા એક આરટીસ્ટ હતા, અને સારા કુદરતી દેખાવોની શોધમાં હમે સઘળે ઠેકાણે ફરતાં રેહે-વાથી હમુને કોઇ સાથે ઝાઝી ઓળખ પડી હતી નહિજી"

"પણ તમારા પપાનાં બીજા આરટીસ્ટ દોસ્તો તમુને ઓળ-ખતા હોવાજ જોઇએ. હા સબર, મારા વરનેબી "આરટ" નો ઘણો શોખ છે, અને તેવણ સઘળા આરટીસ્ટોનાં નામનું લીસ્ટ પોતાની પાસે રાખેછ. તમારા પપાએ કોઇ એકઝીબીશનમાં પોતાનાં ચીત્રો મુકયાં હતાં ?"

"જી હા, આજે બે વરસની વાતપર તેવણે ચાર ચીત્રો મુકયા હતા" દીનાએ જવાબ આપ્યો.

"તોપણ મી० મેહતા નામનો કોઇ આરટીસ્ટ હોય એવું મને ધ્યાન નથી. તે છતાં થોભો, હું મારા ધણી પાસે તે લીસ્ટ માંગી લઉં."

હવે શું બનશે તે વિશે તરેહવાર અટકલો કરતી દીના ચુપ બેઠી. તે બાઇએ પેલું લીસ્ટ ઘણુંજ ચીપીચીપીને તપાસ્યું, અને અને આખરે દીના તરફ શકમંદ રીતે જોયું.

"કયાં છે, હયાં તો તમારા પપાનું નામ નથી. હયાં તો મી० પીઠાવાલા, મી० ફીરોઝ વાહડયા, અને મી० બહી એંદરસન એ ત્રણેજ નામ લખેલાં છે. મીસ મેહતા, તમે મારી સાથે દગો

રમોછ, તમે મને છેતરીછ."

દીનાની આંખમાં પાણી આવી ગયાં. હવે શું કરે ? આ બાઇ જોકે બહારથી સખત દીસ્તા હતાં, તોપણ તેવણનો સ્વભાવ ઘણો દયાળુ હતો એવુ દીનાને માલમ પડયું હતું. શું નેણી તેવણ આગળ કબુલ કરી દેય, કે તેણીનું નામ મીસ મેહતા હતું નહિ, અને આંય લીસ્ટમાં જણાવેલો શીરોજ વાલડયો તેજ તેણીનો બાપ હતો, નહિ, એ ઉપરથી તો તેણી પરણેલી છે, એવું કબુલ કરવાની તેણીને ફરજ પડશે, અને ત્યાર પછી આ બાઇ પોતાની નાદાન દીકરી માટે, એક ઘર છોડી આવેલી પરણેલી સ્ત્રીને તેણીનાં કંપનીઅન તરીકે રોકે, એ બીલકુલ મનવાજોગ હતું નહિ, તેથી દીના ચુપ બેઠી.

"તમે મને છેતરીછ, મીસ મેહતા" તે બાઇ સખત અવાજે પાછું બોલ્યા "બોલો મને સાચ્ચે સાચ્ચું કહી દો."

"મારી ઉપર દયા કરો બાઇ" દીના કરગરીને બોલી, "હું કબુલ કરૂં છ કે મારૂં નામ મેહતા.નથી, તોપણ મારી ખરી કહાણી એવી છે. કે જોગે ખાતર હું મારૂં નામ તમુને આપી શકતી નથી"

"મને તે માટે હું તમુને બોહસ કરતી નથી" તે બાઇ ઉભાં થતાં બોલ્યા "મારી દીકરી માટે અક ભેદી કંપનીઅનની મને જરૂર નથી. રામા—ઓ રામા, આંય બાઇને બહાર દરવાજા,આગળ મુકી આવ."

આટલું બોલીને તે બાઈ ત્યાંથી ચાલી જતાં હતા, પણ જાણે એકાએક કાંઇ યાદ આવવાથી તેવણ દીના તરફ પાછાં ફરયાં.

"છોકરી, હું ધારૂં છ કે તું કાંઈ મુશકેલીમાં છે. મને તારી દયા આવેછ. જો તુંને કદીબી કોઇ દોસ્તની જરૂર પડે, તો બે

લાશક મારી આગળ આવજે, પણ ખબરદાર, તારી જબાં ઉપર સચ્ચાઇ સાથેજ પાછી આવજે."

શરમ અને નાસીપાસીથી ઢગઢગતા ચેહરા સાથે દીના તે બંગલામાંથી બાહર પડી.

"હવે ફક્ત એકજ નામ બાકી છે" તેણીએ વીચાર્યું, "પણ હું ધારૂંછ કે વાંદરેનોબી મારો ફેરો ફોકટ છે."

તોપણ પોતાની બની શકતી દરેક તજવીજ કરવા માટે દીના તેજ દીવસે વાંદરે પાલી હીલ ઉપર રખડતી રઝળતી ગઇ. ઘણી મુશકેલીથી તેણીએ તે બાઇનું એડ્રસ શોધી કહાડયું અને પોતાનું નામ તથા કામની વીગત લખી મોકલવા પછી, તેણીને એક સુંદર આરાસ્તે કીધેલા ઓરડામાં દાખલ કરવામાં આવી. ત્યાં એક જવાન બાઇ ઇઝીચેર ઉપર આરામથી અળેતાયાં હતાં, અને તેવણુની બાજુમાં એક મોટી ટેબલ ઉપર દરેક જરૂયાતની ચીજનો ઢગલો પડેલો હતો.

"આવો માંય" દીનાને જોઇને તેવણ બોલ્યાં "માફ કરજે સેકહેંડ કરવાને માટે હું મારો હાથ તમુને આપી શકતી નથી. મારૂં બધું જમણું હાડ લકવાથી અડી ગયુંછ."

"હું દલગીર છઉંજી" દીના તેણીની બાજુમાં બેસતા બોલી.

"મને એક એવાં બાઇની જરૂર છે કે જેવણ લખી વાંચીને મારો જીવ બેહેલાવે, મને જોઇતી દરેક ચીજ લાવી આપે અને આખો દીવસ મારી આગળજ રહીને, મારો વખત હસી બોલીને પસાર કરાવે."

"હું તમારે માટે એ સઘળું કરવા ખુશી છેઉં" દીના બોલી "પણ બાઇજી, મારે પેહેલ્લેથીજ તમુને એક ચીજ જણાવી દેવી જોઇએ કે મારી પાસ કોઇની ભલામણ નથી. હું કોઇનીબી ઓળખ તમુને આપી શકતી નથી."

તે બાઇ સેહેજ વિચારમાં બેઠાં.

" મરેરે, ત્યારે તમે આબરૂદાર છેઓ એ હું કેમ જાણું ?"

" હું તે માટે તમુને ખાત્રી આપુછ."

" પણ આજે તો દુન્યાં એટલી પાપી બની ગઇછ કે ગમે એવા સાચ્ચાના પીરનો પણ કોઇ ભરોસો કરતું નથી," તે બાઇ સેહેજ હસીને બોલ્યાં " તોપણ ફીકર નહિ. તમે મારી સાથે ઘણી ભોલાઇથી વાત કીધેલી હોવાથી મને તમારી ઉપર ભરૂશો છે. મને તમારી ઓળખ નથી જોઇતી, કારણ કુદરતેજ તમારા ચેહેરા ઉપર તમારી ચાલચલણનો આબેહુબ છાપ પ્રગટ કીધો છે."

" તમે ઘણાજ મયાળુ છેઓજી" દીના હેશાનથી તેવણનો હાથ ઝાલતાં બોલી " તમે તમારો વીશ્વાસ એક વાજબી ઠેકાણે મુકયો છે, એવું હું તમુને પુરવાર કરી આપશ."

" હું ધારૂછ"

અને ત્યાર પછી જ્યારે ખુશાલીથી દીનાનો ચેહરો એક તાજા ગોલાબ મીસાલ ખીલી રહયો હતો, ત્યારે તે ઓરડામાં આશરે પાંત્રીસેક વરસનો એક જવાન લગાર ઝડપી કદમે ચાલી આવ્યો.

" ઓ હો, નાજાં, આંય બેહેશતનું બુલબુલ તારી આગળ કયાંથી ઉડી આવ્યું ?" તે દીના તરફ ટગરટગર જોતાં બોલ્યો.

દીના ફગળાઇ ગઇ, જ્યારે પેલી બાઇનો ચેહરો ફીકકોફચ મારી ગયો.

" આ બાઇ આપણી જાહેર ખબરનાં જવાબમાં એક ઉમેદવાર તરીકે અહીંઆ આવ્યાં છે" નાજાંએ દમમાંજ કહયું " પણ હું ઇચ્છુંછ, ફલી, કે એક પરાયાં બાઇ માટે તમે જરા વધારે સભ્યતા ભરેલી ભાશા વાપરતાં શીખો."

"ઠીક, ત્યારે તો મનેથી કાંઇ સોહવાતું નહિ હોવાથી હુંઆ રોજનાં એ ત્રણ કલાક એવણ સાથેજ પસાર કરશ" પોતાની બૈરીનાં બોલવા ઉપર કાંઇપણ દરકાર ન કરતાં તે જવાન નફતાઇથી બોલ્યો "પણ હું અજબ થાઉંછ કે આવા ચેહરાને નોકરી કરવાની શી જરૂર પડી? નાજુ, એ બધા નશીબનાં નખરાંનાજ નાચ, કરમની કહાણીનાંજ પ્રતાપ!"

"તમે કાંઇ ગુસ્સો કરતાં ના, મીસ મેહતા" તે બાઇ દીનાના કાનમાં બોલ્યાં "મારા ધણી તો બધું મશકેરીમાંજ બોલેછ."

અને ત્યાર પછી પોતાની ધણીઆણીનાં નેણ ફરેલાં જોઈને, પેલો જવાન ત્યાંથી ગુપચુપ વંજે માપી ગયો.

"હું દલગીર છેઉં, મીસ મેહેતા કે હું તમુને મારે ત્યાં નોકરી રાખી શકતી નથી. તમે ઘણાંજ જુવાન છેઓ. મને તો કોઇ જરા ઉંમરે પુગેલાં બાઇ જોઇયેછ."

દીના સમજી ગઇ. આ બાઇએ પોનાનો વિચાર શા કારણુથી ફેરવ્યો હતો, એ ભરમ દીના તુરતજ ચેતી ગઈ.

"મારૂ નશીબ, બાઈ" દીના આંખમાં આસું સાથે બોલી.

"નહી તમે રડો નાં. મારા ધણીની ચાલ સખત વખોડી કહાડવા જોગ છે. એ બળ્યુરે મારૂં જીવતર. જો માટીદાઓજ સ્યાણુ સલુકના હતે તો આજે બૈરાંનું નામ આટલું બધુ વાયડું પડતેથી કે? આવજે દીકરી, હું તારે માટે ઘણી દલગીર છેઉં, અને ઇચ્છુંછ કે મારે ત્યાં તુને આજે જે અનુભવ મળ્યોછ, તે ઉપરથી તું ચેતીને ચાલે."

"હું તે માટે પુરતી સંભાળ રાખશ,, સાહેબજી" દીના બોલી.

એકવાર ફરીથી તેણીનું નરમ હ્રદયું ભરાઇ આવ્યું. તે ચાલતું ગોયા ઠંબ થઈ ગયું, અને જયારે તેણી બતીને વખતે પેલી ઘર-

મશાળામાં ફક્ત સહવારનાં ચાહેના ગોટ પર ભુખી તરસી પાછી જઈ પુગી, ત્યારે તેણીને સહવારની ગયલી છેક સાંજે આવેલી જોઇને, તે ધરમશાળાનો કારભારી પણ જરા વમાસણમાં પડયો.

## પ્રકરણ ૨૬ મું.

### "રામ રાખે તેને કોણ ચાખે."

"આંય દુન્યા કેટલી દગલબાજ છે," પોતાનાં ઓરડામાં એકલી પડતાં દીના બોલી "આખો દીવસ રખડવા છતાં કાંઇ સેવટજ નહિ આવ્યું, ખરેખર, હવેજ હું સમજી શકુછ કે મારા પપા મને તદન એકલી મુકી જવા અગાઉ, કોઈ દોસ્તનાં હાથમાં સોંપી જવા એટલા આતુર કાંય હતા."

દીના વિચારમાં બેઠી. આ ત્રણે ઠેકાણેથી નાસીપાસ થવા પછી, તેણીને એવું લાગ્યું કે જાણે હવે જીંદગીનાં દરવાજા તેણીની પાછળ બંધ થઇ ગયા હતા. તોપણ પોતાની કોશેશ ચાલુ રાખીને કોઇપણ નોકરી મેલવવી જોઇએ, નહિ તો ભુખે મરવાનો સોદો હતો તેણીનાં રૂપ્યા ત્રીસમાંથી હવે ગણત્રીનાંજ બાકી હતા, અને તોપણ સુરત જવાના કરતાં દીના ગમે એવી હાડમારી અને ભુખમરો ખમીને મારગે લાગવા વધારે ખુશી હતી.

બીજી સહવારે દીના પોતાની બેચેન ઉંઘમાંથી બીદાર થવા પછી. નોકરી માટે બીજે ઠેકાણે શોધ કરવા જવા તઇયાર થઇ, પણ સઘળે ઠેકાણેથી તેણીને એકજ જવાબ મળ્યો–તેઓ સઘળાંઓને કોઇની ઓળખ અને ભલામણ જોઇતી હતી.

આવી રીતે દીવશો પાછળ અઠવાડયાઓ વહી ગયાં, તોપણ શરીરના સાંધા અકડી જાય ત્યાં સુધીની દીનાની રખડપતીનો કાંઇપણ ફતેહમંદ નીવેડો આવ્યો નહિ. તેણીએ થોડો વખત વેચાતું ભરી શીવીને જેમ તેમ પોતાનું ભોગવી લીધું, પણ થોડાજ વખતમાં તેણીને માલમ પડયું કે આવી રીતે પોતાનું ગુજરાન કરવા માટે મેહેનત અને વખતનો કીંમતી ભોગ આપવા છતાં, માંડ માંડ પાંચ પઇસા છુટટાં હતા. દીનાની ધીરજ ખુટવા માંડી. આખરે તેણીને એક વિચાર સુજયો. તેણીનાં બાપે તેણીનાં પીકચરો વખાણ્યા હતાં, તો કાંય નહિ હમણાં તેવાં પીકચરો વેચીને તેણી પોતાનું ગુજરાન ચલાવી શકે ?

આ વિચાર અમલમાં મેલતાં દીનાનો ઝાઝો વખત લાગ્યો નહિ. તુરતજ પોતાનાં ફાજલ પડેલા પઇસામાંથી તેણી ડ્રોઇંગનો સઘળો અસબાબ ખરીદી લાવી, અને તે ઉપર રાત દીવસ મેહેનત કરીને એક વૉટર કલરની સુંદર જોડી તઇયાર કરી નાંખી. ગરીબ બીચારી, આ પીકચરો તરફ જોતાં તેણીએ એવું વિચાર્યું, કે હવે તેણી એક સારી જેવી રકમ પેદા કરશે. આ બંને પીકચરો એક ગીનીની અંદર તો વેચાઇ શકશેજ નહિ, અને આવી રીતે જો તેણી દર અઠવાડયે ફકત એકજ ગીની કમાય, તો વેલ, તેણીની જીંદગી જીવવા લાયક બની શકે ખરી! દીના તે પીકચરો વેચવા લઇ ગઇ, અને અનેક દુકાનો ફરવા પછી, તે ચીત્રો સાથે પાછી બહાર નીકળતાં દીનાનો આશાવંત ચેહરો કરમાઇ ગયેલો જોવા, અફસોસ ત્યાં કોઇપણ હાજર હતું નહિ. સઘળે ઠેકાણે એકજ જવાબ હતો—તેઓ પાસે ઘણાં પીકચરો વેચવાનાં હતાં, જયારે ખરીદનાર ઘણાજ જુજ હતા. અલબત આ પીકચરો ઘણાં સુંદર હતાં, તોપણ લોકો આજે "આરટ" ની કદર પીછાણતાં હતાં નહિ, તેઓ તો. પોશાક નાટક સીનેમેટોગ્રાફ અને ખાણા પાછળ

પોતાનાં દોહયાં રેડી દેતા હતાં !

એક દુકાનદારને તેણીનો સોકાતુર ચેહરો જોઇને દયા લાગી. તેણે પોતે તો આ ચીત્ર ખરીદવાની ના પાડી, તોપણ જો તેણી આ પીકચરો, તેની દુકાનની બારીમાં ટાંગવા માટે મુકી જશે, તો વળી કોઇ ઘરાક આવતાં તે પોતાનું બનતું કરશે, એવું દીનાને સમજાવ્યું. દીનાને સહેજ આશા મળી. આ પીકચરો જો બારી આગળ મુકવામાં આવે, તો કદાચ તે વેચાવાનો સંભવ હતો. અને આ દુકાનદારને ઘડી ઘડી તકલીફ નહિ આપવાના ખ્યાલથી, દીના દર સહવારે બહારથીજ તે દુકાનની બારી આગળથી પસાર થઇ જતી હતી. ઓહ! તેણી તે તરફ એટલી તો આતુર નજરથી જોતી હતી, કે જાણે તે પીકચરનાં વેચાણ ઉપર તેણીની જીંદગીનું ત્રાજવું લટકતું હતું. આખરે એક દીવસે સહવારે દીનાએ પોતાની ભારે અજાયબી અને ખુશાલી વચ્ચે પોતાનાં ચીત્રો બારી આગળ દીઠાં નહિ. એકપળ તેણી બાહર વિચારમાં ઉભી, પણ તેટલામાં તે દુકાનદારની તેણી ઉપર નજર પડવાથી, તેણે દીનાને તુરત અંદર બોલાવી.

"બાઈ તમારાં પીકચરો ગઇ કાલે વેચાયાં છે" તે દુકાનદાર દીનાને ખુરસી આપીને બેસાડતાં બોલ્યો "એક તવંગર બાઇએ તમારાં બંને પીકચરો રૂપ્યા ત્રીસની કીંમતે ખરીદયાં છે. આ રહયા રૂપ્યા."

"થેંક્યુ" દીના બોલી

"બાનુ, મને તમારી ઘણીજ દયા આવેછ. હું રોજ સહવારે તમુને આ બારી આગળથી પસાર થતાં હયાં બેઠો બેઠો જોતો હતો, જો કે તમે તો તે વીશે તદન અંજાણ હતાં. ગુસ્સો નાં કરતાં બાનું, પ–પણ તમે કોઇના એક કંપેનીઅન તરીકે નોકરી રહી શકશો?"

"જી હા, એવી નોકરીની તો હું આજે કેટલો વખત થયો શોધમાંજ છેઉં," દીના ધ્રુજતા સાદે બોલી.

"ત્યારે તો મેં તમારૂં ભલું કીધુંછ બાઇ. જે બાઇએ તમારાં આ ચીત્રો ખરીદયાંછ, તેવણે મારી પાસેથી તમારૂં નામ માંગવાથી મેં તે આપ્યું, અને માફ કરજો, બાનુ, સાથે સાથે તમારી, હું જાણુંછ એટલી હકીકતથી પણ મેં તેવણને વાકેફ કીધાં. આ ઉપરથી તે બાઇએ પોતાને એક લેડી કંપેનીઅનની જરૂર જણાવી અને તેથી તમારે માટે પોતાનું નામ અને એડ્રેસ મને આપી ગયાં છે. આ રહયો તેવણનો કાર્ડ."

દીનાએ તે કાર્ડ પોતાનાં હાથમાં લીધો.

**લેડી મેહરબાઈ જસાવાલા**
રોશન મેહેલ.
વાલકેશ્વર.

"તમે ત્યાં જવા રાજી છો?" તે દુકાનદારે પુછયું.

"મોટી ખુશી સાથે" દીનાએ જવાબ આપ્યો "બાઈ, હું એકવાર ફરીથી મારાં અંતકરણનાં ઉંડાણમાંથી તમારો આભાર માનું છું, અને જો આંય નોકરી મેલવવા હું નશીબવંત નીવડશ, તો યાદ રાખજો કે તમે એક એવી દુખી બાઈની સેવા બજાવી છે કે જેને માટે તેણી પોતાંની જીંદગીની છેલ્લી ઘડી સુધી તમારો ઉપકાર ભુલશે નહિ. સાહેબજી."

તેજ દીવશે બપોરે દીના વાલકેશ્વર તરફ "રોશન મેહલ"માં દાખલ થઇ. તે ખરેખર એક મેહેલ હતો. એક નોકરે દીનાને

આગલા હોલમાં બેસાડી, અને પોતાની બાઇને બોલાવવા દોડયો. દીના આતુર અધીરાઇથી થોભી. આ બાઈ કે જેની સાથે કદાચ તેણી પોતાની જીંદગીનો મોટો ભાગ પસાર કરનાર હતી, તેવણ કેવાં હતાં? તેવણનો સ્વભાવ કેવો હતો? કારણ દીનાને આગળ ત્રણ મોટે ઘરનો એવો કડવો અનુભવ મળ્યો હતો, કે જેથી આ બાઈ વીશે તેણીને આગળથીજ ધાસ્તી લાગતી હતી. આખરે લેડી મેહરબાઈ તે હોલમાં દાખલ થયાં. તેવણનો પોશાક ઘણોજ સાદો હતો. છતાં તેવણનો તોર અને દમામથી તેવણ એક ઉંચ ખાનદાનનાં બાનુ જણાતાં હતાં. પોતાની સાંમે એક ખુબસુરત છોકરીને બેઠેલી જોઇને તેવણ અજાયબ થયાં

"તમે—તમેજ મીસ—"

"જી હા, હુંજ મીસ મેહતા છેઉં," દીના તુરતજ બોલી "એક દયાળુ દુકાનદાર તરફથી મને ખબર પડીછ, કે તમુને એક લેડી કંપેનીઅનની જરૂર છે."

"હા, તમે તે જગ્યા લઇ શકશો."

"હું ધારૂંછ કે હું એવી જગ્યાને તદન લાયક છેઉં."

"પણ મીસ મેહતા, મારે તમુને પેહેલ્લેથીજ કહી દેવું જોઇએ, કે જો કે હું આંય મોટા મેહલમાં રહું છું, જો કે પૈસાટકા, વાડી બંગલા, ગાડીઘોડાની મને કાંઇ ખોટ નથી, તોબી મારી જીંદગી ઘણી અસુખી છે. દુન્યાની મોજશોખ મને અકારી છે, અને તેથી મને ભય છે, કે તમારાં જેવાં આટલાં જવાન અને ખુબસુરત બાઇને મારી સાથે એકાંત જીંદગી ગુજારવાનું પસંદ પડશે કે?"

"હા, એવી જીંદગીની મને જરૂર છે"

"પણ તમે એમ ધારોછ કે તમે મારી સાથે લાંબો વખત રહી શકશો?"

"તમે કેહશો ત્યાં સુધી"

"કદાચ તમે પરણી જાઓ તો!"

"એવું કદીબી બનશે નહિ" દીના ચોંકીને બોલી

"ત્યારે તો લગન બાબદ આપણે બંને એક સરખા વિચારનાજ છઇએ" લેડી મેહરબાઈ હસીને બોલ્યાં "મને તો એ વીશે મુસ્તકીમ કારણ મળ્યાંછ, પણ મીસ મેહતા તમુને લગન સાંમે શાનો અભાવ હોય."

"લગન એક ગુલામગીરીની સાંકળ છે" દીના ઘણાજ ધીમાં અવાજે બોલી.

"હું એ સમજી ઘણી ખુશી છેઉં. મારી જીંદગીનાં બાકીન વરસ હું શાંતીમાં ગુજારવા ચાહું છું, અને તેથી મને એક એવાં બાઈની જરૂર છે, કે જેની સાથે હું મારો વખત જરારતી સુખમાં ગુજારી શકું, પણ તે જીંદગીમાં પ્યાર, મોહબત, મરદો તેમજ લગનોનો કાંઇપણ ભાગ હોવો જોઇયે નહિ."

"ત્યારે તો તમારી આગળ મોકલવામાં કુદરતે મને મદદ કીધીછ, કારણ એજ ચોકકસ ચીજોની ગેરહાજરીની હું પણ તલબ કરૂં છું"

લેડી મેહરબાઇએ છુટકારાનો દમ ખેંચ્યો.

"હવે આપણે તમારા પગારની બાબદ ઉપર આવીશું. હું તમુને મહીને દીવસે રૂપ્યા દોઢસોનો પગાર આપશ, અને જો આટલી રકમ તમુને વાજબી નહિ લાગે તો બીજા બે મહીનામાં હું તમુને વધારી આપશ."

"નહીજી નહી, મારે માટે તમારી ઉદારતા જોઇયે તે કરતાં ઘણી વધારે થઇ ગઈ છે."

"તમે કાલથીજ હવાં આવશો?"

"જી હા" દીના ખુશાલીથી બોલી.

અંત બીજે દીવશે સહવારે જ્યારે દીના પેલા ધરમશાળાના કારભારીને છેલ્લી સલામ કરવા ઉભી, ત્યારે વાંચનાર, તેણીનું અંતકરણ શા કારણથી એટલું ઉછળતું હતું, એ કહેવાની કાંઈ જરૂર છે?

# પ્રકરણ ૨૭ મું.

## નમુનેદાર ધણીયાણી.

એક તવંગર બાઈનાં કંપેનીઅન તરીકે દીનાના વરશો એકખુશનુમાં સ્વપના મીસાલ પસાર થઇ ગયાં. લેડી મેહેરબાઈની ગમે એવી પણ મુશકેલી હશે, તોપણ તેવણે દીના આગળ એ વીશેનો સેહજ પણ ઇશારો કરયો હતો નહિ. રોશન મેહલ ખરેજ એક બેહેશત ખાનું હતું, અને તેમાં ફક્ત આ બે બાઇને વસ્તાં જોવા એથી ખરેજ એક અજાયબી હતી. વાલકેશ્વર ઉપર બરાબર દરયાની સાંમે ઉભેલો આ મેહલ, એટલો તો ખેંચાણકારક હતો, તેનો ફુલોથી ચીકાર ભરેલો બગીચો, અને અંદર આળીશાન પેન્ટ કીધેલા ઓરડાઓ એવા તો ચકચકીત હતા, કે દીનાને મનસે હમણાં તેણી બેહેશતમાંજ વસ્તી હતી. વારંવાર તેઓ બારી આગળ બેસીને દરયાની સહવારની થંડી લેહકી ઘોરતાં હતાં, બગીચામાં પક્ષીઓનાં અવાજ અને ફુલોનાં મીઠા સોદમની મોજ ચાખતાં હતાં, અને વારંવાર તેઓ બંને મુગેમોહડે પશ્ચિમ કીનારા તરફ અસ્ત પામતા સુર્યને નમસ્કાર કરતાં બગીચામાં એકલાં બેઠેલાં દીસતાં હતાં. આવી રીતે આ બાઇ અને વણોતરના દીવશો વહી

જવા લગ્યા. તેઓ સાથેજ બેસતાં, સાથેજ ફરતાં, સાથેજ ખાતાં, અને ટુંકમાં કહીએ તો થોડાજ વખતમાં આ બાઈ અને વાણોતર વચ્ચે એવી પ્રીત બાઝી કે બંનેને એકબીજા વગર એક ઘડી પણ ચાલતું નહિ. દીના પોતાની બાઈની સેક્રેટરી અને કંપેનીઅન તરીકે તેવણનાં સઘળાં કાગળો વાંચીને જવાબ લખતી, તેવણ આગળ ન્યુસપેપર અને ચોપડીઓ વાંચતી, અને લેડી મેહરબાઈની સઘળી આગતાસ્વાગતા કરીને તેવણ સાથે શાંત સુખી જીંદગી ગુજારવા-માંજ ગરીબ બીચારી દીનાની સઘળી ફરજો સમાઇ ગઈ હતી.

વખતનાં વેહવા સાથે દીનામાં પણ ચોકકસ ફેરફારો થવા માંડયા. તેણીનાં ચેહરા ઉપરનો દલગીરીનો છાપ તદન નાબુદ થઇ ગયો, દર દીવસે તેણી વધુ ખુબસુરત અને મનહર બનતી ગઈ, તેણીનાં ભરેલા ગાલ ઉપર અસલ ગુલાબી રતાશ પાછો ચઢયો, અને કોઈ વેળા તો દીના પોતે પણ એમજ સમજતી કે હજુણ તેણી પોતાનાં આ બીજાં "રતન-મમાં" સાથે આગલીજ સુખી સ્વતંત્ર જીંદગી ગુજારતી હતી.

પણ આપણી જીંદગીનાં કાળા બનાવો કાંઇ સેહેલ્લાઇથી ભુલાતા નથી. કોઇ વેળા રાતે દીના એક સ્વપનાંમાંથી ચોંકી ઉઠતી. તેણીના બેટા ફીરોઝે તેણીના હોથ ઉપર કીસ કરી હતી, તે નાનાં ચરબદાર હાથો તેણીની ગરદન આસપાસ વીંટળાયા હતા, અને તેને પકડવા માટે જ્યારે દીના જાગી ઉઠતી, ત્યારે દુખની એક હાય સાથે તેણીને માલમ પડતું કે ફીરોઝ તો ગુજરી ગયો હતો. વળી કોઇ વેળા તેણી સુનઈના ઠપકાના શબ્દો સાંભળીને ચોંકી ઉઠતી, યાતો ઉંઘમાંજ પોતાનાં બીમાર બેટાના ઓરડાનું બારણું ઉઘાડવા પાહલીને અરજ કરતી હતી. પણ જેમ દુન્યામાં કોઇનું પણ દુખ તેમજ ગમ હંમેશ સુધી ચાલુ રહેતો નથી, તેમ આવા સ્વપનાઓ રફતે રફતે વધુ કમતી અને ઝાંખા પડતા ગયા,

તેણીનો ભુતકાળ એક કાળા વાદળા મીસાલ વીખેરાતો ગયો, અને તેણી હાલનીજ જીંદગીમાં હસ્તી ધરાવતી પોતાને પીછાણુવા લાગી.

દીનાને કદીપણુ એવો ખ્યાલ થયો નહિ, કે પોતાનાં ધણીને છોડી આવવામા તેણીએ ખોટું કામ કરયું હતું. હમણાં જો કોઇએ તેણીને એમ કહયું હતે કે ગમે એવા સંજોગ વચ્ચે તેણીએ પોતાના ધણીના આશરામાં રેહવું જોઈતું હતું, તો દીનાએ અજાયબીથી પોતાની આંખ ઉઘાડી હતે. તેણી પોતાના મન સાથે એવી તકરાર ચલાવી રહી હતી કે દરેક કેદી પોતાનાં બંદીખાનામાંથી નાહસી જવાની કોશેશ કરે છે–તેણી પોતાના સાસરા ઘરમાં એક કેદી મીસાલ હતી.–અને તેથી તે બંદીખાનામાંથી નાહસી આવવા માટે તેણીએ કશું ગેરવાજબી કરયું હતું નહિ. આ દીનાની લુલી " લોજીક " હતી. ગરીબ બીચારી, તેણીને ચોકકસ બાબદો ઉપર પુરતી કેળવણી અપાઇ હતી નહિ. આપણા ધર્મ વીશેનાં તેણીનાં સઘળા વીચારો તે માહન પેદા કરનારની ચીજો તરફ ફકત માન અને વખાણની લાગણીથી જોવામાંજ સમાઇ ગયા હતા, પણ આયંજ ધર્મ, તેણીને પોતાનાં ધણીનો આકરો સ્વભાવ લઇ ચલાવવા, તેની બેહનની બેઅદબી તામોશ કરવા તેમજ તેણીનાં હીણુ ભાગ્યને ધીરજથી આધીન થવાને શીખાડતો હતો, એવો દીનાને સ્વપણે પણ ખ્યાલ હતો નહિ. જ્યારે એક દીવશે લેડી મેહેરબાઇએ પોતાની એક દુરની બેસી શીરીનને પોતાની સાથે થોડા દીવશ રેહવા બોલાવી, ત્યારે પોતાની બાઇની આ બેસી સાથે વાતે બેસ્તા ફકત એકજ વેળા દીનાને શક ઉપજયો, કે પોતાનું ઘર છોડી આવવામાં તેણીએ કાંઇક ખોટું કરયું હતું.

" મીસ મેહતા, તમારા આવવા પછી હું લેડી મેહરબાઇમાં ઘણો ફેરફાર જોઉંછ " શીરીન બોલી " ગરીબ બિચારાં, એવણે

પોતાનો સઘળો ભવ દુખમાંજ પસાર કીધો છે. હું નહિ ધારતી કે એવણે પોતાની જીંદગીની દુખી હકીકત હજુણુ સુધી તમુને જણાવી હોય."

"નહિજી" દીનાએ જવાબ આપ્યો "એવણે મને પોતાની જીંદગી ઘણી અસુખી છે એટલુંજ જણાવ્યુંછ, પણ તે શા કારણથી છે તે હું જાણતી નથી."

"અને તેવણ કોઇને કેહતાંબી નથી" શીરીન બોલી "હમે તેવણનાં સગાંઓબી એ વીશે જાણતાં નહિ, અને જે આટલીબી વાત બાહર આવીછ, તે એવણને ત્યાંના નોકરોથીજ હમે સાંભળી છે."

દીનાની આંખ્યોએ એક એવો સવાલ પુછયો કે જે શબ્દો મારફતે તેણીનાં મોઢાંમાંથી નીકળી શકયો નહિ.

"મીસ મેહતા, તમારી આંખ કેટલી "એક્ષપ્રેસીવ" છે? તમને આ હીસતરી સમજવા ગમશે?"

"હાજી. મારા દયાળુ બાઇ શા કારણથી આટલાં અસુખી છે તે જાણવા હું ઘણી આતુર છેઉ" દીનાએ જવાબ આપ્યો.

"જોવ, ત્યારે સાંભળો" શીરીન એક ખંખાર મારતાં બોલી "તમારાં બાઇ સત્તર વરશની ઉંમરે એક સદગુણી પણ મુફલેસ જવાન ઉપર આશક પડયાં. બંને જણાની દોસ્તી થોડો વખત છુપી રહી, પણ આખરે એ વાત લેડી મેહરબાઇનાં માય–બાઇ-માયને કાને આવી. તેવણને પૈસાનો ઘણો લોભ હતો, અને પોતાની દીકરીને કોઈ મોટે ખાંચરે ગોઠવી દેવાનો અભખરો હોવાથી, તેવણે આ બંને જણાને છુટાં પાડયાં. ત્યાર પછી પેલો જવાન રખડતો થઈ ગયો, પોતાનાં પ્યારમાં ખતરો નાખનારને તેણે શ્રાપ દીધા, અને આખરે પોતે એક અણુગમતાં લગન કરીને લેડી મેહરબાઇની જીંદગીમાંથી સદાનો દુર થયો."

"આ સઘળું પ્યારને લીધે બન્યું" દીના ધીમેથી બોલી.

"ત્યાર પછી આઇમાયે પોતાની દીકરીને કોઇ તવંગર સર જમશેદજી જસાવાલા સાથે પરણાવીને પોતાના લોભી તરંગોનો છેડો આણ્યો, કારણ સર જસાવાલા પોતાના ખેતાબ અને દોલત સીવાય બીજી સઘળી રીતે લેડી મેહેરબાઇ માટે નાલાયક હતા. તેવણનો મીજાજ બહુજ પાજી હતો, અને જે ગુસ્સો તેવણ બાહેર લોકો આગળ બતાવવાની હીંમત કરી શકતા નહી તે સઘળો ગુસ્સો તેવણ પોતાની બૈરી ઉપર સેહજ પણ કારણ મલેથી ખાલી કરતા હતા. તેવણ વારંવાર લેડી મેહેરબાઇ ઉપર હાથ પણ ઉંચકવાને ચુકતા નહિ, અને જો ઘોડાવાલા તેમજ હમાલો તેઓની વચ્ચે નહિ આવ્યા હતે, તો આજે તમારાં કમનશીબ બાઈ જીવતાં હતેબી નહિ."

"પણ ત્યારે લેડી મેહરબાઈ પોતાના આવા ધણીને છોડી કાંય નહિ ગયાં ?" દીનાએ પુછ્યું.

"માઈ ડીયર મીસ મેહતા, મારી ખાત્રી છે કે તમે શું બોલોછો તે સમજતાં નથી." શીરીને જવાબ આપ્યો "એક પરણેલી ધણીયાણીથી પોતાના ખાવીંદથી આવી રીતે છુટકુ પડી શકાતું હશેબી કે ?"

દીના અજાયબીથી શીરીન તરફ જોવા લાગી.

"પણ ઘણાં લોકોએ એમ કીધુંછ, શીરીનબાઇ."

"તેવાં લોકોને પોતાની આબરૂ વહાલી નહિ હોવી જોઇયે." શીરીને સખતાઇથી જવાબ આપ્યો "મીસ મેહતા, જેઓ પોતાના આવા અસુખી સંસારને શહનશીળતાથી ચલાવી લેય છે, તેઓ કુલ દુન્યાનો ચાહ અને વખાણ મેલવવા ઉપ્રાંત, તે દાદગરના પવિત્ર આશીશ પણ જીતી લેય છે."

"લેડી મેહેરબાઇને કાંઇ છોકરાં હતાં કે ?"

"નહિ."

"ધારો કે તેવણુનો એક છોકરો હતે, કે જેની ઉપર તેવણ પોતાનો પ્રાણ કાઢી નાખનાં હતે. ધારો કે તે બચ્ચું એકાએક સીક પડયું, તે મરવા સુતો, અને તે વેળા જો તેવણુના ધણીએ તેવણને પોતાના દીકરા આગળ નહિ જવા દીધાં હતે, તો તે વેળા લેડી મેહરબાઇ શું કરતે?"

"હું તે કહી શકતી નથી" શીરીન બોલી "તમે મને એવા બનાવો ધારવા કહોછ, કે જે બનવા લગાર મુશકેલ છે. તોપણ લેડી મેહરબાઇની ધીરજ તેમજ સબુરી તરફ જોતાં, ગમે એવા સંજોગ વચ્ચે તેવણ પોતાના ધણીને છોડી ગયાં હતે નહિ."

"પોતાના દીકરાની જીંદગીનાં ભોગે પણ નહિ?"

"કેવો અજાયબ જેવો ધખારો. મીસ મેહતા એ સવાલ તમે મને શા ઉપરથી પુછોછ."

"મેં એવો એક-દાખલો સાંભળ્યો છે."

"ત્યારે તો તે બાઇએ કદી નહી માફ થઇ શકે એવો ગુનાહ કીધો છે. તેવણે પોતાના લગનનો પવિત્ર કોલ તોડયો, ખુદાના ફરમાન સાંમે અહંકાર કરયો."

"પણ ખચીત, ખોદાયજી કોઇબી અબળાને દુખી કરવા ચાહતા નથી." દીનાએ વાંધો ઉઠાવ્યો "જે પ્રમાણે મધમાખો ધુમાડાના ભયથી દુર નાહશે છે, કબુતરો દુર્ગંધથી આઘે જાય છે, આદમીઓ એક વીકાલ જાનાવરના પંજામાંથી પોતાની જીંદગી બચાવવા બીહને હડી જાય છે, તેજ પ્રમાણે એક ધણીયાણી પોતાના એકદર ધણીથી દુર નાહશવામાં તદ્દન વાજબી છે."

"કોણ જાણે બા" શીરીન પોતાના કાણે હાથ મુકતાં બોલી

"પણ મેહેરબાઇ, મારા સઘળા અસલી વિચારોનાં "આઇડી-અલ" છે."

"અને જે સઘળું લેડી મેહેરબાઇએ નથી કીધું, તે મેં કરી બતાવ્યુંછ" દીનાએ વીચારયું "હું મારા ધણીને છોડી આવીછ, મેં તેનું નામ નાબુદ કીધુંછ, તેની લગનની વીટી પાછી વાળીછ, અને હું જાણે મરી ગઇ હોઉં, એવી રીતે તેનાથા છુટ્ટી પડીછ. હવે હમો બંનેમાંથી ખરૂં કોણ છે—હું કે લેડી મેહરબાઇ?"

અને વાંચનાર, જવાબને માટે આપણે દીનાની ખામી ભરેલી કેળવણીને "અપીલ" કરીશું. સંભાલો, ચેતો ઓ પારસી માબાપો, તમારી દીકરીઓને અંગ્રેજી તેમજ પ્યાનાં પર એકદમ પ્રવીણ કરી નાખવાની ઉતાવળ અને ઉલટમાં, તમો તેઓની સાધારણ નીતીરીતીની કેળવણી તરફ બેદરકાર રેહશો નહિ.

# પ્રકરણ ૨૮ મું.

## સોહલ મોદી.

આપણી જીંદગીના સઉથી મોટા અને અગત્યના બનાવો આપણને આગળથી ચેતાવ્યા વગર આવે છે.

એક દીવસે સહવારે પોતાની શાંત ઉંઘમાંથી બેદાર થતાં દીનાને સેહજપણ ખ્યાલ હતો નહી, કે તેણીની જીંદગીની એક બીજી આફ્રત તેજ દીવસથી શરૂ થનાર હતી. સુર્યનારાયણ, સાંમે દરયાનાં પાણી ઉપર ઝલકી રહયા હતા, બગીચાના ફુવારા મધે

સુંદર હંસો પોતાની લાંબી મરોડદાર દોક સાથે રોશન મેહલને શોભા આપતાં હતાં, પક્ષીઓ પોતાના માળામાં મધુર હલકે ચું-ચું કરતાં હતાં, ગોલાબ અને મોધરાનો મીઠો સોદમ ચોતરફ પંથરાઈ રહયો હતો, અને દરયાની ધીમી પવનની લેહકી એવી તો ખુશબોદાર હતી, કે જાણે તે હવા દમમાં લેવી, એ દીનાને મનસે એક સઉથી મોટી મોજ હતી.

"આહ, જીંદગી કેટલી ખુશનુમાં છે" પોતાના ઓરડાની બારી આગળ ઉભી રેહતાં દીનાએ વીચાર્યું.

તેણીનાં અંતકરણમાં આજે કાંઈ નવીજ લાગણી બરપા થઇ, કુલ દુન્યાંજ આજે તેણીને નવેસરથી સજીવન થયલી જણાઈ, તેણીનાં મગજમાં જોશભર અજાયબ જેવા ઠોકા પડયા—ભેદી તોપણ ખુશનુમાં—અને તેણીની આંખ્યોમાં કાંઇ નવીજ રોશની આઇ આવી. દીનાએ મધુર હલકે ગાવા માંડયું, અને આવું મીઠું ગાણું પોતાનાં લગન પછી પેહલ્લીજવાર તેણીએ આજે લલકારયું હતું. આખરે નાસ્તાનો ઘંટ થતાં દીના નીચે ઉતરી, તો લેડી મેહરબાઈ પોતાનાં હાથમાં એક કાગળ સાથે હસતે ચેહરે ત્યાં બેઠાં હતાં.

"દીના, હું તો આજે વીચારમાં પડીછ" તેવણ બોલ્યાં "મારી ઉપર આજે આંય કાગળ આયુંછ, જે મને ગઇ કાલે મળવું જોઇતું હતું."

"મારી મદદની જરૂર છે?" દીનાએ તુરતજ પુછયું.

"હા, આય કાગળ મારાં માયજી તરફના એક દુરના સગા તરફથી છે. આજે વરસો અગાઉ હું એને સારી રીતે ઓળખતી હતી, પણ મારાં લગન પછી મારા ધણી સાથે એને નહી બનવાથી તે મારી આગળથી દુર થયો. ત્યાર પછી તે કેઠે બાહરગામ ગયો, ત્યાં કાપડનો વેપાર કીધો, અને હમણાં તે મુંબાઇમાં

પાછો આવ્યો છે."

" મુંબઇમાં" દીનાએ પાછું પુછ્યું.

" હા, એ લખેછ કે એની મુખ્ય નેમ હમણા મને લાંબો વખતે પાછી મલવાની છે."

" પણ તેથી તમુને એટલાં બધાં વિચારમાં પડી જવાનું શું કારણ મળ્યું ?"

લેડી મેહરબાઇ હસી પડયાં.

" કારણ મારો આંય સગો એક અસાધારણ આદમી છે. તે એટલો તો મગરૂર અને કેળવાયલો છે, કે તેને મારે ત્યાં કેવી રીતે આવકાર આપવો એ મને સમજ પડતી નથી. મને યાદ છે કે જ્યારે હમે બંને નાનાં બચ્ચાં હતાં, ત્યારે હું આંય સોહલ મોદીથી ઘણી બીહતી હતી."

" તેવણ શું એટલા બધા ઠકરાવનારા છે?" દીનાએ હસીને પુછ્યું.

" ઘણાજ, હું ધારૂં છ કે સોહલનું એક વખત તારી આગળ બ્યાન કરવા પછી, તું આવી રીતે હસસે નહી."

" ત્યારે તો બોલો લેડી મેહરબાઇ, હું તમારા સગાનું બ્યાન સાંભળવા તઇયાર છેઉં."

" તે ત્રીસેક વરસનો એક ગબરૂ જવાંન છે. ખુશમીજાજી, બોલકણો, તોપણ ગંભીર અને વીચારવંત સ્વભાવના આ બાહદુર બચ્ચા તરફ ગમે એવો ધનેતર પણ આંગળી કરવાની હીંમત કરે નહી."

દીના જરા ટટાર બેઠી. લેડી મેહરબાઇએ આગલ ચલાવ્યું.

" તે એક સુખી ગ્રહસ્થ છે, સચ્ચાઈ અને જાતુકાઇ જેવી ઉમદી શકતીઓ માટે તેના એવા વિચાર છે, કે જો સચ્ચાઇને

માટે તેને પોતાનો જાન આપવો પડે, તો વિચાર કરવા તે એક પળ પણ થોભે નહિ. પણ જો જુઠ્ઠાઈ અને દગલબાજીથી તે સુખની સઉથી ઉંચી ટોંચપર પુગી શકતો હોય, તો પણ તે આવા સુખને થોકડે મારનાર છે. બચીત સોહરાબ મોદી, મોટા ગુણો, મોટી ખાંમીઓ, મોટા ગુનાહો સમજી શકે છે, પણ તે પોતે કોઇપણ રીતની નીચ, પાપી અને નબળી લાગણીને શરણુ થતો નથી, યા તો કોઈ બીજામાં એવા દુર્ગુણ લઈ ચલાવી શકતો નથી."

"ઓહ" દીના બોલી.

"તે એક ગ્રેડયુએટ છે, એક મોટો અભ્યાસી અને ચાલાક ચીતારો છે, અને ટુંકમાં દરેક બાબદમાં એટલો તો બાહોશ છે, કે હું તે બરાબર તુને સમજાવી શકતી નથી."

"પણ આખરે તો તેવણ એક ઇનશાન છે, અને એક ઇનશાન ખાંમી વગરનું તો હોતુંજ નથી." દીના બોલી.

"હા, તે જરા અધીરો અને આકરો છે, દરેક ચીજને હંમેશ સંપુર્ણ જોવાની આશા રાખે છે, અને કોઇપણ નબલી સબલી યાતો કાચી વાત તેનાં ધ્યાંનમાં ઉતરતી નથી. આ તેની મુખ્ય ખાંમીઓ છે."

"સુરજ પરનાં ધાબાં, ઘઉંમાંનાં કાંકરા" દીના બડબડી "લેડી મેહરબાઈ આ તો એવણની માનસિક શકિતઓ થઇ. પણ એવણ દેખાવમાં કેવા છે?"

"સીધો સરોવર જેવો ઉંચો, પેહલવાન જેવો જોરાવર કરચલીવાલા કાળા વાળ, ગોળ ઘટમદાર પોહલું મોઢું તેમજ મોટી તીક્ષણ આંખ્યો સાથે સોહરાબ મોદી એક વેળા જોયા પછી સેહેલ્લાઇથી ભુલી જઇ શકાતો નથી. તે પૈસે પુર છે, પણ ગરીબોનો સખી દાતાર છે."

"અલબત, તેવણ પરણેલા હશે!" દીનાએ પુછ્યું.

પણ બીજીજ પળે તેણીએ પોતાની જીભ કરડી. આ અજાણ્યો પરણેલો યા કુમારો હોય એ સાથે તેણીને શી નીસબત?"

"નહિ, એ હજુણ કુવારોજ છે. કાંઇ સેંકડો છોકરીઓ એની ઉપર તેમજ એનાં પૈસા પર ઓવરઇ જાયછ, પણ હરવાયો કોઇને દાદ આપનો નથી, કોઇ તરફ ઝાંખીને જોતોબી નથી. બોલ દીના, હવે એવા માણસને હું કેવી રીતે આવકાર આપું?"

"તમારે જગે જો હું હોઉં, તો એવણ માટે કાંઇપણ ગોઠવણ કરવાનું માંડીજ વાળું" દીના હસીને બોલી "તમે કહોછ તેટલી બધી ખુબીઓ જો એવણ ધરાવતા હોય, તો પછી હું ધારૂંછ, કે કોઇનીબી મદદ વગર એવણ પોતાને રાજી રાખી શકશે. એવણ કયારે આવેછ?"

"હું તે કહી શકતી નથી. ખરૂં પુછતાં તો આંય કાગળ મને ગઇ કાલનુંજ મલવું જોઇતું હતુ. એમાં એ લખેછ કે તે હમણા "તાજમહાલ" હોટેલમાં ઉતરેલો છે, અને મારો જવાબ મલવે, તે હયાં તુરતજ આવી પોંહચશે. પણ જવાબ લખવાનો હવે વખત નથી, તેથી હુંજ આજે બપોરે જઇને આવા નામચીન નરનાં પગલાં આપણે ત્યાં લઇ આવશ."

"હું તમારા મત સાથે મલતી થાઉંછ." દીના ધીમેથી બોલી

"પણ હું ઇચ્છુંછ, દીકરી, કે તું આજે તારેથી બની શકતો ભપકો કરે, કારણ આપણે આટલાં વરશો થયા, આપણા પોશાક ઉપર ધ્યાન આપવાને તો તદન ભુલીજ ગયાંછ. જો પેલી બ્લુ બાદલાંની સાડીમાં તું ઘણી સરસ લાગેછ. દીના આજે તું એજ સાડી પેહરજે."

"જેવી તમારી મરજી. પણ ફક્ત એક જેન્ટલમેનને ખુશી કરવાનાં ખ્યાલથી મારા પોશાક પાછળ તકલીફ લેતાં મને તો જરા શરમ લાગેછે." દીના નીચી નજરે બોલી.

પણ બપોર પડતાં જ્યારે લેડી મેહરબાઈ તાજમહાલ હોટેલ તરફ હંકારી ગયાં, ત્યારે તેવણુની પીઠ ફરતાં, અજાયબ જેવું હતું કે દીના પોતાની ડ્રેસીંગ ટેબલ તરફ તુરતજ દોડી ગઈ હતી.

"મેં આવા "હીરોઝ" નોવેલમાં વાંચ્યા છે" દીનાએ વીચાર્યું "પણ જીવતી જીંદગીમાં એવો કોઈ હસ્તી ધરાવતો હોય એ વાશે મને શક છે. મરે, એ સોહલ મોદી કેવો હોશે!"

અને ત્યારપછી તેણીએ પોતાની જીંદગીમાં જેટલા મરદોએ ભાગ લીધો હતો, તેઓ સઘળાંનો વિચાર કરવા માંડયો. તેણીનો બાપ, અને તેનાં આરટીસ્ટ દોસ્તો, જાંહગીર વકાલ, પાહલી પેસીકાકા, ડાૅ૦ જાલ નરીમાન, પેલો ધરમશાળાનો કારભારી એમાંનાં થોડાક જણા તેણી તરફ ઘણા માયાળુ હતા, પણ તેઓમાં એકકે પણ સોહલ મોદી જેવો દીનાને જણાયો નહિ. ગરીબ દીના, પોતાની સાદાઇ અને નીર્દોશપણાને લીધે તેણીએ કદીબી એવો વિચાર કીધો નહિ, કે પોતાની બાઇનો આ પરોણો તેણી તરફ કાંઇક પસંદગી દેખાડશે. તેણી તો ફક્ત એક કંપેનીઅન તરીકે નોકરી હતી, જ્યારે તે તો એક માલેતુજાર શેઠયો હતો.

તોપણ દીના આજે પોતાના પોશાક ઉપર ઘણુજ ધ્યાણ આપવાને ચુકી નહિ. આહ, કેવો ખાનદાની ગ્રહસ્થ? કેવો બહાદુર બચ્ચો? સોહલ મોદી! મારે, એ નામમાંજ કેવો મીઠાસ સમાયો હતો? કોઇ ભેદી લાગણીથી દીના આ જવાન સાથે લેડી મેહેરબાઇને પાછાં ફરેલા જોવા આતુર બની, પોતાનાં લગનની

સહવાર પછી પેહેલ્લીજ વાર આજે તેણીએ આરસીમાં જોયું. શું ખરેખર તેણી ખુબસુરત હતી? તે આરસીએ દીનાને મુંગો જવાબ આપ્યો. અફસોસ—અફસોસ કે બગીચામાં તે પળે ગાતાં પક્ષીઓએ તેણીને "સંભાળ દીનાં" કરીને ચેતાવી નહિ.

## પ્રકરણ ૨૯ મું.

### "ડોન્ટ કેર."

દીના પેસીકાકા પોતાનું ઘર છોડી આવવા પછી આજે દસ વરસ વહી ગયાં હતાં. દસ વરશ! આહ, આ દસ વરસના દાહેકામાં તો દુન્યામાં કયકાંઈ ઉઠલપાઠલ અને ફેરફાર થઈ જાય છે. તો પછી શું તેવા ફેરફારમાંથી દીના પણ બાકાત રહે? જ્યારે તેણી સુરતથી મુંબઈ નાહશી આવી હતી, ત્યારે તેણી અઢાર વરસની એક છોકરી હતી, મગર હમણા આપણે તેણીને અઠ્ઠાવીસ વરસની ભર જુવાનીમાં એક ખુબસુરત, શીખેલી, ચાલાક અને મેહેનતું અબળા તરીકે સર્વેની માનીતી થઈ પડેલી જોઇએ છીએ. તેણીનો ચેહરો જવાનીનાં જોબનથી આગળ કરતાં વધુ ખીલી નીકળ્યો હતો, જરા પણ હસ્તાં તેણીનાં ગાલ ઉપર બે સુંદર ખાડા પડતા હતા, તેણીનો આકાર ખુબસુરતીની એક દેવીને જેબ આપનારો હતો, જ્યારે તેણીનો દમામ એક શાહઝાદીને શરમાવે એવો હતો.

"હું તો કદી એક ખુબસુરતી હતીજ નહિ" લેડી મેહરબાઈ વારંવાર બોલતાં હતાં "પણ તું તો એક છે, દીના, અને તારા જેવી એક કંપેનીઅન મેળવવા હું ઘણી ભાગ્યશાળી છેઉં."

ધીમે ધીમે આ બે અદુલ્લી બાઇઓની દોસ્તી વાલકેશ્વર તરફ રેહતા બડેખાંઓએ આતુરતાથી શોધવા માંડી. શરૂઆતમાં લેડી મેહરબાઇ પોતાના આગલા વિચારોને મજબુતીથી વળગી રહયાં. તેવણ ફકત બાનુઓનેજ દાખલ કરતાં પણ મરદો સાંમે તેવણનો અભાવ જેવો ને તેવોજ હતો. પણ વખત જતાં તેવણે જરા છુટછાટ મુકવા માંડી, અને જ્યારે તેવણની ખાત્રી થઈ કે મરદો તેવણના આ અભાવ સાંમે જોઇયે તે કરતાં વધુ ધીરજથી ટકી રહયા હતા, ત્યારે લેડી મેહરબાઈ જરા પીગળ્યાં. તેઓ બધા કાંઈ એક સરખા હતા નહિ,—તેઓ સઘળા કાંઈ ઘાટકી, જુલમગાર, અને બેગ્નંફાટેલ હતા નહિ, અને એકાદ અપવાદ માટે તેઓ સઘળાને એકજ લાકડીએ હાંકવા, એ લેડી મેહરબાઇને વખત જતાં સેહજ ગેરવાજબી લાગ્યું. તેવણે પોતાની સખ્ઇઓનાં ધણી અને ભાઇઓની મુલાકાત લેવાની શરૂઆત કીધી, અને તે શરૂઆત આખરે તેઓ સઘળાને પોતાને ત્યાં આવકાર દેવાથી ખતમ થઈ.

આવી રીતે "રોશન મેહેલ" બડેખાંઓનું એક માનીતું ધામ થઈ પડયું. પણ તેઓ કાંઇ લેડી મેહેરબાઇને મળવા આવતાં હતાં નહી, તેઓ તો લેડી મેહરબાઇની ખુબસુરત કંપેનીઅન સાથે દોસ્તી પાડવા આવતાં હતાં. કુંવારા જવાન્યાઓ દીના આસપાસ મધમાખની માફક ફરી વળ્યા, પણ દીના કોઇને મચક આપતી હતી નહિ. બૈરાંઓ સાથે તેણી ઘણી "સોસીઅલ" હતી, પણ માટીડાનું નામ આવતાં, તેણીનાં નેણ ફરી જતાં. તેઓની ખુશામદ તરફ બેદરકાર રેહતી, તેઓની અસાધારણ સભ્યતા જોઇને જરાપણ ધલતી નહિ, અને તે સઘળા જવાન્યાઓમાં ત્યાં એક પણ એવો હતો નહિ, કે જે લેડી મેહરબાઈની આ ખુબસુરત કંપેનીઅન સાથે થાડી મીત્રાચારી પ્રસાવવાને બડાઈ હાંકી શકે!

મીસ મેહતા માટે ઘણેક ઠેકાણેથી આતુર પુછપરછ થવા માંડી. દરેક ઘરમાં તેણીનીજ વખાણનાં ઢોલ વાગવા લાગ્યાં, અને કેટલાક જણાઓ તો તેણી તરફથી ફકત એક નરમ નજર મેલવવા માટે પોતાની સઘળી દોલત આપી દેવા તૈયાર હતા. પણ તે દરેકને આ ભેદી મીસ મેહતા થંડો, એકદર, કઠોર આવકાર આપતી જણાઈ હતી.

લેડી મેહરબાઇ પણ પોતાનાં કંપેનીઅનની આવી વર્તણુક સમજી શકયાં નહિ. દીનાના વખાણનારાઓ વધી પડ્યા તેઓમાના સંઘળા તેણીની મોહક ખુબસુરતીથી અંજાઇ ગયા, તોપણ ઘણાકોએ આ જીવતી જાગતી પ્યારની પુટલીને પોતાનું અંતકરણ આપવાનાં કરતાં એક પથ્થરની પુટલીને તે સપુરદ કીધું હતે તો વધારે બેહતર! તેઓ દીના સામે એકબીજાને ચેતવણી આપવા લાગ્યા, તોપણ મહીનાઓ સુધી, દીવા આસપાસ મચ્છરની માફક તેઓ તેણીની નઝદીક ભમ્યા કીધા, અને કાંઇપણ ઉ-તેજન ન મલતાં, અફસોસ, સેવટે ભોંગે પડયા.

તોપણ એકજણ દીનાથી માહત થયો નહિ, અને તે એક લખોપતી બાપનો લખોપતી દીકરો જાલ જેમીસન હતો. તેણે દીના ઉપર પોતાની સાથે પરણવાને ઢગલાબંધ કાગળ લખ્યા, તેણીને ધમકી વટીક પણ આપવાને ચુકયો નહિ, અને ત્યારેજ દીનાને ખબર પડી કે તેણીની જીંદગીનો એક બહુજ બારીક સમો આવી પુગ્યો હતો.

"હું ઇચ્છું છ કે દુન્યામાં મરદો હતે નહિ" એક દીવશે જાલ તરફનું પચાસમું કાગળ વાંચી રહયા પછી દીના બડબડી "જ્યાં મરદો છે ત્યાં હમેશ બેકરારી અને બલાગત વ્યાપી રહે છે."

અને જ્યારે દીના તેની ઉપર એક સખત જવાબ લખી

વાળવાની તૈયારીમાં હતી, તેવામાં લેડી મેહરબાઇ ત્યાં આવી લાગ્યાં.

"દીના" તેવણ બોલ્યાં "મને આજે જાન્ જેમીસન તરફથી એક કાગળ મલીયુંછ."

"મનેબી મલીયુંછ" દીના ગુસ્સાથી બોલી.

"એ મને તુંને સમજાવવા લખેછ."

"તમારી સઘળી સમજાવત ફોકટ જશે, લેડી મેહરબાઈ" દીના મક્કમ અવાજે બોલી.

"જો દીના, એ છોકરો ઘણો સારો છે, ખુબસુરત, સારા ખાનદાનનો અને વળી પૈસાવાલો છે. હવે એનાં કરતાં બીજું વધારે તુંને શું જોઇયે?"

"મને કાંઈ જોઈતું નથી."

"તુંને આવી બીજી તક નહિ મળશે દીના. અલબત મારે કબુલ કરવું જોઇયે કે પ્યાર, લગન અને મરદો માટેનાં મારા સઘળા વિચાર બદલાઇ ગયા છે, અને તેથીજ હું તુંને આ જવાન સાથે પરણીને સુખી જીંદગી ગુજારવાની અરજ કરૂંછ."

"હું તમારી સાથે સુખી છેઉં" દીના બોલી.

"ત્યારે તો હું નાચાર છેઉં" લેડી મેહરબાઈ બોલ્યાં "જો તું મને ખાત્રી આપતી હોય કે પાછલાં વરસોમાં તું આવી સુદર તક ખોહવાને પસતાશે નહિ, તો પછી એની ઉપર તારો નક્કી જવાબ લખી નાંખ. પણ જો, હજુણબી બરાબર વિચાર કરજે."

અને વિચાર કરતાં દીનાએ તેની ઉપર વધુ સખત જવાબ લખવાનું દરૂસ્ત ધાર્યું. તે કાગળ મળવા પછી, ગરીબ બીચારો જાન તદન નાસીપાસ થઈ ગયો. બીજેજ દીવસે તે કેઠે દુરદરાજ મુલકમાં નીકળી ગયો, અને વાલકેશ્વર તરફ રેહતાં દરેક કુટુંબને માલમ પડયું કે તેની આવી હીલચાલ, પેલાં લેડી મેહરબાઇની

ખુબસુરત કંપેનીઅને તેને કડક આપી હતી તેને આભારી હતી. વેલ, આવા એક ભલા ખાનદાની ગ્રહસ્થને બાજુએ મેલવામાં તેણીની શું મતલબ હશે? આવો માલેતુજાર શેઠીઓ, કે જેને જીતવાને માટે આજે કયકાઈ છોકરીઓ ફોકતનાં ફાંફાં મારતી હતી, તેને આ કોમન કંપેનીઅને ના પાડી? ખચીત તેણી કોઈ બીજાને ચાહતી હોવી જોઇએ, અથવા તો પોતાના આગલા પ્યારમાં નીશફળ નીવડી હશે, એવા એવા ગપાટા લોકો દીનાને માટે ઉડાડવા લાગ્યા.

પણ વાંચનાર, શું તેણી પોતાની ગઈ ગુજરી ભૂલી ગઈ હતી? લગભગ. તેણીને હવે એટલોજ ખ્યાલ હતો, કે તેણીનો ભુતકાળ એક ભયંકાર સ્વપનો હતો કે જેમાંથી જાગી ઉઠતાં તે સ્વપનાનું તકલીફીપણું જોઇને તેણીને રાહત મલી હતી.

સુરતથી ચાલી આવવા પછી, પાહલી યા તો સુનઇની તેણીને કાંઇ પણ ખબર મલી હતી નહિ, અને તે જાણવાને દીનાએ કાંઇ પણ તકલીફ ઉઠાવી નહિ. કોઈ કદાચ જ્યારે તેણીને તેઓ વિશે ખ્યાલ થતો, ત્યારે દીના તે યાદને એક અણગમતી ચીજ મીસાલ પોતાનાં મગજમાંથી તુરતજ ખંખેરી કાહડતી. આવી રીતે દસ વરસ વીતી ગયાં, અને જ્યારે દીનાને સ્વપને પણ ખ્યાલ હતો નહિ, જ્યારે તેણી હંમેશ સુધી આવી જીંદગી ચાલુ રહે એવું ઇચ્છિતી હતી, ત્યારેજ અફસોસ તેણીની વિપતીનો એક બીજો પરડો ઉંચકાયો હતો.



# પ્રકરણ ૩૦ મું.

## નવી જીંદગી.

"એક્ષકયુઝ મી, પણ તમે હયાં તડકામાં ઉભાંછ," કોઇનો અવાજ સંભળાયો, અને દીના જાણે એક સ્વપનામાંથી જાગી ઉઠી હોય એવી રીતે ચોંકી.

તે એક ખુશનુમાં સાંજ હતી, અને દીનાનું અંતઃકરણ પણ આજે કાંઇ નવીજ લાગણીથી ઉછળતું હતું. તેણી લેડી મેહરબાઇનાં ગયા પછી થોડો વખત ઘરમાં રહી હતી, પણ આખરે તે સુંદર સાંજની ખુબી નીહાળવા તેણી પોતાની લાલચ થોભાવી નહી શકવાથી ઉપર અગાસી તરફ ગઇ. તેણી ત્યાં કેટલોક વખત ઉભી રહી હતી, તેનો તેણીને ખ્યાલ હતો નહિ. તેણી તો પોતાની જીંદગીમાં દાખલ થનાર એક નવા હીરાને માટે વિચારમાં ઉભી હતી. એકાએક કોઇનો અવાજ સંભળાતાં તેણીએ પાછળ જોયું, તો ત્યાં એક એવો જવાન ઉભો હતો, કે જેનો પ્યાર તેણીની પાયમાલીનું મુગ કારણ હતું.

"માફ કરજો બાનુ" તે બોલ્યો "પણ લેડી મેહરબાઇએ મને તમને શોધવા મોકલ્યાં."

તે પોતાની ટોપી ઉતારીને તેણીની સાંમે ઉભો, અને દીના આ ઇંગલીશ ડ્રેસમાં સજ થયલા જવાન તરફ આતુરતાથી જોવા લાગી. આહ, તે આકાર એક ઇનશાનનો નહિ, પણ જાણે અસલી રોમન દેવતાઓનું એક જીવતું જાગતું સ્વરૂપ હતું. તે ચેહરો એટલો તો ખેંચાણકારક હતો કે દીના એક પળ દીગમુઢ જેવી ઉભી રહી. તે ચેહેરો ચાહવા લાયકનો, વીશ્વાસને લાય-

કનો હતો, અને ગમે એવો પણ મધુર હોવા છતાં જોનારના મગજ ઉપર તે કાંઇક ધાસ્તીનો છાપ પડતો હતો.

" તમે મને બેઅદબ વિચારશો નહિ, બાનુ " તે બોલ્યો " પણ મે મહિનાના આવા તડકામાં ઉઘાડે માથે ઉભું રેહવું સલ્લાહકારક નથી. "

હજુણ પણ દીના એકપણ શબ્દ બોલી શકી નહિ. આ અવાજ સાંભળતાં તેણીનું અંતઃકરણ જોરથી ધડકવા લાગ્યું, તેણીનો ચેહરો લાલચોળ બની ગયો. આ અજાણ્યા ગ્રહસ્થના ઉપલા સાધારણ શબ્દોએ તેણીને આટલી બધી શા માટે ભડકાવી મેલી, એ દીનાની મોટી અજાયબી હતી.

" હું તમુને ચોંકાવવાને ઘણો દલગીર છેઉ " દીનાને હજુણ પણ ચુપ રહેલી જોઇને તે બોલ્યો " પણ લેડી મેહરબાઇએ મને તમુને શોધવા મોકલ્યો. હું ધારૂંછ કે મારા આવવા વીશે એવણે તમુને વાકેફ કીધા હશે. "

" તમે મી૰ સોહરાબ મોદી છેઓ." દીના ધીમેથી બોલી.

" અને તમે મીસ મેહતા છેઓ. લેડી મેહરબાઇએ તમારે માટે મારી આગળ કીધેલા બ્યાન ઉપરથી મેં તમુને તુરતજ ઓળખી કાઢયાં." સોહરાબ મોદી બોલ્યો " મીસ મેહતા, હું એકવાર ફરીથી તમુને એકાએક ચોંકાવવાને દરગુજર ચાહું છું"

" કાંઇ નહીજી "

તેઓ વચ્ચે ગંભીર ચુપકીદી ફેલાઇ. દીના અસાધારણ ચુપ હતી, જ્યારે સોહલ પણ એવું વીચારતો હતો, કે તેણે પોતાની આખી જીંદગી દરમ્યાન આટલો ખુબસુરત ચેહરો તેમજ મીઠો અવાજ, કદીબી જોયો તેમજ સાંભળ્યો હતો નહિ.

" મેં તમુને પેહેલ્લાં જોયાં, ત્યારે તમે ઘણા ઉંડા વીચારમાં

હતાં, મીસ મેહતા" સોહરાબ આખરે બોલ્યો.

"જી હા, હું મારી જીંદગી વીશે વીચાર કરતી હતી." દીના બોલી.

"શું તે બીજાઓથી તદન જુદીજ છે? શું તે ઘણી જાણવાજોગ છે?"

"નહિજી. તોપણ મેં એવું સાંભળ્યું છ, કે ઘણા જણાની જીંદગીમાં મુખ્ય બનાવ ફકત એકજ હોય છે, જ્યારે મારી જીંદગીમાં તો એવા ત્રણ બનાવ બન્યા છે."

અને આ ત્રણ બનાવો દીના માટે તેણીના બાપનું મોહત, પાહલી સાથનાં લગન, અને તેણીના બેટા ફીરોઝના મોહતના હતા. અફસોસ પાછલા વરશોમાં સોહલ આ ત્રણ બનાવોનો અર્થ ઘણા મોટા ભોગે સમજી શકયો.

"ત્રણ બનાવો" તે બોલ્યો "ત્યારે તો મીસ મેહતા તમે મારા કરતાં વધારે નશીબદાર છેઓ. મારી જીંદગીમાં તો એકપણ જાણવાજોગ બનાવ બન્યો નથી."

"તોપણ તમારી જીંદગી ઘણી "બીઝી" હોવી જોઇએ."

અને સોહલ મનમાંજ અજાયબ થયો કે આવી એક પરીની જીંદગીમાં તે ત્રણ બનાવો શું હતા? તેઓ નીચે ડ્રોઇંગ રૂમમાં આવી પોંહચ્યાં હતાં, કે જ્યાં લેડી મેહરબાઇ તેઓની રાહ જોતાં બેઠાં હતાં. તે સાંજ કેવી રીતે પસાર થઈ તેનો દીનાને ઝાઝો ખ્યાલ હતો નહિ. તેણીને એટલુંજ યાદ હતું કે સોહલે તેણીને કાંઇ ગાતા આવડેછ એવું પુછવા પછી તેણીએ ".હા" કહયું હતુ, અને ત્યારપછી તેણીએ અસાધારણ હોંસ અને ઉમંગથી ખ્યાનાબર ગાયુ હતું. તેણીએ તે ચળકતી કાળી આંખ્યો પોતાની તરફ ટીંગાયલી જોઇ હતી. અને ગીત ખલાસ થવા પછી સોહલનાં ઉપકારનાં શબ્દો તેણીને બોલે બોલ યાદ હતા.

"મીસ મેહતા, તમારો હલક કેવો મીઠડો છે. લેડી મેહર બાઇએ એ વીશે મને કાંઇબી જણાવ્યું નહિ. ખચીત તમારો આભાર માનવાને મને પુરતા શબ્દોની પણ કોતાહી જણાયછ."

લેડી મેહબાઇએ સેહેજ હસીને પોતાના સગા તરફ નજર કીધી.

"પણ આટલાં વરસો સુધી મેં મારી કંપનીઅનને આવી સરસ રીતે ગાતાં એકબી વેળા સમજી નથી. સોહલ, તારામાં ગુપ્ત શકતી પાછી સજીવન કરવાને કાંઇ અજબ રીતનું ખેંચાણ હોવું જોઇયે."

"મેં ઘણાબી ગીત સાંભળ્યાછ, પણ તે આય મીસ મેહતાના અવાજ આગળ કુચ્છ બીસાદમાં નથી." સોહલે ઉમેર્યું.

"મારા પપા આગળ હું વારંવાર ગાતી હતી" દીના શરમાઇને બોલી, તેણીની આંખમાં આસુ આવી ગયાં, પોતાનો બાપ તેણીના મીઠ્ઠા હલક માટે કેવી મગરૂરી દેખાડતો હતો, એ વિચાર કરતાં દીનાનો ચેહેરો નખાઇ ગયો. સોહલને પણ તે ફેરફાર જોઇને ઘણું લાગી આવ્યું.

બતી થવા પછી પણ સોહલ દીનાની નજદીકમાંજ ભટકયા કીધો.તેણે પોતાની જીંદગીની કેટલીક હકીકત દીનાને કહી સંભળાવી, અને તે સાંભળતાં દીનાના ચેહરા ઉપર એવા તો પલક પલકમાં ફેરફાર થતો હતો, કે સોહલ આખરે બોલ્યો.

"મીસ મેહતા, તમારો ચેહરો મને પાણી ઉપર પડતા પડછાયાની યાદ આપેછ. તેમાં દર પળે ફેરફાર થયા કરે છે."

દીના હસી પડી. પોતાની જીદગીમાં પેહલ્લીજ વેળા તેણી એક મરદની વખાણથી હરખાઈ ગઈ, અને રાતે જમી રહયા પછી પણ જ્યારે તેણે પોતાની સાથે ચંદનીમાં ફરવાની દીનાને અરજ કીધી, ત્યારે તેણી તુરતજ કબુલ થઇ.

"તમારો ચેહરો ચંદનીમાં કેવો લાગેછ એ જોવા હું ઘણો આતુર છઉં" તે બોલ્યો "મેં ઘણાજ લાબાં વખતે તમારા જેવો એક "પરફેક્ત" આકાર જોયો છે."

તેઓ અગાસી ઉપર ગયાં, અને સભ્યતાને ખાતર સોહલે લેડી મેહરબાઇને પણ પોતાની સાથે આવવાની અરજ કીધી. આહ, તે રાત સોહલ કદીબી ભુલી શકયો નહિ. રૂપેરી માહબોઆતારનાં નરમ કીરણો દીનાના ઉંચા દમામદાર આકાર ઉપર પડવાથી તેણી એવી તો એક પરેસ્તાનની હુરી જેવી દીસ્તી હતી, કે સોહલ કલાકોનાં કલાકો સુધી તેણી તરફ જોયા કરવા છતાં જરાબી થાકયો હતે નહિ.

લેડી મેહરબાઈ આ સઘળુ આડે દોળે જોતાં હતાં. પણ તેવણે કાંઇપણ બોલવાનું દરૂસ્ત ધાર્યું નહિ. પોતાનો આ ખેસી તેવણની કંપેનીઅનને વખાણે એ તેવણને પસંદ હતું, અને તેથી તેવણ પોતાની આંખ ઉંઘાડી અને કાન બંધ રાખીને ગુપચુપ તેઓ સાથે ફરયા કીધાં. દીનાની આંખમાં કાંઇ નવો ચમકાત જણાતો હતો, તે સુંદર ચેહરો દરપલે વધુ ખુબસુરત બનતો હતો, અને આજે તેણીથી વારંવાર હસાઈ જવાતું હતું. તેઓ સઘળાં બીછાણે જવા પછી આજના બનાવ ઉપર વીચાર કરતાં લેડી મેહરબાઇ પોતના ઓરડામાં એકલાં બેઠાં, અને આખરે તેવણ એવા અનુમાન ઉપર આવ્યાં, કે તેવણનો આ ખેસી મીસ મેહતા સાથે પ્યારમાં પડવા સીવાય બીજુ કાંઇપણ "સેનસીબલ" કામ કરી શકશે નહિ.

દીના ખુશાલીની અણદીઠ લાગણીથી પોતાના ઓરડામાં દોડી ગઇ. તેણી આજે સુખી હતી, પણ તે સુખનું કારણ તેણી જાણતી હતી નહિ. તેણીએ ધાર્યું કે એક શીખેલા ગ્રહસ્થ સાથે વાત કરવાથી તેણીને બહુ ખુશી પેદા થઈ હતી આજે તેણીને

નવી તાકાત આવી હતી, તેણી આગળ કરતાં વધારે તંદરોસ્ત બની હતી, એવી એવી દરેક ચીજ દીના વીચારી ગઈ. પણ તેણી પેહલ્લીજ નજરે પોતાની આ બાઇના ખેસી તરફ ખેંચાઇ ગઇ હતી, એવો દીનાને કશો ખ્યાલ હતો નહિ. અફસોસ, આ કુમલું અંતકરણ કે જે લગભગ તુટી ગયું હતું, તે અંતકરણ આજે પોતાની મંદ ઉંઘમાંથી બેદાર થયું હતું. દીના એક બચ્ચા જેવી ભોલાઇથી સોહલનો વીચાર કરતી હતી, અને આખરે તેણીને માલમ પડયું કે આ સોહલ તેણીની જીંદગીમાં ભાગ લેનાર સઘળા મરદો કરતાં સૌથી સરસ વીરલો હતો.

" હું ઇચ્છું છું કે એ હવે લાંબો વખત સુધી હયાંજ રહે" દીના પોતાને બીછાણે જતી વેળા બોલી. અને વાંચનાર, રાતે ઉંઘમાં પણ સોહલનો ખ્યાલ થતાં જ્યારે તેણી હસ્તી હતી, ત્યારે બેહશતમાં બેઠેલા ફરેશતાઓ પણ તેણીની દયા ખાઈ રહયા હતા.

# પ્રકરણ ૩૧ મું.

## " દીનાને જીતું ને ફર જીતું "

સોહલ મોદી "રોશન મેહલ"માં પધારવા પછી આજે ત્રણ અઠવાડયાં પસાર થઇ ગયાં હતાં, અને તે અરસામાં તે દીનાને પોતાના જીગરનાં સઘલા જોશ સહીત ચાહતાં શીખ્યો હતો. દીનાની જીંદગી પણ નવીન બની હતી, તેણી એક એવા મુસાફરની યાદ આપતી હતી. કે જે કાળા વાદળા, તોફાની દરયો, અને પવનના ગજબનાક સુસવાતામાંથી બચી જઇને, એક ઘણીજ

ખુશનુમા રાતમાં બાહર પડયો હતો. તેણીએ હજુણ સુધી કબુલ કીધું ન હતું કે તેણી સોહલને ચાહતી હતી, જોકે તેણીની સઘળી જીંદગી તેની અંદર ગરક ગઈ હતી. દીના દરપળે તેને મલવાની રાહ જોતી, તેની ગેરહાજરીમાં તેનોજ વિચાર કરતી, પણ તેણીની મોટી કમનશીબી તો એ હતી કે આ સઘળું તેણી બહુજ ભોલાઈ અને નીરદોશપણાથી કરતી હતી. જો તેણી આજની બીજી છોકરીઓ માફક દુન્યાદારીથી અનુભવી હતે, તો તેણી તુરતજ પોતાનો જોખમ જોઇ શકતે. જો દીનાને સેહેજ પણ ખ્યાલ હતે કે આ ખુશાલી પ્યારની હતી, તો તેણી પોતાનું મોહત ચેતી ગઈ હતે. તેણીએ પોતાના બાપને ચાહયો હતો, પણ તે ફકત એક દીકરીના ઉંડા વ્હાલથીજ. આગલા વરસોમાં તેણીને પાહલી તરફ કાંઇક મીત્રાચારી ભરી લાગણી હતી ખરી, પણ તેમાં પ્યારનો સેહજ પણ અંસ સમાયો હતો નહિ, અને જેમ દુન્યામાં ઘણાક પાપ અજાંણપણાથી થાય છે, તેમ દીનાને પોતાની ખુવારીના ખાડામાં ગબડી જવા પછીજ પોતાના ભયનો ખ્યાલ થયો, કે જ્યારેં બચાવના સઘળા ઇલાજો તેણીનાં હાથમાંથી જતા રહયા હતા.

લેડી મેહરબાઇ પોતાનાં કંપેનીઅનને બારીકીથી તપાસતાં રહયાં હતા, અને તેણીના આ ખેસી, દીના જેવી એક સુંદરીને પરણી જાય, એવી તેવણની દરપળની દુઆ હતી.

સોહલ મોદી પોતાનો પ્યાર જાહેર કરવા માટે એક લાયક તકની રાહ જોતો હતો, જો કે તે તક મલવા પછીબી તે કદી પોતાની હીંમત ભેગી કરી શકશે, એ વીષે તે પોતે અચોકકસ હતો. તેણી તેને ચાહતી હશે કે? અરે, આ સવાલથીજ સોહલ પોતાની સઘળી મગરૂરી ભુલી ગયો હતો. કેટલીક વેળા દીનાની આંખનાં પલકારા જોઇને તેને સેહેજ હીંમત આવતી. પણ તેમ

ચોક્કસ વખત એવો પણ હતો, કે જ્યારે દીના તેની તરફ તદન થંડી રેહતી હતી. આવી બે અચોક્કસ લાગણીઓ વચ્ચે દોળા ખાતો, ગરીબ બીચારો સોહલ્ર દીવસો વેહતા મનમાં મુજાવા લાગ્યો. તે આ ભેદી સુંદરીના દરેક આચારવીચાર જાણવાને રોકાઇ ગયો, તેણીની દરેક ઇચ્છાને માન આપવા લાગ્યો. તેણીનાં દરેક વીચારોમાં ફીલસુફી સમજવા લાગ્યો, અને તેણીને કીંમતી ભેટોની નવાજેશ કરીને, તે ધીમા સાદનાં ફકત એક "થેંકયુ" ઉપર જીવવા લાગ્યો. તે તેણીનો શહેનશાહ, શેઠ, સોદાગર, લોર્ડ—અને તોપણ એક ગુલામ હતો. અલબત સોહલ્ર મોદી મગરૂર હતો, તોપણ તેને પોતાને વીશે શેખી કરતાં આવડતી હતી નહિ. તે એવાં અમીર દીલનો માણસ હતો, કે કોઇપણ વેળા તેણે એવું વીચારયું નહિ કે દીના તેની દોલત અને દરજ્જા પર એકદમ કુદી પડશે. તેણે આગળ કોઇપણ છોકરીને ચાહી હતી નહિ. તે હમણા પોતાનો સઘળો પ્યાર, દોલત, અને અંતકરણ દીનાને આપી ચુકયો હતો. શું તેણી આ સઘળું કબુલ કરશે?

" મીસ મેહતા " તે એક દીવસે બોલ્યો. " આજે ઘણી ખુશનુમા સહવાર છે. તમે મારી સાથે વરલીના બાન પર ફરવા આવશો? લેડી મેહરબાઇ તો રોકાયલાં છે, અને તેથી હું એકલો મારો વખત પસાર કરી શકતો નથી."

" હું મારાં બાઇની રજા લેવા પછી તમારી સાથે આવવા ખુશી થવશ," દીના બોલી.

અને કેહવાની કાંઇપણ જરૂર નથી કે તે રજા તેણીને તુરતજ મલી. દીનાએ આજે પોતાના પોશાક ઉપર કાંઈ ઝાઝું ધ્યાન પુગાડયું નહિ. તેણી સાદાજ કપડામાં ઓરબી વધારે ખુબસુરત જણાતી હતી.

" આજે મને ટક મળીછ" સોહલે વીચારયું. " હું આજે

એને પુછી જોવશ, અને ઇનશાલ્લા, ખુદા તેમાં મને મદદ કરે. એના વગર હું જીવી શકશ નહિ. બસ, હવે તો દીનાને જીતું ને ફર જીતું"

તેઓ ધીમે ધીમે ચાલતાં ફરવા ગયાં. અને આ ખુશનુમા સહવાર જોઇને દીના પોતાની સઘળી ધાસ્તી અને શરમાળપણું ભુલી ગઇ. તેણી સોહલ સાથે ઘણી છુટથી વાત કરવા લાગી. તેણીએ જે કુદરતી દેખાવ જોયા હતા તેનું બ્યાન કીધું, કેટલી ચોપડીઓ વાંચી હતી તેનાં નામ દીધા, જે ગીતો તેણીને આવડતાં હતાં, તેનો "ત્યુન" ગાઇ સંભળાવ્યો, તે એટલા સુધી કે સોહલ ગમાગળ કરતાં તેણીને વધુ વહાલથી જોવા તેમજ ચાહવા લાગ્યો. ત્યારપછી તેઓ જરા વધુ અંગત બાબદ ઉપર આવ્યાં. દીનાએ પોતાનાં ઘણાક અંગત વીચારો તેને કહી દીધા, અને ભલા, ભોલા, નીર્દોશ સોહલે તેણીની સચ્ચાઈ અને પ્રમાણીકપણા ઉપર પુરેપુરો વીશ્વાસ મુકયો.

"તમારી સાથે વાત કરવાથી હું જાણે એક નીર્મળ પાણીના કુવામાં જોતો હોઉં એવું મને લાગેછ," વરલીના બાનપર આવી લાગતાં સોહલ દીનાને એક ઉંચા ટેકડાપર બેસાડતાં બોલ્યો ,, તમે કેટલાં ભોળાં અને ખાલેસ છેઓ, મીસ મેહતા."

"ખરેખર?" દીના લાલચોળ બનીને પાછળ હટી. તેણીનું અંતકરણ તેણીને દંખાતું હતું. પોતાના કંગાળ લગન, ઘર છોડીને ચાલી આવવાનો બનાવ, ફીરોઝનું મરણ, એ સઘળી ભયંકાર ગઇ ગુજરી સાથે શું તેણી ખરેખર ભોલી અને ખાલસ દીલની હતી? પણ તેણીનાં આવા વીચારોથી તદન બેખબર સોહલે વીચાર્યું કે તેણી તેનાથી કમકમીને દુર થઇ હતી.

"મીસ મેહતા, મેં તમુને પાછાં ચોંકાવ્યાં છે," તે બોલ્યો "મને માફ કરજો."

"માફ માંગવાની કાંઇબી જરૂર નથી" દીના હસીનેબોલી, "પણ જ્યારેબી કોઇ મારે માટે સારા શબ્દો બોલેછ, ત્યારે હું અજાયબ થાઉંછ. હું નહી ધારતી કે હું બીજી સ્ત્રીઓનાં કરતાં વધારે ભોલી અને ખાલેસ દીલની હોઉં."

સોહલ મોદીનો ચેહરો ખુલી ગયો.

"અને હવે મીસ મેહતા, મારી ફક્ત એકજ આરઝુ છે, કે તમે મને તમારી પોતાની જીંદગીથી વાકેફ કરો. તમારી આગલી પાછલી હીસટરી મને બહુ સાંભળવા ગમેછ. બોલો, હયાં આંવવા અગાઉ તમે કયાં રહયાં હતાં, કોણને ઓળખતાં હતાં, એ સઘળું જાણવા હું ઘણો આતુર છેઉં."

એકવાર ફરીથી દીના બે કદમ પાછળ હટી. અરે, તેણીની ગઇ ગુજરી જીંદગીમાં એવું તે શું બન્યું હતું, કે જેનો ખ્યાલ થતાં તેણી આવી રીતે પાછળ હટતી હતી? ફકત એક કંગાળ લગન, થોડા મહિનાની આફત, એક છેલ્લી ભયંકાર ખોટ, અને ત્યાર પછી સઘળું સમાધાન અને સફાચટ મયદાન

"અફસોસ, મીસ મેહતા, વળી મેં તમુને બીવડાવ્યાં છે" સોહલ બોલ્યો "ખચીત તમારી જીંદગીમાં કાંઇ એવું તો નહી બન્યું હશે, કે જેનો ખ્યાલ થતાં તમો આવી રીતે બીહતાં યા તો શરમાતા જણાઓછ"

દીનાને પાછી હીંમત આવી. આવા એક ભલા અશરાફ જવાંનને છેતરવામાં શો ફાયદો?

"મારી પાછલી જીંદગીમાં એક એવો બનાવ બન્યો છે, કે જેની યાદ મને બહુ દુઃખી બનાવે છે."

"તે કમબખત બનાવ" સોહલે પુછયું.

દીના કબુલ કરી દેવાની અણી ઉપર હતી, કે "તે બનાવ

મારાં અસુખી લગનનો છે" પણ તેને બદલે તેણીએ જવાબ આપ્યો કે "તે બનાવ મારા પપાનાં ગુજરવાનો છે."

"બસ એજ તમારી મુશકેલી હતી," સોહલ અજાયબીથી બોલ્યો "મારાં ગરીબ મીસ મેહતા, ત્યારે તો તમે તમારા પપાને ઘણાંજ ચાહતાં હોવા જોઇયે."

"તેવણુ મને મારા જાનથીબી જયાદા હતા." દીનાએ ગંભીર અવાજે જવાબ આપ્યો.

"અને જ્યારે તમે તેવણને ગુમાવી બેઠાં, ત્યારે તેવણની જગ્યા કોઇ બીજાએ નહિ લીધી?"

"તે કેમ બને?"

"હું એમ પુછુંછ કે ત્યાર પછી તમે કોઇ બીજાને ચાહયો નથી?" સોહલે સંભાળથી પુછયું.

અને જ્યારે દીનાએ "નહિ" કરીને જવાબ આપ્યો, ત્યારે તેણી સાચ્ચુજ બોલી હતી. કારણ પાહલીને તેણીએ કદીબી ચાહયો હતો નહિ.

સોહલ ખુશ થઇ ગયો. તેણી કોઇને પણ ચાહતી હતી નહિ, એવી તેને ખાત્રી મલી ચુકી હતી, અને તેથી-ઓહ ખુશાલી- આ બાપ વગરનાં ખુબસુરત પંખેરાને જીતી જવા મારે તેની લાઇન તદન "કલીઅર" હતી.

"મીસ મેહતા, હું પ્યાર માટે આજે તમુને કાંઇ કેહવા માંગુછ" તે આખરે બોલ્યો "તમે મને સાંભળશો?"

"ઓ નહિ નહિ, મને એવી વાત સાંભળવા નથી ગમતી" દીના ગભરાઇ જતાં બોલી "ખુદાને ખાતર તમે એ વીશે કાંઇ પણ બોલશો નહિ. ચાલો આપણે ઘરે જઇયે."

"હું તઇયાર છેઉં" સોહલ ધીમા અવાજે બોલ્યો "પણ

જોવ સંભાળજો હયાં ઉતરાન ઘણું છે. લાવો મને તમારો હાથ આપો."

દીનાએ તેને પોતાનો હાથ આપ્યો. અને તે નરમ, સુંવાળા, સફેદ હાથ જોઇને સોહલ એટલો તો ઉસકેરાઇ ગયો, કે તેણે વાંકો વળીને તે હાથ ઉપર એક કીસ કીધી.

તે કીસે, જે સઘળી અસર તે પોતાના શબ્દોથી કરી શકયો નહિ, તે સઘળી અસર દીના ઉપર કરી. તેણી ગરદન સુધી રાતી બની ગઈ, પણ બીજીજ પળે તે ચેહરો મોહ્લત જેવો ફીકકો પડી ગયો. તેણીએ પોતાનો હાથ પાછો ખેંચી લીધો. જે દીવસે પાહલીએ તેણીનો હાથ પેહલ્લો ચુમ્યો હતો, તે દીવશ તેણીને યાદ આવી ગયો. તે વેળાએ તેણી તેનાથી કમકમીને પાછળ હઠી હતી, અને ઓહ, હમણા પણ જો દીના તેજ માફક પાછળ હઠી હતે, તો વળી આ વાર્તા કાંઇ જુદુજ રૂપ લેતે; પણ અફસોસ, આ કીસથી દીના કમકમી નહિ, તેણી હમણા સુખનાં સૌથી ઉંચા સ્વર્ગમાં હતી, કે જ્યાં પુગવા તેણીએ શું ભોગ આપ્યો હતો, તે તેણી જાણતી હતી નહિ.

ઘરે જવા પછી દીના તુરતજ પોતાનાં ઓરડામાં દોડી, અને ત્યાં પોતાની લાગણી માટે શરમથી લાલચોલ થયલા ગાલ સાથે બીહતી ધ્રુજતી ઉભી. તે કીસ માટે ઘડીકમાં તેણી સોહલ સાથે ગુસ્સે થતી, અને તેને ફરીથી નહિ મલવાનો ઠડાવ કરતી, પણ ફોકત, થોડાજ વખતમાં તેના દીદાર જલદી પાછાં જોવાને દીનાને તલબ થતી. આખરે તેણી એક ચીજ સમજી શકી, અને જો કદીબી તેણી સચ્ચાઇની ઘણી નઝદીક હોય તો તે હમણા હતી, કારણ દુખ અને ખુશાલીની ભેગી લાગણીથી તેણીને માલમ પડયું, કે તેણી આંય સોહલ મોદીને પોતાના જાનો જીગરથી ચાહતી હતી.

"હું એને ચાહુંછ" તેણી બડબડી. તેણીએ પોતાના હાથ તરફ નજર કીધી, અને જે જગ્યાએ સોહલે તે હાથ ચુમ્યો હતો, તે જગ્યાએ પોતાના નરમ પરવાલા જેવા હોઠ મુકયા "ઓ સોહલ, તું મને ચેતાવ્યા વગર મારૂં દીલ ચોરી ગયોછ, ખુદા ખબર એનો શું અંજામ આવશે."

અને તે નતીજો વીચારવાની દીનાની હીંમત થઇ નહિ. ઓ વાંચનાર, આંય દીના પેસીકાકા કે જે અત્યાર સુધી પ્યાર મોહબતની સઘળી લાગણીથી અંજાણ હતી, તેણી કે જે પોતાનાં ધણી અને ઘરને છોડી આવી હતી, તેણી કે જેને અત્યાર સુધી પોતાની જવાની અને ખુબસુરતી ભેગી કરી રાખી હતી, તેણી કે જેને ભલાભલા છોકરાઓની માંગણી તરછોડી કાઢીને ખુદ મરદોને પોતાની જીંદગીમાંથી હડસેલી કાઢ્યા હતા,-તેજ-તેજ ખુબસુરત દીના આજે આંય સોહલ મોદીથી માહત થઈ હતી. ઓ ખુદા, બચાવ-બચાવ!

---

# પ્રકરણ ૩૨ મું.

---

## નાસો ગોશો.

હવે તેને પાછી કેમ મળે? પોતાનો શરમથી ઢગઢગતો ચેહરો તેને પાછો કેવી રીતે દેખાડે? તેણીએ તેને એક પીકચર પેન્ટ કરવાનું વચન આપ્યું હતું, પણ હમણા જ્યારે દીનાના હાથ ધુજતા હતા, અને હરખનાં આંસુઓથી તેણીની આંખો બંધ થઇ જતી હતી, ત્યારે તેણી એક આકાર યાતો કલર કેવી રીતે

પીછાણી શકે? દીના પોતના ઓરડામાં આમ તેમ ફરવા સીવાય બીજું કાંઇપણ કરી શકી નહિ.

" હું એને ચાહુંછ, હું એને ચાહુ છ" બસ તેણી એટલુંજ બોલી શકી.

એકાએક તેણીના ઓરડાનું બારણું ઉઘડયું. અને એક નોકર નીચલા પેગામ સાથે ત્યાં દાખલ થયો.

" મેહરબાની કરીને મીસ્ મેહતા હમણા પોતાના ચીત્રો સાથે નીચે આવી શકશે?"

" હા," દીનાએ જવાબ આપ્યો " મી. મોદીને કહો કે હું હમણાજ આવુંછ."

તે નોકર ગયો, અને દીના થંડા પાણીએ પોતાનું મોઢું છાંટવા ગઈ. તેણીએ પોતાના વીખેરાયલા બાલ સરખા કરયા, અને જરારતી શાંત દેખાવ ધારણ કરવાની ગમે એટલી કોશેશ કરવા છતાં, તેણી પોતાના અંતકરણનાં થોકા બંધ પાડી શકી નહિ. સોહલને પાછી મલવાનાં વીચારથી દીના એક પાંદડાં મીસાલ ધ્રુજતી હતી.

" ઓ હવે શુ કરૂં, હું એની આગલ કેમ જાઉં?" તેણી બડબડી.

પણ તેટલામાં લેડી મેહરબાઈ ત્યાં ચાલી આવ્યાં.

" દીના તું હવાં શું કરેછ?" તેવણ બોલ્યાં " પેલો સોહલ તારી રાહ જોતો કયારનો નીચે ખોટી થાયછને. એ કહેછ કે તેં એને કાંઇ પીકચર રંગવાનું વચન આપ્યુંછ, અને તેથી તે એટલો તો અધીરો બની ગયોછ, કે તુંને બોલાવવા મને ખાસ ઉપર મોકલાવી. અરે પણ શું છે, દીના" તેણીને ધ્રુજતી જોઇને મેહરબાઇએ તુરત પુછયું.

" મ-મારૂં માથું દુખેછ"

"ત્યારે આજે સહવારે તું તડકામાં ફરવા કાંય ગઇ" મેહરબાઇ ઠપકા ભર્યા અવાજે બોલ્યા "મેં સોહલને કહયું હતું કે આવી રીતે તડકામાં ફરવાથી તુંને કાંઈ નુકશાન થશે, પણ હરવાયો કાંઇ સમજ્યોજ નહિ. હવે તુંને નીચે આવવાની કાંઇ જરૂર નથી. દીકરી, એક બે કલાક જરા શાંત છીવેત્આસાયસ લે."

આસાયસ! ઓહ, તેણીની છાતી અને મગઝમાં મોહબતનાં સોળા સાથે તેણી કેવી રીતે આસાયસ લઇ શકે? અલબત, તેણી એકલી રેહવા માંગતી હતી, પોતાનાં હાથેજ પોતાની મોહબતી ઓખાર શાંત પાડવા ચાહતી હતી. દીના ઉંઘી ગઇ, અને જયારે જમવાનો 'બેલ' થતાં તેણી પાછી જાગી ઉઠી, ત્યારે તેણી જરા શાંત થઈ હતી. હવે તેણીને નીચે જવા વગર છુટકો હતો નહિ, એકવાર ફરીથી તેનો મીઠ્ઠો અવાજ સાંભળવાની ફરજ પડી હતી, અને તોપણ દીનાએ તેનો ચેહરો કદી નહિ જોવાનો કસદ કરયો હતો. કોઈ ભેદી લાગણીથી દીના મોંઘુ જોવાની આરસી તરફ ગઇ. ઓહ, હુન્નુણબી તેણી પોતાનો ખુબસુરત ચેહરો જોવાની એટલી બધી આતુર કાંય હતી, અથવા તો એક સુંદર સાડી તેમજ બ્લાઉઝ પેહડવા એટલી બધી અધીરી કાંય બની હતી, એ દીનાની મોટી અજાયબી હતી. તેણી આરસીમાં પોતાનો ખુબસુરત ચેહરો જોઇને મલકાઇ ગઈ, અને ત્યારપછી તે દીવશે સોહલે તેણી ઉપર મોકલેલાં ફુલમાંથી એક મોટો ગોલાબ પસંદ કરીને તેણી નીચે જમવાના ઓરડા તરફ ફરી.

સોહલ તેણીની આતુરતાથી રાહ જોતો જમવાની ટેબલ ઉપર બેઠો હતો, અને દીનાએ પોતાના લાંબાં પાપણ એટલાં તો નીચે કરયા, કે તે લગભગ તેણીના ગાલ સાથે અડકયાં.

"મીસ મેહતા" તે તુરતજ બોલ્યો " મને હમણાજ લેડી

મેહરબાઇએ જણાવ્યુંછે કે તમારી તબીયત બરાબર નથી. હું ઘણોજ દલગીર છેઉં. શું ખરેખર તડકાંની અસરથીજ તમારૂં માથું દુખ્યું હશે. ખચીત તમે મને આપમતલબી તેમજ બેદર-કાર તો નહિ ધારતાં હશો"

"નહિ" દીનાએ નીચી નજરે જવાબ આપ્યો.

"મીસ મેહતા, તમે મારી સાથે ગુસ્સે થયલાં દીસોછો. તમે આવ્યાંછો ત્યારથી મારી તરફ જોતાબી નથી" તે ઘણાજ ધીમા અવાજે દીનાના કાન આગળ બોલ્યો "હા, હું સમજયો, આજે સહુવારનાં ચોકકસ બનાવ માટે મેં તમારી ખફગી ખેંચી લીધીછે, પણ તે માટે મારાં કરતાં મારા તકદીરને વધુ દોષ ઘટે છે."

જમી રહયા પછી તુરતજ દીના પોતાના ઓરડામાં પાછી ગઇ. આવી રીતે સોહલ મોદીથી દુર નાહસવામાં તેણીએ એવું વીચારી લીધું કે તેણીની સઘળી નાદાની માટે તેણીએ પુરતી સજા ખમી હતી. પણ સોહલ ઉપર તેથી ઉલટીજ અસર થઇ. જો દીના આજની કેટલીક છોકરીઓ માફક એક છેલછબીલી હતે, તો સોહલને પોતાનાં ફાંદામાં લેવાને આ કરતાં બીજો વધુ સરસ ઇલાજ તેણીને મળ્યો હતે નહિ. પણ અફસોસ, દીનાની દરેક હીલચાલ નીર્દોશપણાથી થતી હતી.

બીજી તરફ પકકો સોહલ, દીનાના ગયા પછી લેડી મેહર-બાઇ સાથે ડ્રોઇંગ રૂમમાં વાતે બેઠો હતો.

"મેહરબાઇ હું ધારૂંછ કે મને તમારાં મીસ મેહતાને વારે ઘડીએ ચોંકાવવાની ઘણી કમનસીબ આદત છે" તે બોલ્યો.

પણ લેડી મેહરબાઇએ તેને હસી કાઢયો.

"અને તેથી હું આજનો આખો દીવશ એવણ સાંમેથી દુર રેહવા ધારૂંછ, કે જેથી એવણને વધુ ભડકાવીને હું એવણની

વધુ ખફગી ખેંચી લઉં નહિ. મને આજે કામ છે, અને તેથી રાતે મોડે સુધી હું હયાં આવી શકશ નહિ."

આવી રીતે જયારે દીના અને લેડી મેહરબાઇ ચાહેના વખતે પાછાં મળ્યાં, ત્યારે મેહરબાઇ જરા દલગીર જણાતાં હતાં.

"દીના આજે સોહલ તો બપોરે જમીને કેંડે ગયોછ, અને રાતે મોડે સુધી પાછો આવશે નહિ, એમ મને કહી ગયોછ. એ ઘણો બોલકણો છે, અને તેથી એની ગેરહાજરીમાં જાણે મને સોહવાસેબી નહિ."

દીના ચોંકી. તે ચાલી ગયો! અરે ખરેખર, તેણીએ તેને અપમાન કીધું હતું, તેને પોતાની આગલથી દુર થવાની ફરજ પાડી હતી. હવે તેનાં વગર આજની સાંજ કેમ પસાર થશે? અને તે વેળા દીનાને એવું લાગ્યું કે જાણે સોહલની ગેરહાજરીથી તમામ દુન્યાની રોશની ગુમ થઇ હતી.

તે દીવશની સાંજ જો કે ઘણી રળીયામણી હતી, તોપણ દીનાનો જીવ એકરાર હતો. દરેક મીનીટ પસાર કરવાને તેણીને કોશેશ કરવી પડતી. ચોપડી ઉઘાડીને બેસતાં તેણી ફકત સોહલનોજ ચેહરો તેમાં જોઇ શકતી, અને રાતે જમી રહયા પછી તો તેણીનો જીવ એટલો તો ઉચટ મારી ગયો, કે દીના આખરે બગીચામાં આવીને ચંદની ઘોરવા બેઠી.

વિચારમાં ને વિચારમાં કેટલો વખત પસાર થઇ ગયો, તેની દીનાને ગણત્રી હતી નહી, પણ જ્યારે એકાએક તેણીની પાછળ કોઇનો અવાજ સંભળાયો, ત્યારેજ તેણી ચોંકી ઉઠી.

"માઇ દારલીંગ, કલાકો સુધી સારા તાંત્યા તોડીને હું તુંને મલવા હયાં ઉભો હતો. દીના મારી વહાલી, હવે હું તુંને મારી આગળથી જવા દેવશ નહિ."

---

# પ્રકરણ ૩૩ મું.

## મોહબતી મકતબ.

દીના ગભરાઈ ગઇ, તોપણ તે ગભરાટ ખુશાલીનો હતો. આ તો સોહલ મોદીનો અવાજ હતો. એ રાથોડી હથેલીમાં તેણીનાં બંને હાથો ઝીકડાઇ ગયા, પ્યારનો અંગાર બાહર કાઢતી એ ચળકતી ચશમો તેણીની સાંમે ટીંગાઈ રહી.

"દીના, તું મારેથી નાહસવાની કોશેશ કરતી હતી" સોહલ તેણી આગળ ગુંઢણમંડયે પડતાં બોલ્યો "પણ તું શું એમ ધારેછ કે એક વેળા મેં તારો હાથ ચુમ્યા પછી હું તુને એમ સેહેલાઇથી જતી મુકશ? તું શું એમ વિચારેછ કે તારા મનહર મુખડાનો પુજારી બન્યા પછી, હું તુને એમ જલદી ભુલી જવશ. નહિ, મારી દારલીંગ, હું તુંને ચાહુંછ. તારી ઉપર હું મારો જાન સદકે કરી ચુકોછ. ઓ નહી નહી, મારી સામેથી તું તારો ચેહરો નાં ફેરવ. દીના–દીના તું કેટલી ઘાતકી છે?"

તોપણ તે ઘાતકી દીનાએ હજુણ સુધી સોહલના હાથમાંથી પોતાનાં હાથ પાછા ખેંચી લીધા હતા નહી. નીચી નજરે દીના, પ્યારનાં તે મીઠા શબ્દો સાંભળતી ઉભી, તેણીની સઘળી આશા અને ખુશાલી એકકી વેળા બાહર ધસી આવી. આહ, ખરેજ દીના પેસીકાકા હમણા તદન સુખી હતી. તોપણ જો તે વેળા સોહલે "લગન" યા તો "ધણીયાણી" શબ્દો વાપડયા હતે, તો કદાચ દીનાની ખુશાલી ઝાઝો વખત ટકી શકતે નહી. સોહલ તેણીને ચાહતો હતો, અને કમનશીએ દીનાને, સઘળા સાચ્ચા પ્યારનો આખરી અંજામ લગનમાં આવે છે, એવી બરાબર

ખબર હતી નહી.

"ઓ દીના હું તુંને ચાહુંછ" તેણીની ચુપકીદીથી હીંમત ધરતાં સોહલે ચલાવ્યું "હજારો વખત મેં તુંને એમ કેહવાની હીંમત કીધી, પણ નહી, મને એરોજ દગદગો લાગ્યો, કે જે પ્રમાણે આંય રોશન માહઓખતાર હમણા મારેથી દુર છે, તેટલીજ તું પણ મારેથી દુર હતી. પણ મારી દારલીંગ, હું હમણા જોઉંછ કે તું જો ખરેખર મારી સાથે ગુસ્સેજ હતે, તો હમણા તારો હાથ મને આપીને તું એમ ચુપ ઉભી રેહતે નહી, તું મારા દીલનો ઉભરો આવી શાંતીથી સાંભળતે નહી. ઓ બોલ દીના, મારે માટે કાંઇબી આશા છે કે ?"

હજુણ પણ દીના ચુપ ઉભી. આહ, કદીબી આવા મીઠા શબ્દો તેણીએ સાંભળ્યા હતા નહિ. તેના હાથનું દબાણ, તેની ચળકતી આંખ્યો, આ એકાંત ફુલોથી ભરેલા બગીચાના એક ખુણામાં ચંદની રાતે પોતાના વહાલાનો ચેહરો જોઇને, કાંઇપણ બોલવા માટે દીનાની જબાં ઉપડી નહિ.

"જો દીના જરા વિચાર કર, કે હવે દુન્યામાં તારૂં કોણ રહયુંછ. તારા જેવી એક એકલી અટુલીને દુન્યામાં આવી રીતે વસવું ઘણું જોખમભર્યું છે. તું જાણેછ ડીયર, કે એક મરદ આસમાન છે, ઓરત જમીન છે, અને જેમ જમીન આસમામાનથી ઢંકાયલી છે, તેમ એક ઓરત પણ મરદના છાયા હેઠળ હંમેશ રેહવી જોઇયે. ઓ બોલ દીના, કે તું મને ચાહેછ."

'હું તુંને ચાહુંછ, સોહલ" ઘણાજ ધીમા અવાજે આખરે દીના બોલી.

"ખરેખર!" સોહલ અજાયબીથી બોલ્યો "તું મને ચાહેછ દીના, મારી મશ્કેરી તો નથી કરતી. ઓ—ઓ એજ શબ્દ એકવાર ફરીથી પાછા બોલ ડીયર, એ તલેસમાતીક શબ્દો એકવાર

ફરીથી બોલીને મારી ખાત્રી કર."

અને તે શબ્દો સાંભળતાં, સોહલે તેણીને પોતાની વધુ નઝદીક લીધી, તેણીનાં ચેહરા ઉપર વાંકો વળ્યો, અને દીનાને સીધી બેહશતમાં મોકલાવી દીધી. તેઓ બંને કેટલો વખત સુધી એક બીજાની ગોદમાં પડી રહયાં, એ કેહવું અશકત છે, પણ એકાએક પોતાની પાછળ અવાજ સાંભળતાં, તેઓ બીદાર થયાં.

"દીના, તું કયાં છે?" લેડી મેહરબાઇનો અવાજ સંભળાયો "હું ધારૂંછ કે મેં હમણા કોઈનો અવાજ સાંભળ્યો."

"હું એવણને મલી શકતો નથી" સોહલ ઉતાવળે બડબડયો "આજે રાતે હું તારા સીવાય બીજાં કોઇનો ચેહેરો જોવા માંગતો નથી. છેલ્લી સલામ, દીના, આવતી કાલે સહવારે આપણે પાછાં મલચે. તેટલાં ગુડ નાઇટ, માઈ ડીયર."

એક તડાકામાં સોહલ તેણી આગળથી ગાયબ થયો, અને જયારે દીના પોતાની ઉશકેરાયલી હાલતમાંથી પાછી સાવધ્ધ થઇ ત્યારે લેડી મેહરબાઈ તેણી સામે આતુરતાથી નઝર કરતાં ઉભાં હતાં.

"દીના, તું એકલી હયાં શું કરેછ. મેં હમણાં કોઇનાં જતાં પગલાંનો અવાજ સાંભળ્યો છે. તારી ખાત્રી છે કે તું હમણા એકલીજ હતી દીના! હા, ચાલ ત્યારે તો અંદર આવ. રાતની વખતે થંડકમાં રેહવાથી તુંને વરી સરદી લાગશે."

દીના પોતાની બાઇ સાથે ઘરમાં જવાને ફરી. ત્યાં કોણ હતું તે તો તેણીએ પોતાના જીવનાં જોખમે પણ લેડી મેહરબાઇને કહયું હતે નહીં. સોહલે તેણીને ના કહયું હતું, ત્યારે શું તે દીલદારના પવિત્ર હુકમને તેણી નાફરમાન થાય!

"દીના" તેઓ ઘરમાં આવવા પછી લેડી મેહરબાઇ બોલ્યાં "તું મને આજે ઘણીજ ખુબસુરત દેખાયછ. છોકરી, મને મોટી

દલગીરી લાગેછ, કે તારી ખુબસુરતીમાં ભાગ લેવા, હયાં કોઇ બીજું મલે નહી. દીના તું મારી સાથે રહીને તારો ભવ એમ કુમારી રહીને અટવાવી નાખશે."

"હું–હું તે કહી શકતી નથી" દીના બોલી "લેડી મેહ-રબાર્ડ હું થાકી ગઇછ, મને રજા આપો."

"પોઢી જા, મારાં પ્યારાં પંખેરાં. સહવારે વેહલ્લી ઉઠજે."

દીના પોતાનાં ઓરડામાં ગઇ, તેણીએ ઉંઘવાની ગમે એટલી કોશેશ કીધી, પણ ફોકત. આખી રાત તાસવીસ કરયા પછી જયારે સહવારે તેણી પાછી જાગી ઉઠી, ત્યારે તેણીનો પેહલ્લો ખ્યાલ સોહલનો હતો. આજે સોહલે તેણીને પાછું મલવાનું વચન આપ્યું હતું.

તે પોતાનાં વચનને સાચો નીવડયો. જયારે બતલરે "મી. મોહીની સલામ સાથે" તેણીને એક સુંદર તુરો ભેટ આપ્યો, ત્યારે તેની તરફથી દીનાને ખબર મલી, કે તે હમણા બગીચામાં તેણીની રાહ જોતો બેઠો હતો. દીના ત્યાં ગઇ, અને તેણીને જોઇને સોહલ ખુશાલીના એક કુદકા સાથે ખડો થયો.

"દીના, તુંને પાછી જોયા વગર હું જરાબી આસાયસ લઇ શકયો નહી" તે બોલ્યો "મને એવું લાગેછ કે ગઇ રાતે જે સઘળું બન્યું તે ફકત સ્વપનુ હતું. બોલ, મારો એ શક દુર કર."

"ગઇ રાતનો બનાવ ખરો હતો" દીના સેહજ હસીને બોલી.

"ત્યારે તો માહરી વ્હાલી, હું આપણા લગન હવે જલદી કરવા ધારૂછ. બોલ, તું મારી ધણીયાણી હવે કયારે બનશે?"

લગન! ધણીયાણી !! અરેરે, આટલો લખત તેણી કેહ જાતની કુંભકરણની નીંદમાં સુતી હતી ? તેણીનાં લગન તો પરેલની

અગીયારીમાં થઈ ચુકયાં હતાં, તેણી તો પાહલી પેસીકાકાની ધણી-યાણી બની ચુકી હતી, ત્યારે શું આંય સોહલ તેણીને આવું કહે-વાને દીવાનો હતો, યાતો તેણી પોતે એવું સાંભળવા મગજથી બેમગજ થઇ ગઇ હતી? દીનાનો ચેહરો કરમાઈ ગયો, અને તે એટલોતો ફીકકો પડી ગયો, કે તેણીમાં એકાએક શું ચમતકાર થઈ ગયો, એ સમજવાને સોહલ કદીબી સામર્થવન થયો નહીં

"દીના, વરી મેં તુંને બોધારચીછ." "તે બોલ્યો તું મારી ધણીયાણી કયારે બનશે?"

દીના તેનાથી દુર હટી.

"હું તમુને કદીબી પરણી શકીશ નહી" ઉજલા સપ ચેહરા સાથે તેણીએ જવાબ આપ્યો

"હવે એમ કેહવાને ઘણું મોડું થઇ ગયુંછ, દીના" સોહલ ગભરાઈને બોલ્યો "તું મને ચાહેછ, અને તેથી હવે જો તુંને જીતવા માટે મને આકાશના તારાઓ પણ નીચે લાવવા પડે તો હું તેમ કરસ."

દીનાએ"હું પરણેલી છેઉ" એવું બોલવાની ધણીબી કોશેશ કીધી, પણ નહી, સોહલને એકપળ પણ દુખી કરવાને તેણીની છાતી ચાલીજ નહી. ઓ, આવો એકરાર કદીબી કરવાનાં કરતાં, દીનાએ પોતાના દીલદારની છાતીમાં એક કતારી વધારે જલદીથી ચલાવી દીધી હતે.

" દીના, તું મને નહી પરણી શકશે!" સોહલે અજાયબીથી પુછ્યું " એમ કેહવાનું કાંઈ કારણ"

"હું તે કેહવા માંગતી નથી" દીના બોલી " ઓ મી- મોદી, હું કદીબી તમારી ધણીયાણી થઇ શકશ નહી."

"આપણે જોઇશું" સોહલ મક્કમ અવાજે બોલ્યો " દીના, હું

સઘળી ઇશ્વિરી શકતીને તાબે થવશ, પણ આંય દુન્યાની કોઇપણ શકતી, તુંને જીતવાના વીચારથી મને વારી શકશે નહી."

"ઓ જાવ, જાવ, મી૦ મોદી, મારી ઉપર દયા કરો, મને જવા દો, મારો ખ્યાલ છોડી દો. ખુદાને ખાતર તમે ગુંનહગાર નાં થાઓ "દીના કરગરીને બોલી.

સોહલ દબાઇ ગયો.

"તોપણ તું મને ચાહેછ, દીના".

"હા, બસ મને જવા દો."

સોહલે નાચારીથી તેણીનો હાથ છોડી દીધો, અને બીજીજ પળે દીના તેને અજાયબીમાં ગરકાવ મુકીને, ત્યાંથી ઝડપી કદમે ચાલી ગઈ.

## પ્રકરણ ૩૪ મું.

### આખરે પીગળી.

નાદાની ! બીલકુલ દીવાની !! તેણીએ શું કરયું હતું, સોહલના પ્યારના શબ્દો સાંભળવા, તેણી કેટલી હદ સુધી મુર્ખી બની હતી, એ સઘળું દીના પોતાના નાદાન, દીવાના, છીછાછળા પ્યારની ધુંધમાં સબરદબર ભુલી ગઇ. નાસીપાસીથી તેણીએ પોતાના હાથ અફાળ્યા. ફકત ગઇ કાલેજ તેણીએ આ ધર્તી ઉપર પોતાને એક સઉથી સુખી અબળા તરીકે પીછાણી હતી, અને હમણા અફસોસ, તે સઘળું ક્ષણભંગુર સુખ પોતાની પીઠ પાછળ પશેમાની અને નાસીપાસીની જગ્યા કરીને તેણી આગળ

થી ઉડાંગરી કરી ગયું હતું. આ બેસમજ કમનસીબ દીના તેણી એટલી તો જવાન હતી, તેણીનું હૈયું એટલુ તો નરમ હતું, તેણીની જીંદગી એટલી તો નીરઆનંદ પસાર થઈ હતી. સોહલનાં પ્યાર તરફ ખેંચાઈ જવાથી જે ઘડીભરનું સુખ તેણીને મલ્યું હતું, તે સુખનો નાશ થયલો જોઈને દીનાં અતયંત બેકરાર બની. તેણી નવધાર આસુઓથી રડી પડી. આ, કદીબી આટલી ખુબસુરત ચશમોમાંથી આવાં કડવાં આસું પડયાં હતા નહી, કદીબી એક પરણેલી સ્ત્રી પોતાના જીવતા ધણી છતાં તેને આટલી બધી ભુલ ગઈ હતી નહી, કદીબી એક માતાએ પોતાનાં એક પુરા ફરઝંદની પવીત્રી યાદને આટલું હીણુ લગાડયું હતું નહી. ફકત "ધણીયાણી" શબ્દ સાંભળતાં દીનાની સુધ્ધી ઠેકાણે આવી, અને ત્યારેજ તેણીને માલમ પડયું, કે જે ધણીને તેણી ખાલેસ પ્યારથી ચાહતી હતી, તેનોજ પ્યાર તેણીને સીધ્ધી દોજખમાં મોકલી દેવાનો દરવાજો હતો. પણ વહાલા સોહલને તેણી એવું કદીબી જાણવા દેશે નહી, અને તેથી તેણીની નીરાસીમાં ઓરબી વધારો થયો. હવે તો તેણીને ફકત એક જ ઇલાજ હતો. સોહલ ઉપર ચીઠ્ઠી લખીને તેને સેવટનો એક એવો જવાબ આપવો કે જેથી તે ફરીથી કદીબી તેણીની અરાસે આવે નહી. જોકે એમ કરતાં તેણીનું હૈયું ચીરાઇ જતું હતું, તો પણ તેણી ઉપર પુર ભરોસો મુકનાર તે વહાલા દીલદારને તેણી એક ગુનેહગાર હતી એવું કદીબી જાણવા દેશે નહિ.

ગરીબ બીચારી દીના. આસુઓથી ભરાઇ ગયલી આંખો સાથે, ધાસ્તી અને નાસીપાસીથી ધ્રુજતા હાથો સાથે તેણી સોહલ ઉપર એક ચીઠ્ઠી લખવા બેઠી, જેમાં તેણીએ જણાવ્યું કે અલબત તેણી તેને ચાહતી હતી, તોપણુ ચોકકસ કારણુ સર તેને પરણી શકતી હતી નહિ. તેણી એવું ઇચ્છતી હતી કે

હવે તે તેણીનો સઘળો ખ્યાલ છોડીને ત્યાંથી ચાલી જાય, નહિ તો તેણી પોતે લેડી મેહરઆકને છોડી જવા તૈયાર હતી.

તે કાગળ એક તુટેલાં અંતકરણનો અવાજ હતો. તેની દરેક લીટીમાં નાસીપાસીનો એકરાર સ્પષ્ટ જણાઈ આવતો હતો, અને તોપણુ તે એક એવું કાગળ હતું કે જે વાચ્યાં પછી તેનો વાચનાર, તેમાં સમાવેલા ફરમાન કરતાં ઉલટી રીતે જવાને વધુ જલદી તૈયાર થાય. સોહલે તે કાગળ ફરીફરીથી વાંચ્યું. તે દીના ઉપર વધુ દીવાનો બન્યો, અને જ્યારે તેણી તેને ચાહતી હતી એવું કબુલ કરતી હતી, ત્યારે પછી તેઓના લગ્ન માટે શું વાંધો હતો, કોણુની નડતર હતી?

"હા, સમજ્યો" સોહલે વીચાર્યું "એ મને નથી પરણવા માંગતી તેનું કારણ એજ કે એ બીચારી એક ગરીબ આરતીસ્ટની છોકરી છે, જ્યારે હું તો—વેલ, આજે મારી દોલત ઉપર ગમે એવાં મોટાં ઘરની પણ કોઈ છોકરી તુટી પડવા નારાજ છે. દીના ડીઅર, હવે હું સમજ્યો. તું એટલી ભલી અને રાંક છે કે મારી સાથે પરણવાથી તું એમજ વીચારતી હશે, કે તું મારા દરજ્જાથી મને નીચો પાડશે."

વળી પાછી સોહલે એક નવી તરકીબ શોધી કહાડી. તેણીને સદાને માટે છોડી જવા તો ખોદા ખયર, પણુ થોડા દીવશ બીજે કંઈ રહીને, પોતાની ગેરહાજરીથી તેણી ઉપર કેવી અસર થાય છે, તે જોવા પછી, તે પાછો પોતાનો પ્યાર તેણી આગળ બમણા જોશથી જાહેર કરશે, અને ત્યારેજ તેણીને શરણુ થવાની ફરજ પડશે. હા, ઠીક તાલ હાથ લાગી. સોહલે તેણી ઉપર પાછો જવાબ લખ્યો, જેમાં તેણે જણાવ્યું કે તેણીના હુકમ મુજબ તેણીને સદાને માટે છોડી જનાર હતો, પણુ તે અગાઉ તે તેણી સાથે એક છેલ્લી મુલાકાત લેવા

ઇચ્છતો હતો.

ગરીબ દીના! આ કાગળ તેણીના મોહતનું "વોરંટ" હતું. અરેરે જેને તેણી પોતાનાં જાન કરતાંબી વધુ ચાહતી હતી, તે આખરે ચાલી જતો હતો. ઓ, અફસોસ, જ્યારે એક દીવશ, એક કલાક, એક ઘડી તેણીને તેનાં વગર ચાલતું હતું નહિ, ત્યારે હવે પછીનાં દહાડા, અઠવાડયાં, મહીના, વરશો, તેણી કેવી રીતે ગુજારી શકશે?

"ઓ, સોહલ, સોહલ" તેણી બાજુની એક ખુરશી પર પછડાઇ જતાં બોલી.

અને જ્યારે તેઓ પાછાં મલ્યાં, ત્યારે તે ચળકતી આંખો તરફ જોતાં દીનાના સઘળા ઠરાવો હવામાં ઉડી ગયા. તેને પોતાની આગળથીદુર કરવાને દીના પોતાની સઘળી કોશેશ અને હીંમત ખોઇ બેઠી. પ્રીય વાંચનાર, તું તેણી તરફ ઘણો સખત થશે નહીં. તેણીની દુઃખી કહાણી લખતાં હવે પછી શું બન્યું તે દરશાવતાં મારી આંખમાં પણ પાણી આવે છે. તેણીની જવાની, ખુબસુરતી, મોહબત, મુર્ખાઇ—એ સઘળું અખુત હતું.

"દીના" સોહલ બોલતો સંભળાયો "તું શું હજુણબી મને તારી આગળથી મોકલી દેવા રાજી છે. તું જાણેછ, વ્હાલી, કે જો કદાચ હું જવશબી તો હું આ ખોખુજ સાથે લઇને જવશ મારૂં આત્માં અને અંતઃકરણ તો તારીજ આગળ હમેશ ભમ્યા કરશે."

દીનાની આંખમાં આસુ આવી ગયાં. તોપણ જો સોહલે તેણીની ખરી હકીકત જાણી હતે, તો જે આડકત્રી રીતે દીનાને પોતાની માંગણીને શરણ થવાની ફરજ પાડતો હતો, તેનાં કરતાં તો તે તેણીને પોતાનાં પગ આગળ મરડું થઇ પડેલી જોવા વધુ ખુશી થતે.

"દીના-દીના તુંને હજુણુબા મારી દયા નહિ આવતી ;"

ખુદા બચાવ. દીનાએ પોતાની બીની આંખ્યો તેની તરફ ઉંચકી અને પોતના ઉજળા હાથો તેની ગરડન આસપાસ વીટાળીને બોલી.

"સોહલ-સોહલ, તુંને જવુંજ જોઇયે, તુંને મારો પીછો મુકવો જોઇએ, પણ-હું-હું તુંને મારી આગળથી મોકલી શકતી નથી. વ્હાલા સોહલ, મારો પ્યાર તારાથી છુટટો પડવા જેટલો નબળો નથી."

બીજીજ પળે સોહલે તેણીને પોતાની ગોદમાં લીધી, અને ગરીબ દીના, તેણીએ પોતાના આસુથી ભીગાયલા ચેહરાને સોહલની પોહળી છાતીમાં આશરો આપ્યો.

"હવે હું કદી નહિ જવશ, વ્હાલી, તુંને મારી ધણીઆણી બનાવીને હવે તો હું જ્યાબી જવશ, ત્યાં તુંને સાથેજ લેતો જવશ." સોહલ બોલ્યો "હા, દીના, હું જાણુંછ કે તું મારી દોલતને તારા માર્ગમાં એક મુશકેલી દાખલ ગણેછ, પણ તારે ખાતર હું એવા પૈસાને થોકડે મારવા તૈયાર છેઉં. કેમ એમજ કેની? બોલીની ડીઅર."

પણ દીના શું ધુર બોલે! એ વફાદારી, એ લગનનો પવીત્ર કોલ, એ ખાંમી ભરેલી કેળવણી તેણીએ એ સઘળાનું સત્યાનાશ વાળ્યું હતું. તેણી સોહલને વધુ વળગી પડી, અને ખુદા તેણીને માફ કરે, એવી દુવાના સંખ્યાબંધ ડચકાંથી તેણીની છાતી ઉચકાઇ ગઇ.



# પ્રકરણ ૩૫ મું.

---

## કીસમતનાં હાથમાં.

ખરેખર દુન્યામાં કેટલીક નાની ચીજો એવી પણ છે કે જેને નીર્બળ તરીકે આપણે ગણી શકતા નથી, અને તેવી એક નાની ચીજ તે ઇનિશાનની જીભલી છે. આજનાં સુધરેલા જમાનામાં મહાન વીદવાનો અને શોધકોએ હજારો મોટી મોટી શોધ કીધી છે, પણ હજુણુ સુધી કોઇ એવો માયનો પુત્ર અવતરયો નથી, કે જે આપણી આ મટુકલી જીભલીનાં સેહજ ફફડાતથી એકવાર બોલાયલા શબ્દો પોતાની કળાથી પાછા ખેંચી લઇ શકે.

દીનાથી તે શબ્દો બોલાઇ ગયા હતા, અને હવે તો જેબી થાય તે, ગમે એવા મોટા ભોગે તેણી તે શબ્દો પાછા ખેંચી લેવા ઇચ્છિતી હતી નહિ. તેણીએ પોતાની ફરજ બજાવવાની છેલ્લી ઘડી સુધી મજબુત કોશેશ કીધી હતી, પણ આખરે તેણી માહત થઇ. સોહલ તેણીને અજાયબીથી જોતો ઉભો. તેણે તો એવુંજ વીચારયું કે તેઓ વચ્ચે "સોસીઅલ" તફાવતને લીધે તેણી આટલી બધી અચકાતી હતી, અને તેથી તે દીનાને વધુ ચાહવા લાયક એક પુતળી વીચારવા લાગ્યો.

"દીના" તે બોલ્યો "આય મારી જીંદગીની એક સહુથી સુખી ઘડી છે, અને તે હું આંય તારાં આંસુઓથી બગાડવા માંગતો નથી."

નહિજ. તેની ખુશાલીમાં તેણી જરાબી ખતરો પડવા દેશે નહિ. દીના જરા હસી અને તેણી તદ્દન સુખી હતી એવી સોહ

લને ખાત્રી આપી.

"અને હવે દીના હું આપણા લગન જલદી કરવા ધારૂછ. બોલ ડીયર તુંને લગનની વીંટી કયારે પહેરાઉં."

"મને હમણા નાં પુછ. હું વીચાર કરીને તુંને જણાવશ."

"જેવી તારી મરજી."

એકાએક તે ઓરડાનું બારણું ઉઘડયું. અને લેડી મહેરબાઈ ત્યાં દાખલ થયાં. તેવણ પોતાની સામે આ નાના "ટ્બ્લા"ને જોઈ ગુંચવાઇ ગયાં. સોહલ કાંઇ બોલવા ગયો, પણ મેહરબાઇએ તેને અટકાવ્યો.

"ખુલાસાની કાંઇ જરૂર નથીં" તેવણ હસીને બોલ્યાં "આશ એક એવો દેખાવ છે કે જે પોતાની મેળેજ સઘળો ખુલાસો કરે છે."

"મને મુબારકબાદી આપો, મેહરબાઇ" સોહલ બોલ્યો "કારણ હું આખી દુન્યામાં એક સૌથી ખુબસુરત છોકરી જીતી શકયો છું."

લેડી મેહરબાઇએ દીનાનો હાથ પકડીને તેને વ્હાલથી દાબ્યો.

"જો આખી દુન્યામાંથી મારા બેસી માટે મને એક બૈરી શોધવા કહેવામાં આવ્યું હતે, તો હું તુંનેજ પસંદ કરતે, ડીઅર" તેવણ બોલ્યાં.

આખરે સોહલ તેઓને ત્યાંજ મુંકીને કેડે વીદાય થયો, અને થોડો વખત પછી દીના પોતાના ઓરડાની બારી આગળ વીચાર કરવા એકલી ઉભી. તેણી ગભરાઇ ગઇ; જે ઉતાવળું પગલું તેણીએ ભરયું હતું, તેનો વીચાર કરતાં તેણી ધુજવા લાગી. સમી સાંજનો તે થંડો સમો હતો, ખરેજ શાંત મને વીચાર કરવા લાયકનોજ તે વખત હતો, તોપણ બાહરની શાંતી સાથે સરખાવતાં દીનાનાં વીચારો ઘણાજ તોફાની હતા. કમ-

નસીએ તેણી પાહલી પેસીકાકાની હકદાર ધણીયાણી હતી, અને લગનનો ગાંઠ કદી તોડી શકાતો નથી, એ સઘળું તેણી હમણા ઘણી સારી રીતે સમજતી હતી. તેણી ખુદાના ફરમાનને જાણતી હતી, પ્રમાણીક મરદો અને આબરૂદાર સ્ત્રીઓનો તરીકો સમજતી હતી, અને તેથીજ હમણા તેણીની ખાત્રી થઇ કે મોહત સીવાય તેણી પાહલીથી છુટી થઇ શકનાર હતી નહિ. દીનાએ ઉંચે આકાશ તરફ નજર કીધી. આહ, પશ્ચીમ મુખડા તરફ તે અસ્ત પામતો સુર્ય શું કેહતો હતો? એટલુંજ કે આજે હજારો સદીઓ થયાં, તે રોજ એક સરખી રીતે ખુદાના કાયદાને માન આપીને વફાદારીથી ઉગતો તેમજ આઠમતો હતો; ચંદ્રમાં પણ પૃથ્વીની આસપાસ તેટલીજ ઈમાનદારીથી ફરતો રહયો હતો; દીનાએ દરયાનાં મોજાઓ તરફ નજર કીધી. તેઓ પણ ભરતી અને ઓટના એકસરખા કાયદાથી તે ફીરતાંર તરફ પોતાની નીમકહલાલીની ગવાહી આપતાં હતાં, તેણીએ બગીચાના ઝાડ ફુલ અને પક્ષીઓ તરફ જોયું, અને સઘળે ઠેકાણે તેણીનો જવાબ એકજ હતો કે ખુદાના નીર્માણ કરેલા કાયદા કદીબી ફેરવાતા નથી. અફસોસ, તેની સઘળી પેદાયશમાં ઈનશાન માત્ર એકલુંજ છે કે જે બાજે વેળા તેનાં કાયદાનો ભંગ કરવાની શરકશી કરી રહે છે. પણ બીજીજ પળે દીનાએ પોતાનો બચાવ કરવાનો વીચાંર કરયો. લગન એક શું ચીજ હતી? તે એક સ્ત્રી અને મરદને સાથે જીંદગી ગુજારવાનું ફકત એક સાદું હતું, દોલત અને દરજ્જનાં સુખ ઉપર ચઢી જવા એક તકલીદી ખેંચાણ હતું, પોતાનાં સ્વાર્થને ખાતર બીજાની મદદ લેવાનું એક મોટું સાધન હતું, જ્યારે તેની મુખ્ય મોતેબરી ઘણાજ થોડા સમજતા હતા. લગન એક શું ચીજ હતી? અરે, તે તો બે એક સરખાં આત્માનું જોડાણ હતું! પાહલી સાથે પરણીને તેણી

એક જુદા પ્રકારનાં આત્માં સાથે ભુલમાં જોડાઈ ગઈ હતી, અને હવે જ્યારે તેણીને સોહલમાં પોતાનું બીજું ખરૂં આત્મા જડયું હતું, ત્યારે તેને પરણવામાં શું વાંધો હતો? આ એક કંગાળ "લોજીક" હતી, મગર આવી રીતે દીનાને સહેજ સધ્યારો મલ્યો.

તોપણ દીના પોતાનાં અંતકરણમાં બરાબર સમજતી હતી, કે તેણી એક એવો ગુનાહ કરતી હતી, કે જેને માટે સઘળો પશ્ચાતાપ ફોકત હતો. ઓહ, એ માટે કોઇપણ દાખલા, દલીલ, પુરાવા તકરાર સઘળું નકામું હતું. સત્યતા સામે સ્યાણપત ટકી શકતી નથી. તોપણ તેણીની ભવીષ્યની જીંદગી એટલી તો મધુર જણાતી હતી, તેણીનો પ્યાર એટલો તો અઠાગ હતો કે હવે તો સોહલ સાથે પોતાની દુખી જીંદગીની કીસ્ટી તરાવવા યા ડુબાડવા, તેણી તૈયાર હતી.

"મારી ખાત્રી છે કે ખુદા મને માફ કરશે" દીના બડબડી "હા. મારી આગળી દુખી જીંદગીનો ખ્યાલ કરીને ખુદાયજી મને જરૂર માફ કરશે."

ઓ વાંચનાર, કદીપણ સચ્ચાઇ અને જુઠ્ઠાઇ સામે એક અંતઃકરણમાં આવી સખત લડાઇ જાગી હશે નહિ, કદી પણ લાલચ, આટલી બધી લલચાવનારી નીવડી હશે નહિ. આહ, આવા કતોકત વખતે દીનાને જો એક માતાની વાજબી સલાહ મળી હતે, કોઈ દુન્યાદારીથી અનુભવીની ચેતવણી મલી હતે, તો તેણીં પોતાની બીનઅનુભવી લાગણીને કદીબી શરણ થતે નહિ. ક્ષમાં વાંચનાર, આંય દુખી દીનાને ધીકકારી કહાડવા અગાઉ બરાબર વીચાર કરજે, યાદ રાખજે કે તેણી એક કાળજીવંત માતપીતાનાં આશરાથી બાકાત હતી, કોઇબી સગાં વહાલાંની સંભાળ વગર કમનસીબ હતી, વાજબી નીતીરીતીની કેળવણીથી

અંજાણ હતી, ત્યારે તેણીને આવી રીતે પોતાની લાગણીને શરણ થવા માટે ઓ વાંચનાર, તું આંય દુખી દીનાને ધીક્કારથી હસી કહાડવા અગાઉ, સાત વાર વીચાર કરજે.

દીનાને એક વીચાર સુજ્યો. તેણીએ કેડે વાંચ્યું હતું કે અસલી રોમન છોકરીઓ પોતાની મોહબતની ફાળ એક નાળા યાતો તલાવમાં કાગળની એક નાવ નાખીને નકી કરતી હતી.

"હું પણ એમજ કરશ" દીના બોલી "કારણ જયારે ખુદા તરફથી મને કાંઇજ જવાબ નથી મળતો, ત્યારે આંય કાગળની નાવ પોતાનાં મુંગા જવાબથી મારી ભવીષ્યવાની કહી આપશે."

તુરતંજ દીનાએ કાગળનું એક મોંટું વ્હાન બનાવ્યું, અને તે લઇને બગીચાનાં ફુવારા આગળ જઇ ઉભી.

"આંય મારી આકાશવાની છે." તેણી બોલી "જો એ નાવ કાંઇપણ અડચણ વગર સીધી સડસડાત પેલે પાર જઈ શકશે, તો ખચીત જે સુખ હમણા મને મળનાર છે તે હું મારા હાથમાંથી જવા દેવશ નહિ—હું સોહલ મોદીની ધણીયાણી બનશ. પણ જો પવનના સપાતાથી, પાંણીના જોશથી, પાંદડાંનાં ખણખણાતથી, એ નાવ અટકી જાય, ડુબી જાય, યાતો ભાંગી જાય, તો પછી દુન્યાની કાંઇપણ ચીજ મને સોહલ મોદીને પરણવાને લલચાવશે નહિ. જા, ઓ કીસમતની કીસ્તી સધાવ, અને મારો ફેંજ નકકી કર."

દીનાએ ધુજતા હાથે તે વ્હાન પાણીની સપાટી ઉપર મુકયું, અને હવે શું પરીણામ આવે છે તે જોવા ફુવારા ઉપર આતુરતાથી વાંકી વળી.

ધીમે ધીમે તે કીસ્તી આગળ વધતી ગઇ. એકાએક પવનનો સુસવાતો આવ્યો. ઓ, તે કીસ્તી હામાડોલ થવા લાગી. દીનાનું હઇયું ઠંબ થઈ ગયું. શુકે ખુદા, તે પાછી આગળ ચાલી.

પણ તેનો માર્ગ સેહલ હતો નહીં. જરા આગળ જતાં તે ફુવારા સુધી નીચે ધળી પડેલાં માંદડાંઓમાં ભેરવાઇ ગઇ. ઓ અફસોસ, અફસોસ, સાહેબજી વ્હાલા સોહલ તુંને છેલ્લી સલામ, પણ તે નાવની જીંદગી હજુણુ લાંબી હતી. પવનનાં સુસવાતાએ તેને ભયમાંથી મુક્ત કીધી, અને ત્યાર પછી દીનાની સઘળી આશા અને ખુશાલીની તે કીસ્ટી સડસડાટ આગળ વધીને આખરે સાંમી બાજુ સહીસલામત તરીપાર ઘસડાઇ ગઈ.

"શુક્રે ખુદા" દીના અતયંત ખુશાલીથી બોલી "હવે મારૂં ભવીષ તદન ચોખ્ખું છે."

બસ—હવે સેહજ પણ દગદગો રહયો નહી. દીના પેસીકાકાને હવે કાંઇનીબી દરકાર હતી નહી, કારણ જયારે ખુદાએ આ હોડી મારફતે તેણીને મુંગો જવાબ આપ્યો હતો, ત્યારે સોહલ સાથે પરણીને તેણી સુખી થાય એમા કશો સંદેહ હતો નહિ!

## પ્રકરણ ૩૬ મું.

### સોહલ વગર સઘળું નકામું.

"દીના" તેઓ અદ્રાયા પછી એક દીવશે સોહલ બોલ્યો "દીના મને તારો ચેહરો જોઇને કાંઈ ઘણો સંતોષ મલતો નથી. ડીયર, આંય તારા સુંદર રૂખસાર ઉપર મને આજે કેટલો વખત થયો ચીંતાની નીશાણી જણાયછ."

"ચીંતા, ઓ સોહલ, તારી સાંથે પરણવામાં મને ચીંતા શાની હોય? જો, હવે કાંઇ જણાયછ." દીના કાંઇક ક્રોધેશ

કરતાં બોલી.

"નહિ, પણ હું એમ પુછું કે તું કોઈ કોઈ વેળા મને ઘણીજ વીચારવંત દેખાયછ. તેનું કારણ?"

"તે કારણો ઘણાબી છે. હું વારંવાર એવું વીચારૂંછ કે જ્યારે તું મને તારા મેહલ જેવા બંગલામાં લઈ જશે, અને હું જો ત્યાંની શેઠાણી બનવા બરાબર લાયક નીવડું નહિ, તો પછી તું મારા વીશે શું વીચારશે?"

"એમ! વેલ આજે તો મોટે ઘેરના બૈરાઓ તેઓને ઘરનું કામ નહિ આવડવા વીશે બધાં આગળ ઘણી ઉકમાઇથી વાત કરેછ, તેથી હવે એ બાબદ તુંને ફીકર કરવાનું કાંઈ કારણ નથી. બસ હવે તો તારી ધાસ્તી દુર થઇની.

"હા, વ્હાલા" દીના હસીને બોલી. પણ વાંચનાર, તેણીની ધાસ્તીનું ખરૂં કારણ તો સુરતમાં સમાયું હતું, એવું સોહલની બલાનેબી ખબર હતું નહિ.

ન્યુસપેપરોએ તેઓના નઝદીક આવતા લગન માટે છાપાછાપ કરી મુકી. કરાંચીનો માતબર શેઠયો સોહલ મોદી, લેડી મેહરબાઇ જસાવાલાની ખુબસુરત કંપેનીઅન મીસ મેહતા સાથે પરણનાર હતો, એ ખબરથી મોટે ખાંચરે કાંઇક ચકચાર થઈ રહી. ઘણાક માય બાપોનાં ચેહરા આ ખબર વાંચી ઉદાસ થઇ ગયા, ઘણીક કેહવાતી "ઍક્કોમપ્લીશડ" છોકરીઓની આશા જમીનદોસ્ત થઈ ગઈ, અને હાલનેકાજતો આ મીસ મેહતા તેઓ સઘળાની અભીત્રીની "તારગેટ" થઇ પડી.

દીના આ ખબર વાંચીને ધીકકારથી એક જાતનું નફ્કરૂં હસવું હસ્તી હતી. આહ, આ ખબર સુરતમાં પાહલી અને સુનઈ કદીબી વાંચી શકશે કે? અને જો એક બાગીં તેઓ વાંચેબી, તોપણ તેઓને કયાં ખબર હતી કે મીસ મેહતાના નામ હેઠળ

ત્યાં એક કેવો જબરદસ્ત ભેદ સમાયો હતો; અને તે વેળા તેણીનો સુંદર ચેહરો ધીકકારની કરચળીથી બદસુરત બની ગયલો જોઇને સોહલ પણ કમકમ્યો હતો.

લગનની તઇયારી થઇ રહી. અને તે કાંઇ પણ ગડબડ યા તો ધામધુમ વગર કરવા દીનાએ સોહલને તેમજ લેડી મેહરબાઇને ગમે એટલી અરજ કીધી, પણ તેઓ એકના બે થયાં નહી. અફસુસ કરીને લેડી મેહરબાઇ તો આ બાબદ પોતાની કંપેનીઅનનાં સઘળા વાંધાઓ હસી કાઢવા લાગ્યાં.

"મરેરે, આય મારા સોહલના લગન એમ સુમસામ જેવાં શું થાય!" તેવણ વારંવાર બોલતા હતા, અને આગળ રહીને સોહલને તે માટે ઉસકેરતાં હતાં. ગરીબ બીચારો સોહલ, પોતાની બૈરી ઉપર તે એટલો તો કુરબાન હતો, કે તેણીને માટે તરેહવાર કાપડના તાકાને તાકા ઘસડી લાવ્યો, મડમોને ત્યાં તેણીના બ્લાઉઝ અને પોલકા સીવવાનાં ઓરડર આપ્યા, અને ઝવેરીઓની દુકાન પર તો ચાલુ દરોરો પડતો. આવા લખલુત ખરચ માટે દીનાની સઘળી સમજાવત ફોકટ ગઇ. મેહરબાઇ પણ જાણે આગળ રહીને પોતાના બેસીને ખુવાર કરવાજ માંગતાં હોય તેમ જ્યારે તે રૂપ્યા બે હજારમાં દીનાને માટે ફકત ત્રણ બધી ભરેલી કસબી બનારસી સાડી ખરીદી લાવ્યો, ત્યારે તે જોઇને તેવણ ચું કે ચાં કરી જરાબી સસરયાં નહી. આખરે લગનની એક દીવશ અગાઉ સઘળી ખરીદી ખતમ થતાં, સાંહજ પછી, લેડી મેહરબાઇએ દીનાને પોતાના ઓરડામાં બોલાવી.

એકવાર ફરીથી દીના પોતાનાં બીજા લગનનો વાગો જોવા તે ઓરડામાં દાખલ થઇ. તેણી ગભરાઇ ગઇ. પોતાની સાંમે પડેલા, તાકા, લેસપીસ, રીબન, બુત, મોજાં, ઘરેણા, વગેરે વગેરેનો એક જબરદસ્ત જમેલો જોઇને દીનાની આંખે અંધારાં

આવી ગયાં. ઓ, કદીપણ એક કન્યા પોતાના ધણી તરફથી આવો સુંદર અસબાબ મેળવવા નશીબવંત નીવડી હતી નહી, અને જો દીનાની ખુશાલીમાં કાંઇ ખતરો ન હતે, તો તેણી આ સઘળું જોઇને જરૂર દીવાની બની જતે, કારણ એક સુંદર પોશાક, ગમે એવી પણ નવંગર યા મુફલેસ, દાહી કે નાદાન, અભણ યા ફીલસુફ અબલાને મનસે, જીંદગીની સઘળી ખુશાલી અને મોજમજાહ કરતાં વધારે આળા છે! આ સઘળું તેણીનું પોતાનું હતું, પણ તે મેળવવા તેણીએ શું ભોગ આપ્યો હતો, તે તો તેણીનો ખુદાજ જાણે, દીના ધ્રુજતી ચુપ ઉભી. "રતન-મમાં"નાં બંગલામાં બ્હાહલી સાથનાં લગનની સહવાર તેણીનાં મગજ ઉપર સઘળી બારીકી સાથે હમણા ધાઈ આવી, અને તે યાદને દાબી દેવા માટે વારંવાર દીનાનો હાથ તેણીની છાતી આગળ જતો હતો. તેણી એવી તો હરણફાર જેવી ઉભી રહી, કે મેહરબાઇને તેણીની આવી હાલત જોઇ રમુજ ઉપજી.

"આ સઘળું મારે માટે છે" દીનાએ આખરે પુછ્યું.

"હા, દીકરી, તારા સીવાય એ સઘળી ચીજો માટે બીજું કોઇ લાયક નથી." મેહરબાઇ હસીને બોલ્યાં.

"પણ-પણ હું એ સઘળાંને શું કરૂં? આંય સઘળો અસબાબ તો એક રાણીને લાયકનો છે. મારા જેવી એક ગરીબ આરટીસ્ટની દીકરીને એ બધું કેમ છાજે?"

"હું તે સમજુંછ, ડીઅર" મેહરબાઈ બોલ્યાં "હું કબુલ કરૂંછ કે તું એક ગરીબ આરટીસ્તની દીકરી છે, તોપણ તું હમણા એક માતબર શેઠયાની પસંદ કીધેલી મોહરદાર છે. જો દીના હું આજે એ બાબદ તુંને કાંઈ શીખામણ આપુંછ કહીબી આપના પોતાનાં વીશે જોઇએ તે કરતાં વધારે ઓછી કીંમત કરવી નહિ. ધ્યાણ રાખજે દીકરી, કે લોકો આપનાં પોતાને મોંયેથી સાંભળેલી

વાત જાણીનેજ આપણી આંકણી કરે છે. તું જો હમણા કોઇ આગળ એમ કહે કે તું કોઇબી કામ યાતો ચીજને લાયક નથી, તો તેઓ પણ તુને એવીજ વીચારશે, અને પરીણામમાં તુંને કોઇ વેળા મોટું નુકસાન ખમવું પડશે."

તે દીવશે રાતે મોડે સુધી સોહલ તેણીની નઝદીકમાંજ દમકયા કીધો. તેનાં હાથોનું દબાન હજુણ તાજુજ હતું, તેની આંખનાં પલકારા જેવાને તેવાજ હતા.

"દીના, આવતી કાલે તું મારી ધણીઆણી બનશે" તે બોલ્યો "ઓહ, હવે આવતી કાલ સુધી હું કેમ જીવસ."

આખરે દીના પોતાના ઓરડામાં એકલી પડી. તે ઓરડો તેણીની આસપાસ ફરતો જણાયો, અને જ્યારે તેણી બીછાણે પડી, ત્યારે ખુશાલી અને દલગીરીના સેંકડો વીચારોના વમલથી દીનાના મગજમાં એક જબરદસ્ત બંદ જાગ્યું. તે રાત્રે દીનાએ એક અજાયબ જેવો સ્વપણો જોયો. તેણી પાછી સુરતમાં પેલા કેદખાણાં જેવાં ઘરમાં ગઇ હતી, અને ત્યાં ફીરોઝને મરવા સુતેલો દીઠો હતો. પાહલી તેણી તરફ ગુસ્સાથી જોતો હતો, જ્યારે સુનઇ તેગીને ફીરોઝનાં પાલણા આગળથી દુર ઘસડી જવાની કોશેશ કરતી હતી. પણ તેટલામાં ફીરોઝે પોતાની મોહતની આંખ્યો ઉંઘાડી, અને પોતનાં હાથ ઉંચા કરીને બોલ્યો:—

"મમાં—મમાં, મને છોડી નાં જાવ."

દીનાના કપાલ ઉપર પરસેવાનાં ટીપેટીપાં ફુટી નીકલ્યાં, અને જ્યારે તેણી જાગી ઉઠી, ત્યારે પાછલી રાતે પશ્ચિમ કીનારા તરફ અસ્તપામતા ચંદ્રમાની રેશની તેણીનાં ઓરડામાં તૈયાર પડેલી પીગાની અને ગોલાબાસની એક સેસ ઉપર પડતાં, દીનાને એક હરૃદય ભેદક નીસાસા સાથે યાદ આવી કે હવે થોડા કલાકમાં તેણી સોહલ મોદીને પરણનાર હતી.

"મમાં મને છોડી નાં જાવ" તે અવાજ પાછો સંભળાયો.

એક કુદકા સાથે દીના ઉભી થઇ. તેણી તેને પકડવા દોડી, પણ ફીરોઝ ત્યાં હતો નહિ, કયાંથી હોય ? અરે, તેણીનો દીકરો તો આજે દસ વરસ અગાઉ ગુજરી ગયો હતો.

"ઓ ફીરોઝ-ફીરોઝ" દીના કગળાને બોલી "તું આજે જીવતો હતે તો હું આવી મુરખાઇ કદીબી કરતે નહિ."

અરેરે, વાંચનાર, તેણીએ પોતાની માતાપણાની મીઠી બક્ષેસનું શું કીધું હતું? જયારે તેણી પોતાનાં બચ્ચાંને પેલી દુન્યામાં પાછી મળશે, ત્યારે તે બાલક તેણીને શું કેહશે ? શું તે, તેણીને-સોહલ મોદીની ગેરકાયદેની ધણીયાણીને-એક માતાના મીઠા પવીત્ર એલકાબથી બોલાવશે ?

દીનાં પાછી પોતાના બીછાણા ઉપર પછડાઇ પડી, અને વળી પાછો સ્વપનામાં તેણીએ ફીરોઝનો મરતી વેળાનો ચેહરો દીઠો.

## પ્રકરણ ૩૭ મું.

### જીવતા ધણીપર બીજો ભરથાર.

આખરે લગનની સહવાર પડી, અને જ્યારે દીના જાગી ઉઠી ત્યારે લેડી મેહરબાઇ તેણીનાં બીછાણા આગળ હસ્તે ચેહરે ઉભાં હતાં. તેણીના લગન "રોશન મેહલ"માંજ થનાર હતાં, અને સહવારનોજ વખત નકકી કરેલો હોવાથી, થોડાજ વખતમાં દીનાને લગનનો પોશાક પેહડાવવાની દોડાદોડ થઇ રહી. ચાર પાંચ જણીઓ તેણીનાં કપડાં લેવા માટે આમ તેમ દોડધામ કરવા લાગી, તેણીની સફેદ ગરદન હીરા, મોતીના હારથી ભરાઇ

ગઈ, અને જ્યારે તેણી પોતાનાં લગનનાં કંપલીટ પોશાકમાં સજ થઇ રહી, ત્યારે આરસીમાં નજર કરતાં તેણી કોઇ મોટા કાપડયા યા તો ઝવેરીની દુકાનમાં નમુના માટે મુકેલાં એક પુતલાં મીસાલ લાગતી હતી.

દીના તે દીવસે પોતાનાં આગલાં લગનની સહવાર યાદ કરતી પોતાને અટકાવી શકી નહી. તે વેળાએ "રતન મમા"એ તેણીને એક સાધારણ સાડી પેહડાવી હતી, કે જે તેણીએ ઘણીજ કીંમતી વીચારી હતી. પાહલીએ તેણીને પરેલની અગીયારીમાં લઈ જવા એક ટેક્ષી બોલાવી હતી, કે જે તેણીએ ધામધુમનાં એક સઉથી લખલુટ ખરચ તરીકે ગણી હતી.

ઓહ, શું તે આગલી યાદ તેણી કદીબી ભુલી શકશે? જ્યારે તે કમબખ્ત બનાવ ભુલી જવાની વીશેષ જરૂર હતી, ત્યારેજ તે પોતાનાં બમણા જોશથી તેણીનાં મગજ ઉપર ધાઇ આવીને તેણીને સરગરદાન બનાવતો હતો. દીના જાણે સ્વપ્નો જોતી હોય એવી રીતે પોતાની આસપાસની ધમચકરી જોવા લાગી. સ્વપ્નામાંજ તેણી નીચે જવા ઉતરી, ગાડી અને મોટરોનો ખણખણાટ અને પરોણાઓની ધધુખર તેણીને સેંકડો માઇલ દુર માલમ પડી, બેંડનાં મીઠા સરોદો તેણીને કવચીતજ સંભળાતા હતા, પોતાની આસપાસ શું બનતું હતું, તેનું તેણીને કશું ધ્યાન હતું નહી, પણ જ્યારે તેણી સોહલની બાજુમાં જઇ ઉભી, ત્યારે તેણી બીદાર થઇ.

આશીરવાદની ક્રીયા શરૂ થઇ ચુકી. ઓ ખુદા, તારી દયા અને મારીની ત્યાં બેકેલી ખુબસુરત કન્યાને કેટલી જરૂર હતી? સોહલ, તે સફેદ સાડી નીચે, તેણીનો તેટલોજ ઉજળો સપ ચેહેરો જોઇને અજાયબ થયો. તે થરથર ઉડી જતા હોઠોમાંથી શું શબ્દ નીકળતા હતા, એ વરરાજાની મોટી મુજવણ હતી. ખુદા ખબર

કરે, કે દીના પોતાને માથે તે આગલા લગનનાં ભયંકાર સોગંદના બોજા સાથે, હમણા પોતાની પાસે બેડેલા જવાનને ચાહવા, તેમજ વફાદાર રેહવા, અને એવાજ બીજા જુઠ્ઠા સોગંદ લેવાનો ગુનાહ કરી રહી હતી. ખુદા બચાવ. " મોહત સુધી તમો બન્ને છુટ્ટાં થઈ શકશો નહિ."

આવા ભયંકર સોગંદ, આવા પવિત્ર કોળને તેણીએ ઠોકડે મારયા હતા. તેણીનો ચેહરો વધુ ફીકકો પડી ગયો, તેણીનું ગળું સુકાઇ જતું હતું, દીનાની આંખે અંધારા આવવા લાગ્યાં, અને તેણી હમણાજ ભોંયપર તુટી પડીને મરણ પામશે એવું તેણીને લાગ્યું. દીનાની નજર સામેથી તે દસતુર દાવરો અને પરોણાઓ સઘળા ગુમ થયા, ત્યારપછી સોહલના અવાજે તેણી જાગી ઉઠી, કારણ તે " મારી મીઠી મોહરદાર " એવું કાંઇ બડબડયો હતો. આશીરવાદની કીર્યા ખતમ થઈ હતી.

" દીના, મારી વ્હાલી તું સીક તો નથીની?" સોહલે પુછયું " તારો ચેહરો કેટલો ફીકકો છે."

" હું સારીકાની છેઉ, સોહલ" તેણીએ ખાત્રી આપી.

ત્યારપછી દરેકજણ આવીને તેણીને મીસીસ મોદી તરીકે મુબારકબાદી આપવા લાગ્યું, રૂપ્યાનાં પડીકાં અને જણસના દાબડાથી તેણીનાં હાથો દરમીનીટે ભરાઈ જતા, તોપણ તે સઘળી ભેટો લેનાર કન્યાનો જીવ તદન ઉચત હતો. આખરે તેઓને ઘરે જવાનો વખત થયો, કારણ સોહલે નેપીઅનસી રોડ ઉપર " દીના લોડજ " કરીને એક સુંદર બંગલો લીધો હતો, અને ત્યાં તે પોતાની ધણીયાણી સાથે રેહનાર હતો. પરોણાઓ તેણીની આસપાસ ફરી વળ્યાં, તેણી સુખી રહે એવા ઉદગારો ચો તરફ ફેલાઇ રહયા, અને જ્યારે તેઓ સઘળાં વીખેરાઇ ગયાં, ત્યારે પેલી અંગ્રેજીમાં કેહતી છે કે "જે સૌથી છેલ્લો હસે છે, તે સઉથી

સરસ હસે છે," તેમ લેડી મેહરબાઈ તેણીને મુબારકબાદી આપવા છેલ્લાં આવ્યાં.

"સધાવ મારી દીકરી, જીવતી રેહજે ને સુખી રેહજે" તેવણ આંખપાણી કરતાં બોલ્યાં. "ઓ દીનું તારી સાથે મેં મારા દસ વરશો એવાં તો સુખમાં ગુજારયાંછ, કે હવે તારા વગર મને ચેન પડશે નહિ. તોબી હું દલગીર નથી. લાવ દીકરા. તારૂં માથું નઝદીક લાવ, અને તારાં બેહન યાતો આંય તોલનાં શેઠાણી તરફથી આંય નજીવી ભેટ કબુલ કર."

અને આટલું બોલતાં લેડી મેહરબાઈએ તેણીનાં ગળામાં રૂપ્યા એક લાખની કીંમતનો હીરાનો હાર સેરવી દીધો.

"આંય હાર મારાં માયજી તરફથી મને લગનની રીતમાં મલ્યો હતો" તેવણ બોલ્યાં" અને મારી દીકરી દાખલ એ હું તુંને આજે આપુંછ."

ત્યાર પછી દરવાજા આગળ મોટર આવી ઉભી, અને સોહલ સાથે પોતાને ઘરે જવા દીના તે મોટરમાં એકલી પડી. સોહલે તેણીનો ચેહરો પોતાની તરફ ખેંચ્યો, અને દીના તેની છાતીમાં માથું છુપાવીને દુસ્કે દુસ્કે રડવા લાગી. પણ સોહલ તેણીને રડતી જોઇને કાંઈ અજાયબ થયો નહી. વેલ, લગન એક ગંભીર ક્રીયા હતી, તેણે વીચારયું, પણ તેની મુખ્ય અજાયબી તો એ હતી, કે તેણીનાં હોઠોમાંથી શા માટે દરપળે બંદગીના ધીમા સખુન નીકળી પડતા હતા? સોહલ થોડીક મીનીટ ચુપ બેસી રહયો, અને ત્યારપછી તે ચેહરો ઉંચકીને તે સઘળાં આંસુ લુછી નાંખ્યાં

"દીના, મારી વ્હાલી, હવે તુંને રડવાનું શું કારણ છે" તે અતયંત માયાથી બોલ્યો "હવે આંય ઘડીથી તું મારી પોતાની છે. બસ, હવે એકબી આંસુ હું તારા ચેહરા ઉપર જોવા માંગતો

નથી. હવે જરા હસ, દીના."

દીના હસી, તેણી જરા તતાર બેઠી, પોતાનાં શોકાતુર વિચારો પખોડી કાઢયા, અને ભવીષ્ય માટે સોહલ સાથે વાતે વળગી.

આખરે "દીના લૉડજ" આગળ તેઓની મોટરકાર થોભી, અને ત્યા સોહલના કેટલાક દોસ્તો અને ખેરખાહો તેણીને મીસીસ મોદી કરીને મુબારકબાદી આપવા લાગ્યા, ત્યાંના નોકરોએ પોતાની નવી શેઠાણીને નમી નમીને શલામ કીધી. જયારે દીના તે બંગલાના સુંદર આરાસ્તે કીધેલા દીવાનખાનામાં દાખલ થઇ, ત્યારે ત્યાંનું રાચરચીલું જોઇને, સોહલ માટે દીનાનું હૈયું મગરૂરીથી ઉછાળા મારવા લાગ્યું. તેણીની આંખ્યો ચમકવા લાગી, અને તેણીની સઘળી ધાસ્તી અને ફીકર દુર થઈ ગઇ. ઓ, હવે પછીનાં જે આફતકારક દીવસો તેણીને માટે ફાજલ હતા, ત્યારે છેલ્લી ઘડી સુધી, દીના પોતાના લગન પછીની ઘરે આવવાની તે સુખી સહવાર ભુલી ગઇ હતી નહી.

સોહલે તેણાનો હાથ પોતાનાં હાથમાં લીધો.

"તારે ઘરે ભલે પધારી" તે હસીને બોલ્યો "મારા આશરા હેઠળ તું દરેક કલાક સુખમાં ગુજારે એવું મારૂં ઈચ્છવું તુંને આમીન થાય."

દીના કાંઇપણ બોલી નહી. જ્યારે તેણી સુરતમાં પાહલીને ઘરે ગઇ હતી, ત્યારે તેણીને ત્યાં મલેલા આવકાર સાથે આ કેવી જબરદસ્ત શરખામણી હતી ?

અને તોપણ તેણીની વાજબી જગ્યા ત્યાંજ હતી ! ખુદા કે જેની દયાનો પાર નથી, તે તેણીની દુઃખી ગઈ ગઇ ગુજરી ધ્યાનમાં લઇને તેણીને જરૂર માફ કરયા વગર રહેશે નહી.

## પ્રકરણ ૩૮ મું.

" ભરમ ભેદ દીલનો સીવા દીલ ન જાણે,
દુખી દર્દીનો દંખ ન કોઈ પીછાણે;
દીવો રોશની પુર ઝલકથી ઝલે છે,
ન જાણે ગમારો શું દુઃખથી બળે છે."

* * * *

સોહલ મોદી પોતાની ખુબસુરત પરણેતરને ઘરે લાવવા પછી આજે સાત વરશ વહી ગયાં હતાં,અને તે અરસામાં દીના ભાણુસાઇ લોભ અને કીર્તીની સઉથી ઉંચી ટોંચે પુગી ગઇ હતી. જીવતી જીંદગી દરમ્યાન તેણીએ પોતાના નાનપણનાં સઘળાં ખુશનુમાં સ્વપણા ખરા પડેલા દીઠા, તેણી ઉપર ખુદાના આશીવાદનો ગોયા વરસાદ વરસ્યો હતો. તે વરશો દરમ્યાન સોહલના તકદીરે પણ એકદમ ઉછાળો મારયો. રફતે રફતે તેના ચીનનો કાપડનો વેપાર યાહોમ વધતો ગયો તે એટલા સુધી કે થોડાજ વરશમાં તે મુંબઇમાં તો શું, પણ આખાં હિન્દુસ્તાનમાં ચીનાઇ રેશમી કાપડનો સૌથી મોટો વેપારી બની ગયો. પૈસાની તેને ત્યાં રેલછેલ હતી, પણ તે છતાં તેની આબરૂ અને કીર્તી તેને વધુ વ્હાલી હતી, કારણ સોહલ મોદી આજના કેટલાક માતબર શેઠીયાઓની માફક પઇસા વધતા પોતાની મગરૂરી વધારતો હતો નહિ, પણ એક દીનચુસ્ત જરથોસ્તી તરીકે, ગરીબોની સદા દાદ લઇને, પોતાની કોમની હીત હૈડે ધરીને, પોતાનો બેહેશતનો રસ્તો નેકીના ગોલાબોથી સજી લેવાનો યત્ન કરતો. તેણે અનેક મીલકતો ખરીદી, હિંદુસ્તાનમાં કાપડના ઉદ્યોગ પાછળ હજારો રૂપ્યા રેડી

દીધા, ગરીબોને માટે સસતાં ભાડાંની ચાલીઓ બંધાવી આપી, છોકરાંઓ માટે સ્કુલો અને ઓરફનેજો સ્થાપી. અને છેવટે તેણે પોતાની સાર્વજનીક સખાવત પણ એટલી તો વધારી દીધી, કે નામદાર સરકારે તેનાં સઘળાં ભલાં કામોની પીછાણમાં તેને " સર નાઇટ " નો ખેતાબ અનાયત કીધો.

અને તેણી–સોહલ મોદીની ખુબસુરત ધણીયાણી–પોતાના ખાવીંદ સાથે તેના દરેક કામ અને સુખમાં ભાગ્યણ બની હતી. તેણી પોતાના ધણીની રાહત અને સાચ્ચો સલાહકાર હતી, તેનાં દરેક કામમાં મદદગાર હતી, તેનાં સઘળા વિચારોમાં હમ-શરીક બનતી, અને જ્યારે કોઇ વેળા સોહલ ઓફીસેથી ઠાકીને ઘરે આવતો, ત્યારે ગમે એવા પણ બીકત વેપારી સવાલ ઉપર, દીના પોતાનું મત એટલી તો ચાલાકી અને ચોકસાઇથી આપતી હતી, કે તેણીનો ધણી પણ તે સાંભળીને અજાયબ થતો. દીના તે વેળા વીચારતી હતી, કે તેણી કે જેને કાંઇપણ વહેવારૂ કેળવણી લીધી હતી નહિ, એકપણ સ્કુલમાં ગઈ હતી નહિ, અને ફક્ત એક મુફલેસ આરટીસ્ટની દીકરી હતી, તેણી શું ખરેખર પોતાના ધણી કરતાં વેપારી બાબદમાં વધુ સમજતી હતી? અજાયબ જેવું ! અને તોપણ સોહલ મોદી જો પોતાના ધંધામાં કદીબી ફાવ્યો હોય, તો દુન્યામાં જેમ ઘણાક દાખલા-ઓમાં બન્યુ છે તેમ, મોટા માણસો પોતાનાં મોટા નામ માટે, પોતાની મોહરદારની નાની આગાહી અને સલ્લાહને કીંમતી ગણીનેજ જાણીતા થયા હતા, તેમ સોહલ પણ પોતાના વેપારમાં દીનાની દાહપણુથીજ આગળ વધ્યો હતો.

અને આ સાત વરસ દરમ્યાન, તેણીની ખુબસુરતીમાં સહેજ પણ બગાડો થયો હતો નહી. તે ખીલતો ચેહરો હજુણબી જેવોને તેવોજ હતો, તેણીનાં માથાં પર એકબી સફેદ બાલ

જણાતો હતો નહિ, તે ચળકતી આંખ્યોનું તેજ ઓરબી વધ્યું હતું, અને ટુંકમાંજ કહીએ તો લેડી દીના મોદી, પાંત્રીસ વરસની ઉંમરે પણ સર્વેની વખાણ એક સરખી રીતે પોતાની તરફ ખેંચી રાખતી હતી.

પણ વાંચનાર, શું આ સાતે વરશોએ તેણીને પોતાનો ભુતકાળ ભુલાવ્યો હતો? તેણી કે જે આટલી ખુબસુરત, જાણીતી અને માન અકરામ પામેલી હોવા છતાં, ધર્મ અને નીતીની નજરમાં એક કંગાળ ગુનેહગાર હતી, એવો વીચાર શું તેણીનાં મગજમાં કદીબી દાખલ થયો ન હતો? તેણી કે જેનાં હરેક કાર્યોનો વખાણવા સઘળી સ્ત્રીઓ ફિકમંદ સમજતી હતી, અને જેને દરેક મરદ માન આપવાની ઉતાવળ કરી રહયો હતો, તેને શું ખરેખર આ સુખ, દોલત, અને કીર્તી ઉપર કશો હક હતો? નહિ, વાંચનાર, દીના હવે તો સારી રીતે સમજતી હતી, કે તેણી એક ધરભાજુ ડગારી હતી. અને જોકે હજુણબી તેણી તે આગલી યાદથી કોઇ વેળા ઉંઘમાંથી જાગી ઉઠતી હતી, તોપણ અફસોસ, વખતના વહેવા સાથે, તે સઘળા વીચારો ધીમે ધીમે તેણીનાં મગજમાંથી ભુસાઇ જઇને નાબુદ થઇ જતા હતા.

એ ગરીબ અનસમજ દીના તેણીની ચોપડીમાં ખુદા સાથનાં તેણીનાં હીસાબનું જમે અને ઉધાર પાસું બહુજ નાસીપાસી ઉપજાવનારૂં હતું, અને તે કારણસર દીના ગરીબોની પરવેશ અને સખાવત એવીજ આશાથી કરતી હતી, કે કયામતને દીને ખુદા તેણીનાં આ સઘળાં ભલાં કાર્યો જમે થયલા જોઇને, તેણીને જરૂર માફ કરશે. પણ પાપ જો આવી રીતે ધોવાતું હોય, તો પછી બેહેશત અને દોજખનો આપણને ખ્યાલ હતેજ શાનો?

સોહલ મોદી પોતાનાં પરણયા સંસારમાં ચોકકસ બનાવો ભુલી શકયો નહિ. એક દીવસે તેઓ બંને નાટકમાં ગયાં હતાં,

અને તે નાટકનો પ્લોટ એવો હતો, કે જાણે એક ધણીયાણી પોતાના ધણીને તજી આવવા પછી કોઇ બીજા સાથે પરણી ગઇ હતી, પણ પાછળથી તેણીનું પાપ પકડાઇ જવાથી તેણીએ આપઘાત કીધો હતો.

દીના માટે આ ખેલ એક જીવતાં દોજખ મીસાલ હતો. તેણીએ એમજ વીચારી લીધું કે જાણે તેણીનું પોતાનું પાપ હમણા આબેહુબ ત્યાં પ્રગટ થતું હતું. દીના વારંવાર ચોંકતી હતી, અને ત્યાં પાસે બેઠેલા સોહલે તેણી સીક છે એવું પુછવા પછી, કોઇનું પણ ધ્યાણ નહિ ખેંચવાની મકસદથી દીનાએ તેને "ના" કહયું.

માહમુસીબતે દીનાએ તે આખો ખેલ ખતમ કીધો, અને જ્યારે તે પરદો છેવટનો પડયો, ત્યારે તેણી તુરતજ બોલી.

"ઓ સોહલ, હું થાકી ગઇછ, મારૂં માથું દુખેછ, મને જલદી ઘરે લઇ જાવ."

અને તેઓ મોટરમાં બેસવા પછી સોહલની મોટી અજન-યબી એ હતી, કે હમણા દીના તેની તરફ એટલી આતુરતાથી કાંય જોતી હતી.

"સોહલ મારી સાથે કાંઇ વાત કરો"

"શું છે, દીના, તારો હાથ તો તદ્દન થંડોગાર છે, આંય નાટકથી તું કાંઇ બાધેલી જણાયછ, ડીઅર."

"નહિ, સોહલ, પણ મને દલગીરી એટલાજ માટે લાગેછ, કે પેલી નાયકાનો છેલ્લે કેવો બુરો ફેજ આવ્યો" દીના બોલી.

ગરીબ નીર્દોશ સોહલ, પોતાની બૈરીના આ શબ્દો તેને જરાપણ શકમંદ જણાયા નહિ. અરેરે, પોતાની પાસે બેઠેલી તેની આ ખુબસુરત મોહરદારની જીંદગી, તે નાટકની નાયકાને કેટલી મલતી આવતી હતી, એવું તેને કયાં ભાણ હતું? ઓ ફકત તે

જાણુતો હતે!

તેજ દીવશે રાતે તેઓ ચંદનીમાં ફરવા ગયાં. બ્હાર ખુલ્લી હવામાં ફરવાથી દીનાનું માથું દુખતું નરમ પડશે એવું કહીને સોહલ તેણીને "ડોગ-કાર્ટ"માં ફરવા લઈ ગયો. તેઓ તે ખુશનુમા ચંદની ઘોરતાં આગળ વધ્યાં, જેવામાં વરલીનાં બાન તરફ એક એકાંત જગ્યા આગળ આવી લાગતાં, દીનાએ એક મુસલમાનીને ત્યાં પથ્થર ઉપર બેઠેલી દીઠી. તેઓને જોઇને તે મુસલમાનીએ ઉઠીને સાંમી બાજુ ચાલવા માંડયું, પણ રસ્તાની અધવચ્ચે આવી લાગતાં, તેણી તમ્મર ખાઇને તેઓની ગાડીથી ફક્ત થોડાજ કદમ દુર તુટી પડી. તુરતજ સોહલે પોતાના ઘોડાની લગામ ખેંચી, એક કુદકા સાથે દીના પોતાની ગાડીમાંથી બાહર પડી, અને હજુણુ તો સોહલ કાંઇ વધુ કરી શકે, તે અગાઉ દીના તે મુસલમાની આગળ ગુંડણમંડયે પડી, અને પોતાના માથાં ઉપરથી શાલ ઉતારીને, તેણીનાં ગળાં આસપાસ લપેટી.

"દીના-દીના, એ તું શું કરેછ" સોહલે બુમ પાડી "તું એને અડકેછ દીના. ખુદાને ખાતર એને હાથ ના લગાડ, આપણે હયાં માણસ મોકલશું, એને ખોરાક અને પૈસા આપશું, પણ ખુદાને ખાતર એને હાથ ના લગાડ."

"કાંય?"

"કારણ એનાં ચેહરા અને પોશાક ઉપરથી એ કોઇ હલકા વર્ણ અને નીતીની સ્ત્રી દેખાયછ." સોહલ કચવાઇને બોલ્યો

"પણ સોહલ, એ હયાં મરી જશે" દીના હજુણ પણ તે મુસલમાનીને ઉઠાડવાની કોશેશ કરતાં બોલી.

"તું મને ઘેલો કરી નાખશે, દીના" સોહલે પોતાના પરણ્યા સંસારમાં પેહલ્લીજ વેળા તેણીને ગુસ્સાથી કહયું, "ઉઠ, જલદી ઉભી થા. આ સ્ત્રીને અડકીને તું તારા હાથ

અપવિત્ર કરેછ."

ધીમેથી દીના, તે કંગાળ સ્ત્રીનું માથુ પોતાની શૅાલ ઉપર મુકીને ત્યાંથી ઉભી થઈ.

"માફ કરજે દીના" સોહલ તેણીને ગાડીમાં બેસાડતાં બોલ્યો "પણ તુંને આય કંગાળ બલાને હાથ લગાડતી હું જોઇ શકયો નહિ. આપણે ઘરેથી આપણા માણસો મોકલીને એને હોસ્પીટલમાં મોકલી આપશું. પણ—પણ મારી દારલીંગ, તારા પાકીજેહ હાથ આ કમબખ્ત મુસલમાનીને અડકેલા જોઇને હું ગુસ્સાથી ઘેલો બની ગયો."

દીનાએ કાંઈ પણ જવાબ આપ્યો નહિ, પણ તેણીએ પોતાનો ફીકકો ચેહરો ઉંચે આસમાન તરફ ઉંચકયો. ઓ, અફસોસ, તેણી પોતે કોઇપણ રીતે આ કંગાળ સ્ત્રી કરતાં વધારે નીર્દોશ હતી નહિ. ઓ, ફકત તે જાણતો હતે, તેણીના ભેદી ભુતકાળનો ભવાર્થ સમજતો હતે!

## પ્રકરણ ૩૯ મું.

### એક માઠી આગાહી.

મર્હુમ કવિ મી૦ દાદી તારાપોરવાલા કહી ગયા છે કેઃ—

"બાગ બગીચા ઘોડાગાડી દઉલત હશમત લલના લાડી,
તે ઘરને ગણ ખાલી ખાડી, જે ઘરમાં નહી વસ્તી વાડી."

આબાદ તેવીજ હાલત સોહલ મોદીની હતી. પોતાની ગમે

એવી જાહોજલાલી છતાં. તે એક વાતે ઘણો દુ:ખી હતો. અને તે એ કે તેને કોઇપણ છોકરાં હતાં નહી. દીનાને પરણવાને આજે સાત વરસ થયાં હતાં, તોપણુ ખુદાએ હજુણ સુધી તેને એક ફરઝંદની નવાજેશ કીધી હતી નહી, તેનું નામ સાચવનાર, કીર્તી વધારનાર, દોલત મેળવનાર, હજુણ કોઇ પેદા પડયો હતો નહિ, અને જો કે દીના આગળ તે એ બાબત હસીને કાઢી નાખતો હતો, તોપણુ સોહલ મોદીના સંસારમાં આ એક કાળો પડછાયો હતો.

દીના એ વીશે શું ધારતી હતી, એ કેહવું મુશકેલ છે. જો કે તેણી પોતાના જીગરના સઘળા જોશ સાથે એક બાળક મેળવવા આતુર હતી, ફીરોઝની માફક તેને પોતાના આગળા પ્યારથી ચાહવા તેણીનો જીવ તલપાપડ થઇ રહયો હતો, તોપણુ એકલી પડતાં તેણી પોતે ગુમાવેલી આ ખુદાઇ બક્ષેશ માટે વારંવાર નીચી મુડીએ તે કીરતારના શુક્રાના કરતી હતી. તેણી પોતાના બચ્ચાંને શરમ અને બેઆબરૂના કલંક સિવાય બીજો શું વારશો આપી શકનાર હતી? જો તેણીને ફરઝંદની વૃધી થાય તો તેણીના પાપનો સઘળો બોજ તેણી ઉપર નહિ, પણ તે નીર્દોશ બાળક ઉપર આવી પડશે, પોતાની માતાના એક શરમ ભર્યાં પગલાં માટે તેને દુન્યાની નીંદાખોર જીભની સામે નીચી નજરે લજવાવું પડશે. જો કે આટલા વરસો પછી તેણીનો ભરમ પકડાશે એ ઝાઝુ સંભવીત હતું નહિ, તોપણુ કડવાં આસું અને ઉંડા નીસાસા સાથે દીનાને એવું કબુલ કરવાની ફરજ પડતી હતી કે ખુદા તેણીને એક બાળકની બક્ષેશ નહિ કરવામાં ઘણું વાજબી અને દયાળુ કામ કરતો હતો.

એક દીવસે સહવારે દીના પોતાની જીવેજહાનની સઇ મીસીસ આલાં ગાંધી સાથે વાતે બેઠી હતી. દીના લોડજમાં આવવા પછી

તેણી સાથે થાડી મીત્રાચારી પાડવા વાલકેશ્વર તરફ દરેક મોટે ઘરની બાનુઓ વલખા મારતી હતી, પણ આંય આલાં ગાંધી ફક્ત એકલીજ હતી, કે જે દીનાનો સંપુર્ણ વીશ્વાસ મેળવવા નશીબવંત નીવડી હતી. એકાએક સોહલ ને ઓરડામાં દાખલ થયો.

"અલો, મીસીસ ગાંધી કેમ આજે કાંઈ સહવારનાં પોહરમાં તસ્દી લીધી" ને હસીને બોલ્યો.

"હા, હમણા ફરવા જતાં જતાં દીનબાઇને જરા મલવા આવી." આલાં બોલી.

"દીના, ત્યારે તું કાંય ઘરમાં બેસી રહીછ?" સોહલ બોલ્યો "મનેબી આજે ફુરસદ છે, તેથી આપરે પેલા જાણીતા આરટીસ્ટ મી. અદી એનદરસનનાં સ્ટુડયોમાં જઈએ. એવણ મને ઘડી ઘડીએ બોલાંવ્યા કરેછ, અને મારોબી વીચાર છે કે તારૂં એક લાઇફ સાઇઝ ઓઇલપેન્ટ પીકચર એ આરટીસ્ટ પાસે તઇયાર કરાઉં."

"ઓ નહી, મને મારી સબી વીશે ઘણી સુગ છે" દીના બોલી.

"કાંય" મીસીસ ગાંધીએ પુછયું.

"કારણ મને કાંઈ એવી આગાહી થાય છે, કે મારા ચીત્રથી મને કોઈ વેળા ઘણું ખમવું પડશે," દીના ગંભીર અવાજે બોલી.

સોહલ હસી પડયો' જ્યારે આલાંએ પોતાની સઈ તરફ અજાયબીથી જોયું.

"પણ કાંઇ નહી તો આપણે અમથાં કોટમાં ફરી આવશું. કેમ મીસીસ ગાંધી તમેબી આવોછ ની?" સોહલે પુછયું.

મીસીસ ગાંધીએ હા કહયું, અને દીના તઇયાર થવા ગઇ. ત્યારપછી થોડા વખતમાં આ ત્રણે જણા મોટરમાં અદી આરટી-

સ્ટનાં સ્ટુડયો તરફ હંકારી ગયાં.

તે સ્ટુડયો હોરનબી રોડ ઉપર એક કુશાદે બીલ્ડીંગમાં આવ્યો હતો. આગલી બાજુનો એક ઓરડો ઘરાકોનાં સીટીંગ રૂમ તરીકે વપડાતો હતો, તેની બાજુનાં બીજા ઓરડામાં તે જાણીતા આરટીસ્ટનાં સઘળા ચીત્ર જોવામાં આવતાં હતાં, ત્રીજો ઓરડો તે આરટીસ્ટનો પોતાનો હતો, જયારે એક ચોથા ઓરડામાં તે આરટીસ્ટનાં સ્ટુડંતો પેન્ટીંગને લગતું કામ શીખતા હતા.

પોતાના સ્ટુડયોમાં સર અને લેડી મોદીને જોઇને અદીની ખુશાલીનો પાર હતો નહિ. તે દીવસ તેને માટે ખરેજ એક ભાગ્યશાળી દીવસ હતો, કે જયારે સર મોદી જેવા મુંબઇના એક શેઠીયાએ તેનાં સ્ટુડયોમાં પોતાનાં પનોતા કદમ લંબાવ્યાં હતાં, પણ લેડી મોદીને માટે તો ઉપકારનાં કેવા સખુન વાપડવા તે અદી કદીબી વીચારી શકયો નહિ. દીનાની અપાર ખુબસુરતી જોઇને તે એટલો તો ગુંચવાઈ ગયો, કે મીસીસ ગાંધીએ દીનાના કાણમાં કહયું,

"દીના આંય બીચારો તુંને જોઇને તદન દઘાઇ ગયોછ.'

આખરે અદી જરા સાવધ્ધ થતાં, તેઓને પેલા બીજા ઓરડામાં લઇ ગયો, કે જયાં તેનાં સઘળો પીકચરો દેવાલ ઉપર લટકતાં હતાં. સોહલે તે સઘળાંની ઘણી વખાણ કીધી, અને દીના પણ આરટના તે અનેક નાદર નમુના જોઇને હરખાઈ ગઈ.

"મી૦ એદરસન, તમે ખરેખર એક ઘણાજ કુશળ ચીતારા છેઓ" સોહલ બોલ્યો "હું ધારૂ છ કે તમારા જેવા એક આરટીસ્ટનાં હાથે મારી મીસીસનાં પીકચરને પુરતો ઇનસાફ મળશે. તમે એ કામ હાથ ધરસો ?"

અરે, આ સવાલજ કેવો હતો ? આવી એક ખુબસુરતીનું ચીત્ર ઉતારવું તેની સરજતમાં હતું એ જાણી એકવાર ફરીથી

અદીને પુરતા શબ્દોની તાણ પડી. જો આ ચીત્રો ફતેહમંદ નીવડે, તો તદન બનવાજોગ હતું, કે પોતાની સાંમે ઉભેલી લેડી મોદી તેની કીર્તી અને દોલતમાં ઘણો સંગીન વધારો કરી આપશે.

પણ દીના એ બાબદ કાંઇ ઘણી ખુશી તેમજ ઉલટમંદ જણાઇ નહિ, તેણી સોહલને જોતી ચુપ ઉભી.

"કેમ દીના, તારો શું વિચાર" સોહલે પુછ્યું.

દીનાએ પોતાનાં ધણી તરફ વીચીત્ર રીતે જોયું. તેણીની પોતાનાં પીક્ચર માટેની આગાહી હમણા સઘળા જોશ સાથે તેણીનાં મગજમાં પાછી ધાઇ આવી, અને તોપણ સોહલને કોઇબી વાતે નારાજ કરવાની તેણીની હીંમત ચાલી નહિ.

"જો દીના" સોહલે ચલાવ્યું "તારો ચેહરો કેનવાસ ઉપર ઉતારવાથી આપણા દેશની આર્ટની તવારીખમાં ખરેખર વધારો થશે, અને આપણા ખાનદાનમાં પણ દરેક જણ એવુંજ કેહશે કે—

"કે" દીનાએ પુછ્યું.

"કે હું દુન્યાની એક સઉથી ખુબસુરત છોકરીને મારી ધણીયાણી બનાવવા નશીબવંત નીવડયો છું"

"હવે તો તુંને કબુલ થવુંજ જોઇયે, દીના" આલાં ગાંધી બોલી.

દીના કબુલ થઇ, અને તેઓ સઘળા એ બાબદ વાતે બેઠાં. અદીએ પોતાનાં હુન્નર માટે ઘણુાજ નરમ શબ્દમા તારીફ કરવા માંડી, કારણ તેને પોતાને વીષે બડાઇ હાકતા આવડતું હતું નહિ, અને સોહલ તેમજ મીસીસ ગાંધી તે સમજવામાં મસગુલ

બન્યાં, પણ દીનાનું ધ્યાન બીજી તરફ હતું. ધીમે ધીમે તેણી ત્યાંનાં મઘળા પીકચરો જોવા લાગી, અને ત્યાર પછી પેલા ચોકા ઓરડાનો કીંમતી મખમલી પરડો ઉંચકીને, તે ઓરડામાં બીજાં ચીત્ર જોવાની આશાથી દાખલ થઈ.

## પ્રકરણ ૪૦ મું.

### તેજ ચેહરો! તેજ અવાજ!!

દીના તે ઓરડામાં ટાંગેલાં બીજાં ચીત્રો જોવામાં એટલી મશગુલ બની ગઈ, કે તેણીએ પોતાની આસપાસ સેહજ પણ નજર કીધી નહિ. તે ઓરડામાં આશરે સોલ સત્તર વરશનો એક જવાન છોકરો પોતાની "ઇઝલ" ઉપર વાંકો વળીને કાંઇ ચીતારતો હતો, તે તરફ દીનાનુ ધ્યાન હતું નહિ.

એકાએક તેણીને કાંઇ અવાજ સંભળાયો, અને ફરીને જોતાં દીનાને માલમ પડયું, કે એક જવાન તેણી તરફ ઘણાજ ધ્યાનથી જોતો હતો. તેઓની નજર એક થઇ, અને તેજ પળે દીનાના બદનમાંથી એક વીચીત્ર ધ્રુજરી પસાર થઇ. તેણીનો ચેહરો ફીકકો પડી ગયો, તેણીનું અંતકરણ જોરથી ધડકવા લાગ્યું, બે લીલી આંખ્યો તેણી તરફ ટીંગાઈ રહી હતી, અને તે આંખ્યોમાં કાંઇ એવો ભેદી ચળકાત હતો, કે ઘડીભર આ જવાને તેણીને જાણે "મેસમેરાઇઝ" કરીને પોતાની તરફ ખેંચી રાખી હતી. દીના તેને એક ચીતે જોતી ઉભી. કોઇ અજબ લાગણીથી તેણી ચોંકી, અને તેને પોતાની તરફ આવી રીતે ટીકતો જોઇને તેણી ગભરાઇ

ગઈ. તોપણ તે ગભરાટ ખાસ્તીનો હતો નહિ. આ છોકરાને જોઈને તેણીને કાંઈ અજબ રાહત મલી, તેણીનું હૈયું ખુશાલીથી ઉછાળા મારવા લાગ્યું. અને તે ગભરાટમાંથી જરા સાવધ થતાં દીનાનો પેહલ્લો વીચાર એ હતો, કે તેણીએ આ છોકરાને કેંડે દીઠો હતો, પણ ક્યાં અને ક્યારે તે તેણીને યાદ હતું નહિ. બનવા જોગ હતું કે કદાચ તેણીએ આવો ચેહરો એક પીકચરમાં જોયો હોય, યાતો સ્વપનામાં તેની આકૃતી દીઠી હોય.

દીના એક નીસાસા સાથે તતાર થઇ. તેણીએ પોતાની નંજર તળે તે છોકરાને રાતો બની જતો દીઠો, ત્યાર પછી તેણે પોતાની સુંદર આંખ્યો નીચે નમાવી, અને કાંઇ ધીમું બબડીને તે જવાન પાછો પોતાનાં કામે વળગ્યો. દીના એક દગલું તેની નઝદીક ગઇ. અરે તે તેણી વીશે શું વીચારશે?

"માફ કરજે" તેણી આખરે બોલી "પણ હું આય પીકચરો જોવામાં રોકાયલી હોવાથી મેં તમુને જોયા નહિ."

તેણે પાછું ઉંચે જોયું, અને એકવાર ફરીથી દીનાને તેના ચેહરા ઉપરથી પોતાની નજર ફેરવવાને મજબુત કોશેશ કરવી પડી.

"માફ કરજે" તેણી પાછું બોલી "તમે મને ઘણીજ અસભ્ય અને અજાયબ જેવી ધારતા હશો, પણ–પણ હું ધારૂંછ કે મેં આગળ તમુને કેંડે જોયા છે"

વળી પાછાં તેઓ એક બીજાને ચુપકીદીથી જોતાં ઉભાં. દીનાએ પોતાની સાંમે એક એવા છોકરાને દીઠો, કે જે હવે વધુવાર એક છોકરો કહી શકાય નહિ. તે એક ગબરૂ જવાન હતો. તેનું સુંદર માથું કરચલીવાળા સોનેરી ઝુલફાથી ભરાઇ ગયું હતું, તેના ચેહરા ઉપર સંતોષની એક જાતની ખુદાઈ રોશની પંદરાઇ રહી હતી, અને ઉંચા ભરાવદાર કપાળ અને ભવાં સાથે તેની લીલી આંખ્યો માં એવો અજબ જેવો ચળકાટ હતો, કે જે જોઇને દીના

આ છોકરા તરફ પેહલ્લીજ નજરે ખેંચાઈ ગઇ. ખરેજ તે એક ચીતારાની પીછીને જેબ આપે એવો હતો.

"મેં આગળ તમુને કેંહે જોયા છે" દીના બોલી.

તે છોકરો જરા વાંકો વળ્યો, અને દીનાને માલમ પડયું કે તેની રીતભાત ઘણીજ ખેંચાણકારક તેમજ દમામદાર હતી.

"મને તે ધ્યાન નથી" તે ધીમે અવાજે બોલ્યો "કારણ્ મેં જો તમુને જોયાં હતે તો હું ભુલી જતે નહિ."

તેને બોલતાં સાંભળીને દીનાનો ચેહરો એકાએક ફીકકો પડી ગયો. તેણીએ ટેકા માટે તેની ખુરશીનો હાથો પકડી લીધો. આહ, તેજ અવાજ, તેજ મધુર અવાજ હતો, કે જે તેનાં અતી મધુર શોકાતુરપણા માટે જીંદગીભર ભુલાઇ શકે નહી.

"તમે ચેહરા સારી રીતે યાદ રાખી શકોછો?" દીનાએ પુછયું.

"હા, પણ હુંબી ધારૂંછ કે મેં તમારા જેવા કોઇ બીજાં બાનુને દીઠાં હશે."

તેના અવાજની અસર દીના ઉપર જાદુઈ હતી. પોતાની મરજી ઉપરાંત તેણી તે છોકરાની વધુ નજદીક ગઇ, અને તે શું કામ કરતો હતો, તે જોવા વાંકી વળતાં દીનાને માલમ પડયું, કે તે એક અતી સુંદર "લેન્ડકેપ" ચીતારતો હતો.

"વાહ, તમે તો એક મોટા આરટીસ્ટ છેઓ" દીના વખાણથી બોલી.

"હા," તે છોકરો મગરૂરીથી બોલ્યો "મારા શેઠ મી૦ એનદરસન પણ મને વારંવાર એમજ કહયા કરેછ."

"પણ આગળ ચાલતાં તમે તમારા શેઠને પણ બાજુએ બેસાડશો."

"તે તો કોણ જાણે, પણ મેં નાહનપણથીજ સ્વપનામાં

સુંદર ચીત્રો જોયાં છે, અને હું ધારૂં છ કે દુન્યાંમાં મને પીકચર અને પીકચરો સીવાય બીજું કાંઇપણ દેખાતું નથી."

"ત્યારે તો તમે જનમથીજ એક આરટીસ્ટ હોવા જોઇએ." દીનાએ મન આપ્યું.

ત્યાર પછી તેઓ "આરટ" બાબદ વાતે બેઠાં. તેની સાથ વાત કરતાં દીનાને એવી ખુશાલી લાગતી હતી, કે વખત કેમ પસાર થઇ ગયો, તેનો તેણીને સેહજ પણ ખ્યાલ હતો નહિ. આખરે એક નાનાં ઘડીઆળમાં અગીઆરનો ટકોરો થતાં, તે છોકરો ખડો થયો.

"માંરે હવે જવું જોઇયે. મારો જમવાનો વખત થયોછ" તે બોલ્યો.

"તમે પાછા કયારે આવશો?" દીના ફગળાઇ જતાં બોલી "હું-હું તમુને પાછી મલવા માંગુછ. મારૂં નામ લેડી મોદી છે"

વળી પાછો તે છોકરો દીના તરફ માનથી વાંકો વળ્યો. આહ, આંય લેડી મોદી તેની તરફ કેવી અજનયબ જેવી રીતે જોતી હતી? કેટલી માયાળુ દીસતી હતી?

"લેડી મોદી, દુન્યામાં બીજા બધાં કરતાં, હું તમુને તેમજ સર મોદીને જોવા ઘણો આતુર હતો" તે બોલ્યો.

"ત્યારે તમે એક દીવસ "દીનાં લોડજ"માં જરૂર આવજો સર મોદી તમુને જોઇને ઘણા ખુશી થશે."

તે ઉપકારનાં કાંઇ શબ્દો બબડી ગયો, અને ત્યાર પછી ધીમેથી પેલો મખમલી પરડો ઉંચકીને તેણી સામેથી ગુમ થયો, અને તેનાં જવા પછી દીનાને એવું લાગ્યું કે જાણે તમામ દુન્યાની રોશની તેણીની નજર સામેથી ગુમ થઇ ગઈ હતી.

તેણી તદન ચુપ બેઠી. દેખીતી રીતે તેણી તે પીકચરને વખાણતી લાગતી હતી, પણ ખરેખર તો તેણીને એક લીટી પણ જણાતી હતી નહિ. તેણીએ પોતાની સામે તે અજાયબ જેવી લીલી આંખ્યો જોઇ, તેનો સુંદર ચેહરો દીઠો, કે જે જો કે તદન અંજાણ હતો, તોપણ કોઇ ભેદી રીતે તેણીને જાણીતો હતો, તેનો મીઠડો અવાજ સાંભળયો, કે જે સાંભળીને તેણીનાં તન બદનમાં ખુશાલીની લાગણી ઉભરી નીકળી હતી. દીના એટલી તો વીચારમાં બેઠી કે ત્યાં સોહલ, અદી આરટીસ્ટ, અને મીસીસ ગાંધી કેઈ વખતે આવ્યા હતા, તે તેણી જાણતી હતી નહિ.

અદી તેણીની આગળ નમાવ્યો, પણ દીનાં હમણા એટલી તો ગભરાઇ ગઇ હતી, કે તેણી ઉઠીને પેલા દેવાલ પરનાં પીકચરો પાછી જોવા લાગી.

"આંય સ્કેચ તમુને દેખાડતાં મને ઘણી ખુશાલી ઉપજે છે, સાહેબ" અદીએ સોહલને કહયું "એ મારા એક સ્ટુડંતનું પીકચર છે, કે જેને માટે હું એક અસાધારણ ફતેહની આગાહી કરૂં છું. ખરેજ તે એક "જીનીઅસ" છે.

સોહલ અને આલાં ગાંધીએ તે પીકચર ધ્યાનથી જોયું.

"કેવું સુંદર ચીત્ર છે" આલાં બોલી "એ તમારાં "પ્યુપીલ"નું છે?"

"જી હા, એ મારો "પ્યુપીલ" છે એટલુંજ નહી, પણ હું એને મારા દતક તરીકે ગણું છું, કારણ એનો બાપ જોકે જીવતો છે, તોપણ તે પોતાનાં દીકરાને ચાહતો નથી."

"કેવું અજાયબ જેવું" મીસીસ ગાંધી બોલી-

"સચ્ચાઈ હંમેશાં હેરતભરી છે" તે આરટીસ્ટ બોલ્યો "આ છોકરાને હું કેવી રીતે મલ્યો, મેં તેની કુદરતી શકતી કેવી રીતે પારખી કહાડી, એ સઘળું ઘણું જાણવાજોગ છે."

"હમુને તે કહો" આલાં ગાંધી આતુરતાથી બોલી.

અદીએ એક ખંખાર મારયો.

"આજથી આશરે પાંચ વરશ અગાઉ હું "હોપબ્રીડજ" આગળનો દેખાવ ચીતારવા સુરત ગયો હતો" અદીએ શરૂ કીધું "અને ત્યાં:————"

તેઓ સઘળાં ચોંકયાં, દીનાએ એક નાની ટીપાઇ નાખી દીધી હતી. તુરતજ અદીએ તે ઉપાડી, અને તેને પાછી પોતાને જગે મુકીને વાત આગળ ચલાવી.

"——અને ત્યાં કુદરતનાં લૅન્ડસકૅપ પાડવામાં હું આખો વખત રોકીયલો રેહતો હતો. એક દીવશે જ્યારે હું તાપી નદીનાં પાણી ઉપર અસ્ત પામતા સુર્યનો ચીતાર પાડવા રોકાયલો હતો, ત્યારે એક છોકરો મારી નઝદીક આવીને ઉભો રહયો. પેહલ્લાં તો મેં તેની ઉપર ધ્યાન આપ્યું નહિ, કારણ હું જ્યાંભી જતો ત્યાંના છોકરાંઓ મારી આસપાસ ટોળું થઇને ઉભાં રેહતાં હતાં. પણ થોડો વખત પછી મેં તેની તરફ જોયું, અને મેં એક એવો ચેહરો દીઠો, સાહેબ, કે જેનો ઘાટઘુટમ અને આકાર તદન સંપુર્ણ હતો. મગર તે ચેહરો તદન શોકાતુર જણાતો હતો. અને હું મનમાંજ અજાયબ થયો, કે કુદરતે આ બાળકનો ચેહરો આવી રીતે ગંભીર બનાવવા કેવી એક મુશકેલી તેનાં રસ્તામાં નાંખી હશે. તેણે મારી તરફ પુર વીશ્વાસથી જોયું.

"'સાહેબ' તે બોલ્યો "તમે એક માહન ચીતારા છેઓ. જે પ્રમાણે હમણા સુરજ આંય તાપી નદીનાં પાણીમાં ગરક જાય છે, આબાદ તેવીજ રીતે તે આંય તમારાં ચીત્રમાં પણ અસ્ત પામે છે. સાહેબ, તમારા જેવું એક ચીત્ર પાડવા હું મારી જીંદગી પણ આપી દઉં."

"તમારી જીંદગી?" મેં કહયું "વેલ એક આરટીસ્ટ

બનવા માટે આ તો ઘણી મોટી કીંમત કેહવાય."

" 'તોબી હું તે આપવા તૈયાર છેઉ" તે બોલ્યો "જો તમે મને તમારો હુન્નર શીખવી શકો, અને જે ચીત્રો હું દુન્યાની તમામ રજકણોમાં જોઉં છું, તેવા ચીત્રો હું પેન્ટ કરી શકું, તો હું મારી જીંદગી એક નહી પણ અનેકવાર જોખમમાં નાખવાને તૈયાર છેઉં.' "

"છોકરા" મેં કહયું " 'એ ઉપરથી એમ જણાયછ કે તુંને પેન્ટીંગનો ભારે શોખ છે, યા તો તું તારી જીંદગીથી કંટાળ્યો છે.' "

તેણે મારી તરફ વીચારવંત ઢપે જોયું.

" 'જી હા' " તે બોલ્યો " 'પેન્ટીંગ સીવાય મને કોઇબી ચીજ વધારે વ્હાલી નથી, અને હું એટલો તો કમનશીબ છેઉં, કે મારી હાલની જીંદગી કરતાં હું મોહતને વધારે પસંદ કરૂં છું.' "

"ગરીબ બીચારો" સોહલ અને આલાં સાથે બોલ્યાં.

પણ હજુણુબી તે ઓરડાનાં ચીત્રો તરફ જોતી દીના જરા પણ આ વાત સાંભળવાની દરકાર કરતી જણાઇ નહિ. તેણી એક શબ્દ પણ બોલી નહિ.

---

## પ્રકરણ ૪૧ મું.

---

### એક કમનસીબ કાંહણી.

" મેં મારી પીછી બાજુએ મુકી દીધી " અદીએ આગળ ચલાવ્યું " અને હું તેની સાથે વાત કરવા લાગ્યો. મેં એના જેવો બીજો કોઇબી છોકરો આગળ જોયો હતો નહિ.

તે વેળા મારી સાંમે એક આરટીસ્ટ, કવી અને " જીનીઅસ " ઉભો હતો એવું હું તુરતજ ચેતી ગયો. ત્યાર પછી મેં તે છોકરાને તેની જીંદગી વીષે પુછયું. તે એટલો અસુખી કાંય હતો? અને હમણા પણ હું કહી શકતો નથી, સાહેબ, કે તે છોકરાએ પોતાની કમનશીબ કહાણી મારી આગળ શા માટે કહી દીધી. કદાચ એમ પણ હોય કે તેણે પોતાની જીંદગીમાં એક આરટીસ્ટ તરીકે મને પેહલવેહલ્લો જેવાથી, તેણે મારી ઉપર પુરતો ભરોશો મુકયો. તેણે મને કહયું કે તેનું નામ ફીરોઝ પેસીકાકા હતું, અને તે સુરતનાં એક ગામડયા ખેડુત પાહલી પેસીકાકાનો એક પુરો દીકરો થતો હતો. અરે પણ આંય શું અવાજ આવે છે."

એકાએક તે ઓરડામાં એક લાંબાં ડચકાં જેવો અવાજ પંહરાઈ રહયો. થોડો વખત ત્યાં ભયંકાર ચુપકીદી ફેલાઈ, પણ તેઓ સઘળા આ વાત સાંભળવા એટલાં તો આતુર હતાં, કે દીના શું કરતી હતી, તે વીશે તેઓએ જરાપણ ખણખોડ કીધી નહિ.

" તે છોકરાએ મારી આગળ પોતાનાં ઘરનું બ્યાન કર્યું " અદી બોલ્યો " અને તે ઉપરથી હું સમજી શકયો કે આ જવાન જીવ માટે તે એક ઘર નહિ, પણ હવા ઉજાસ અને શાંતી વગરનું તે એક ઘમઘોર કેદખાનું હતું. તેણે મને 'પોતાના એક સખત અને કરડા બાપ વીષે કહયું, કે જે કદી પણ હસ્તો જણાયો હતો નહિ, અને જે પોતાનો સઘળો વખત હાય અફસોસ કરવામાંજ પસાર કરતો હતો. તેણે મને પોતાની એક ઘરડી જાલેમ ફુઇ વીષે પણ વાકેફ કીધો, કે જે તેને જરાપણ હસ્તો જોઇને દોજખના ગારમાં મોકલી દેવાની વારંવાર ધમકી આપતી હતી.

" મે તેની સામે જેયું.

" 'પણ છોકરા' " મેં કહયુ " તુને આય તારી ખુબસુરતી

અને બુધ્ધી કોઈ તરફથી ઓધ્ધે ઉતરેલી લાગેછ. તારાં માય ક્યાં છે ?"

"તે છોકરો અતયંત ગંભીર જણાયો."

"'હું તે જાણતો નથી'" તેણે જવાબ આપ્યો 'ઓ સાહેબ, મારા મમાં ક્યાં છે તે જાણવા હું આખી ધરતી ઉપર ઉઘાડે પગે પણ રખડી આવવા તૈયાર છેઉં !

"શું તેવણ જીવતાં છે ?" મેં પુછ્યું.

"'હા મારાં મમાં હજુણ જીવતાં છે' તે બોલ્યો 'હું જાણુંછ કે તેવણ ઘણા ખુબસુરત હતાં, અને રોજ રાતે જમી રહયા પછી, જ્યારે હમો સઘળાં બંદગી કરવા બેસતાં, ત્યારે મારા પપા અને ફુઇ મારા મમાંને ગુનેહગાર ધારીને ધ્રુજતાં દીલે ખુદાની માફી ચાહતાં હતાં.'

"ત્યારે હમણા તેવણ ક્યાં છે ?" મેં પુછ્યું

"'અફસોસ, હું તે કહી શકતો નથી, સાહેબ' તે છોકરો આંખમાં આંસુ સાથે બોલ્યો 'મેં તેવણને કદીબી જોયાં નથી. જ્યારે હું નાનો હતો, ત્યારે મેં તેવણને ગુજરી ગયલાં ધારયાં હતાં, પણ એક દીવશે હમારે ત્યાં બીબી નામની એક જુની નોકરડીને પુછતાં મને માલમ પડયું કે મારા મમા જીવતા હતાં. તેવણ ઘણાજ ખુબસુરત હતાં, અને હું તેવણને આબાદ મલતો આવતો હતો. ઓ સાહેબ, આંય બીબીનાં કેહવા પ્રમાણે મારાં મમાએ કેવું દુખ વેઠયુંછ તે તમે શું જાણો? આંય લોકોએ મારાં મમાને દરેક બાબદમાં સતાવ્યાંછ, તેવણની જવાન જીંદગી થોડાજ વખતમાં કચડી નાંખી, તે એટલા સુધી કે મારી ઉપરના તેવણનાં અખુત પ્યારનો પુરો ઉપયોગ કરવા મારાં ફુઇ જરાપણ બીધાં નહિ. એક દીવશે હું સીક પડયો, અને મને છેલ્લી ઘડીએ આવી લાગેલો ધારીને તેઓએ મારાં મમાંને મારા ઓરડામાં

આવવા દીધાં નહિ. આ ઉપરથી તેવણ ઘણાજ ગુસ્સે થયાં, મારા ફુઈ સાથે મારામારી થઇ, અને છેવટે મને ગુજરી ગયલો ધારીને, તેવણ તદ્દન નાસીપાસ અને નીરઆધાર હાલતે પોતાનું ઘર છોડીને ચાલી ગયાં. ત્યાર પછી તેવણે પોતાનાં લગનની વીંટી મારા પપા ઉપર પાછી મોકલાવી આપી, અને બીખીનાં કેહવા પ્રમાણે તેજ દીવશે મારા પપાએ તેવણ ઉપર કીનો લેવાના હડહડતા સોગંદ લીધા.'

" 'કેવી ગજબનાક કહાણી', હું બડબડયો 'ખરેખર છોકરા, તું ઘણોજ કમનસીબ છે.'

" 'હું તે કરતાંબી વધારે છેઉં' તે બોલ્યો 'મારી જીંદગી તદ્દન કંગાળયતમાં પસાર થઇછે, કારણ રાતદીવશ મારા પપા અને ફુઈ મારાં મમાની ખુબસુરતી અને ગુનાહ માટે વીલાપ કરે છે, તેઓ મને મારાં દુખી મમાને ગુનેહગાર કેહવાની ફરજ પાડે છે, અને જ્યારે હું તેમ બોલવા સાફ ના કહુંછ ત્યારે મારા પપા મને નેતરે નેતરે ફટકાવી કાઘે છે, અને સુનઇ ફુઇ મને બે દીવશ ભુખે મારે છે. મારાં મમાનો ચેહરો એક ફરેશતા જેવો હતો, અને આપણે જાણીએછ, સાહેબ, કે ફરે-સ્તાઓ કદીબી પાપ કરતા નથી. તમે તેવણને ગુનેહગાર ધારોછ સાહેબ?'

" આ સાદો પણ અતી અસરકારક સવાલ સાંભળીને મને ઘણુજ લાગી આવ્યું, અને ખરૂં યા ખોટું-જેબી હોય તે-મેં તે છોકરાની માયની તરફેણ ખેંચી.

" તે છોકરાએ વાંકો વળીને હેશાનથી મારો હાથ ચુમયો.

" ' ખુદા તમુને સલામત રાખે' " તે બોલ્યો ' મારાં માયને માટે સારા શબ્દો કેહવાને હું જીવતો છું, ત્યાં સુધી તમારો આભાર ભુલસ નહી. ઘરમાં તેઓ સઘળાં મને ધીકકારે છે, અને

હું એક આરટીસ્ટ બનવા માગું છું. એ વીશે એક દીવસે સુનઈ ફુઇને જણાવતાં, તેવણ આંય મારા ઠરાવ માટે સેતાન પર લ્યાનત નાખવા લાગ્યાં. મારા પપા મને એક ખેડુત બનાવવા માગેછ, પણ હું ધારૂં છ, સાહેબ, કે ખુદાએ મને એક આરટીસ્ટ તરીકેજ જનમ આપ્યો છે.'

"'અલબત, તું જરૂર એક આરટીસ્ટ બનશે' મેં મકકમ અવાજે કહ્યું. 'છોકરા, હું તારાં અંતકરણની ઉમેદ પાર પાડવા તઇયાર છેઉં. તું મારી સાથે આવશે? હું તુંને મારો હુંન્નર શીખાડીશ, નાં એટલુંજ નહી, પણ ઘડપણમાં તું મને મારા એક દીકરા તરીકે પણ કામ લાગશે'

"તે છોકરો મને હેશાનથી વળગી પડયો.

"'સાહેબ, ખુદાજીએ તમુને મને દુખમાંથી છુટો કરવા મારી આગળ મોકલી આપ્યા છે' તે બોલ્યો 'હું તમારી સાથે આવવા તઇયાર છેઉં. હું તમારો દીકરો બનવા રાજી છેઉં, કારણ મારા પોતાનાં બાપને તો હું પસંદ નથી, યાતો તેવણને મારી દરકાર નથી.'"

"પુઅર ચાઇલ્ડ" સોહલ બોલ્યો, તોપણ દીના તરફથી હજુબી કાંઇ અવાજ સંભળાયો નહિ.

"તેજ દીવસે હું આંય છોકરાના બાપ આગળ તેને ઘેરે ગયો," અદીએ આગળ ચલાવ્યું "અને દુન્યાની સઘળી જગ્યાઓ કરતાં આ કંગાળ ઘર તે ચાલાક આરટીસ્ટની જનમ જગ્યા તરીકે જોઇને મને ઘણીજ દલગીરી ઉપજી. મેં તેના બાપ પાહલી પેસીકાકાને જોયો અને હું જો તમો સાહેબ તેમજ બાનુને કંટાળો નહી આપતો હોઉં, તો હું આ પાહલી પેસીકાકાનું બ્યાન તમારી આગળ કરવા ધારૂં છું. ઓ, કદીબી આવો શોકાતુર ચેહરો જોવામાં આવયો હતો નહિ, રાત દીવસ ચાલુ શરાબ

કરતાં કદીબી કોઇની આંખમાં આટલા ઉંડા ખાડા તેમજ કાજળ પડી હતી નહિ. હું ઇચ્છુછ, સાહેબ, કે ખુદા હવે ફરીથી કોઇનો આવો ફીકકો અને દરામણો ચેહરો મને નહી દેખાડે. હું આ ખેડુત તરફ કાંઇક અભાવની લાગણીથી ગયો હતો, પણ જ્યારે હું પાછો ફરયો ત્યારે આ કમનસીબ ગામડયા માટે મારા લોહીનું ટીપેટીપું તેની તરફ દયાને માટે ઉછળવા લાગ્યું. મેં ઘટતા શબ્દોમાં મારો વીચાર તેઓને કહી સંભળાવ્યો, કે ખુદાએ આ છોકરાને એક આરટીસ્ટ તરીકે પેદા કીધો હતો, અને તેની મરજીની સામે થવા આપણ ઇનશાનને કશો હક નથી. જો તે આ છોકરાને મારે હસ્તક સોંપશે, તો હું તેને મારો હુન્નર સીખાડીશ. આ સાંભળીને તે ખેડુતે પેહલ્લાં પોતાની આંખ્યો મારી તરફ ફેરવી, પણ ત્યાર પછી પોતાના દીકરા ગમ જોયું."

"'ફીરોઝ, આ ગ્રહસ્થ સાથે તું મને છોડી જવા રાજી છે?' તેણે પુછયું.

"'હા' તાબડતોબ જવાબ મલ્યો.

"ત્યારે તો ખુદાને ખાતર એને લેઇ જાવ' તેનો બાપ બોલ્યો 'એની માયબી તદન એનાં જેવીજ હતી. તેણી પણ હમુને છોડીને નાહશી ગઇ, અને હવે આ છોકરો પણ તેવુંજ કરે તે અગાઉ તમે એને હયાંથી લઇ જાવ, સાહેબ.'

"'પણ પપા તમારી રજા વગર હું કદીબી તમુને છોડી જવશ નહિ,' તે છોકરો બોલ્યો 'તમે સઘળાં મને ધીકકારો છો, તમુને મારી જરૂર નથી, અને તેથીજ હું તમારી આગલથી દુર રહેલો વધારે ભલો.'

"તારે ગમે તેમ કર' તે ખેડુત કડોર અવાજે બોલ્યો.

"'અને જ્યારે હું એક મોટો આરટીસ્ટ થવેશ, જ્યારે હું દુન્યામાં મારૂં નામ કાહડશ' તે છોકરો બોલ્યો 'ત્યારે હું તમારી

આગળ પાછો આવશ પપા, અને તમારી ખાત્રી કરી આપશ કે આજે આ ગ્રહસ્થ સાથે મને મોકલવામાં તમે ઘણુંજ વાજબી કામ કરયું હતું.'

"'પણ તું આખરે તો તેણીનોજ દીકરો છે, અને તેથી તુંને મારી દરકાર શાની હોય!' પેલા ખેડુતે બળાપો કીધો.

"પણ આ પળે પેલી ઘરડી પાટલી બાઇ તેની આગળ ગઈ અને તેનાં ખભાં પર હાથ મુકયો.

"'પાહલી, એને જવા દે. જો આખી દુન્યા તુંને છોડી જશે, તોબી હું તો છેવટ સુધી તારી બાજુમાં રેહવશ. આય દુકતામાં બધાં એની માયનાં લખ્ખણ જણાયછ, અને આપણને એનાથી વધુ નુકશાન થાય, તે અગાઉ ખુદાને ખાતર એને હયાંથી દુર કર.'

"હું ઇચ્છુંછ, સાહેબ કે પોતાની ડુઇના આ શબ્દો સાંભળીને તે છોકરાનાં ચેહરા ઉપર કેવી કચવાતની લાગણી પ્રગટી નીકળી, તે હું તમારી આગલ દરસાવી શકું. તેણીએ આગલ ચલાવ્યું.

"'પાહલી એ દુકતાને જવા દે. એ તદન અધર્મી કુકર્મી નીકળ્યોછ. એને આંય ઘેરની બધી દેવાલો મદમોનાં ચેહરાથી બરી નાખીછ, અને હું પુછુંછ ત્યારે મને કહેછ કે-પેલું શું બરયું-એ તો "આર્ટ"નાં નમુનાં છે'

"તે છોકરો પોતાના બચાવમાં કાંઇપણ બોલ્યો નહિ. તે ગુપચુપ મારી તરફ ફરયો.

"'જોયુ સાહેબ, હયાં કોઇને મારી પરવાહ નથી. બો બોલો હું હમણાજ તમારી સાથે આઉં?'

"'હા,' જો તારા પપાને કાંઇ વાંધો નહિ હોય તો' મેં જવાબ આપ્યો.

" 'તેના બાપે મારી તરફ પોતાની ભીણી આંખ્યો ઉંચકી.

" હું જરાપણું વાંધો લેતો નથી તે બોલ્યો 'અફસોસ ખુદાએ મને કોઇ સાથેની લેહણું બક્ષયું નથી, મારી બેહન સીવાય કોઇને મારી દરકાર નથી, કોઈબી મને ચાહતું નથી, તેથીજ હમણા મારો પોતાનો દીકરો ફકત પાંચ મીનીટની મને નોટીસ આપીને મારી પાસેથી ચાલી જાય છે. શું મારૂ કરમ ફુટેલું નથી? તોપણ હું એ માટે કાંઇપણું ફરયાદ કરતો નથી. ખુદાના રસ્તા મારી તરફ એટલા સખત કાંય છે, તે હું સમજી શકતો નથી.'

" 'બીહ નાં પાહલી' તેની બેહન બોલી ' જો આખી દુન્યાં તુંને બેવફા થાય, તોબી હું તો તુંને વફાદાર રેહવશ.'

" 'હું તે જાણુંછ, સુનાઇ, પણ હવે મુખ્ય સવાલ મારા દીકરાનો છે. હું જોકે ધંધે તો એક ખેડુત છેઉં, તોપણ મારો પોતાનો દીકરો લોકોની સખાવત ઉપર જીવે એ મને પસંદ નથી. હું દર મહીને એની કેળવણી અને અંગત ખરચ માટે રૂપ્યા પોણોસો તમુને આપવાં ધારૂંછ.'

" 'જેવી તમારી મરજી સાહેબ' મેં જવાબ આપ્યો.

" આવી રીતે અમારી ગોઠવણ સંપુર્ણ થઈ, અને મેં આ છોકરાને કાલના દીવસ અને આજની ઘડી સુધી મારી સાથેજ રાખ્યો છે."

" બહુજ અજાયબ જેવું" આલાં બોલી.

" હુંબી એમ ધારૂંછ" અદી બોલ્યો " જોકે આ બનાવ ઉપરથી મારી ખાત્રી થઇ કે કોઇબી જવાન છોકરી પેલા ખેડુત સાથે પોતાની જીંદગી શાંતીથી ગુજારી શકતે નહિ."

" મારી સઘળી દીલસોજી પેલા ખેડુત તરફ છે" આલાંએ મત આપ્યુ " આવા સખત દ્રઢ મનના આદમીઓ ખરેખર દુન્યામાં

ઘણા દુખી થાય છે."

"અને હવે મારી ખાત્રી છે કે મારો આ દસ્તક આગળ ચાલતાં મોટું નામ કાહડશે. જો તે વેળા હું એને એક આબરૂદાર ઘર કરતાં, એને મોહતની ખાઇ તરફ ઘસડી ગયો હતે, તો હું નહી ધારતો કે સુનઈ ફુઇ તે સાંભળીને કાંઇ ઘણી અજાયબ થતે કારણ—"

આ વાકય અદી કદીપણ પુરો કરી શકયો નહિ. તે ઓરડામાં એક લાંબા, ઉંડાં, દચકાંનો સાદ પંથરાઈ રહયો, અને ફરીને જોતાં લેડી દીના-મોદી-સોહલ મોદીની ખુબસુરત પરણેતર-ઉંધે મસ્તક ભોંય ઉપર બેભાણ તુટી પડેલી જણાઇ.

## પ્રકરણ ૪૨ મું.

### અંતકરણનો અવાજ.

દીના બેભાન થઈ ગઇ, એક પળવારમાં તે સ્ટુડયોમાં દોડાદોડ થઇ રહી. એક કુદકા સાથે સોહલ પોતાની ખુરસી ઉપરથી ખડો થયો, અદી આરટીસ્ટ ગભરાટનું ગોયા એક પુતલુંજ હતો, અને તે સઘળાંઓમાં આલાં ગાંધી એકલીજ પોતાની સમયસુચકતા જાલવી શકી હતી. તેણી તુરતજ દીનાની બાજુમાં ગઇ, અને તેઓ સઘળાંઓએ સાથે મલીને, તેણીને ભોંય ઉપરથી ઉપાડી.

"ઓ મીસીસ ગાંધી, એને એકાએક શું થયું" સોહલે ગભરાઇને પુછયું.

"બીહવા જેવું કાંઇ નથી. એ તો જરા 'ફેન્ટ' થઇ ગઇછે."

" પણ તેનું કારણ ?"

" એ હયાં ઘણો વખત થયો ઉભી હતી, અને તે સાથે આંય તાજા રંગનાં વાસથી એનો જીવ ફરી આવ્યો હશે."

" હું મને પોતાને કદીબી માફ કરી શકશ નહીં" અદી નાસીપાસીથી પોતાના હાથ મસલતાં બોલ્યો.

પણ આલાં ફકત હસી. તેણીએ દીના આગળની બારી ઉઘાડી નાખી, તેણીના ચેહરા ઉપર પાણીના ફટકા માર્યા, નાક આગળ કોલોંગવોટરનો રૂમાલ ધર્યો અને ત્યાર પછી સોહલના આતુર ચેહરા તરફ માયાથી જોયું.

" મારી ખાત્રી છે કે એને કાંઇ નથી " તેણીએ ધીરજ આપી.

" મને ભય છે કે મારી લાંબી કાંહણીથી લેડી મોદીને કંટાળો આવ્યો હશે " અદી બોલ્યો.

" હું નહી ધારતી કે લેડી મોદીએ આપણી વાત સાંભળી હોય. મેં એક બે વેળા એવણ તરફ જોયું હતું, ત્યારે એવણનું ધ્યક ધ્યાન તો ચીત્રોમાંજ હતું. એવણને "આરટ"નો ભારે શોખ છે, મી૰ એનદરસન. લેવ, જોવ મી૰ મોદી, હવે આપણને બીહ વાનું કાંઇબી કારણ નથી."

કારણ દીનાએ પોતાની આંખ ઉઘાડી હતી, અને તેણી અજાયબીથી પોતાની આસપાસ જોવા લાગી.

" સોહલ, મને શું થયું ?" તેણીએ ધીમા અવાજે પુછ્યું.

" દીના, તેં હમુને જબરાં ગભરાવી માર્યાં. હમે બેડેલાં હતાં તેટલાં તું એકાએક " ફેન્ટ " થઇ ગઇ."

" મને ઘરે લઈ જાવ, સોહલ."

"હમણાજ, મારી દારલીંગ. આજે ઘરેથી નીકલતાં મેં એવું નહિ ધારયું કે આપની ખુશાલીમાં આવું મોટું ભંગાન પડશે."

"એ નહી, સોહલ" દીના પોતાના ચેહરા ઉપર કાંઇ નવીજ રોશની દેખાડતાં બોલી "આજનો દીવસ ઘણોજ ભાગ્ય-શાળી છે. મેં એક મોટી શોધ કીધીછ."

"હા. મી. એનદરસન જેવા એક મોટા આર્ટીસ્તનાં ચીત્રોની ખુબીની તેં શોધ કીધીછ" સોહલ હસીને બોલ્યો.

પણ દીનાને મનસે તે શોધ શું હતી, તે તો તેણીનો જીવજ જાણુતો હતો.

આ અરસામાં અદીએ થોડોક વાઇન એક ગ્લાસમાં નામ્યો હતો, અને દીના ઉપકારના કાંઈ શબ્દો બબડીને તે પી ગઇ. ત્યારપછી તેણીએ પોતાનો હાથ અદી સાંમે ધરયો.

"હું તમારો મોટો ઉપકાર માનુંછ" તેણી બોલી "અને આજે મેં તમુને જે તસદી આપીછ તે માટે દરગુજર ચાહુછ. મી. એનદરસ ખચીત તમે એક ઘણા ભલા અને મહાન ચીતારા છેઓ, અને તમારાં આ ચીત્રો જોઇને હું મારૂં પણ ચીત્ર તમારી પાસે ઉતરાવવાના ઠરાવ ઉપર આવીછું. તમુને ફુરસદ મલતાં હું મારાં પેહલ્લાં સીટીંગને માટે તમારે ત્યાં આવવા ઘણી ખુશી થનશ, અને આશા રાખુંછ કે જે માયા મેહરબાની તમે હયાં મારી તરફ દેખાડી છે, તે સઘળી હમારે ત્યાં એક ફેરો આવીને તમે હમુને પાછી વાલવાની ટક આપશો."

તે આરટીસ્ટ એક પળ દઘાઇને ઉભો. લેડી મોદી જેવી એક માશેતુજાર તવંગર બાનુએ પોતાના ચીત્ર માટે તેને ઓરડર આપ્યો હતો, અને વળી પેહલ્લીજ મુલાકાત પછી તેને પોતાને ઘર આવવાનું તેડું કીધું હતું, એ જાણી તેનુ જીગર મગરૂરીથી

ઉછાળા મારવા લાગ્યું.

સોહલ પણ પોતાની બૈરીનો આટલો ઉમંગ જોઇને કાંઇક અજાયબ થયલો જણાયો, તોપણ તેની નજરમાં દીના જે પણ ચીજ કરતી તે સઘળી ખુદાને બાર સુધી ખરીજ હતી.

ત્યારપછી તેઓ સઘળાં અદીને શેકહેંડ કરવા પછી મોટર તરફ ફરયાં, અને દીનાની તબીએત નાદરૂસ્ત ધારીને સોહલ તેમજ આલાંએ કાંઇપણ બોલવાનુ મોકુફ કરયુ. એકાએક સોહલ દીના તરફ ફરયો.

" દીના, મી. એનદરસને આજે હમુને ઘણીજ અજાયબ જેવી વાત કહી, તે તેં સાંભળી કે ? હું નહિ ધારતો."

અને દીનાએ તે નહિ સાંભળી હોય એવુ વીચારીને, સોહલ તે સઘળી વાત પોતાની બૈરીને નવેસરથી કહી ગયો.

" એ છોકરાની માંય કેવી હતી એ જાણવા હું ઘણી આતુર છેઉં " આલાં બોલી.

"હોશે, કોઇ સુરત નવસારીની નાદાન અણુસમજ ઉછાછલી છોકરી, કે જે પૈસાને ખાતર આ એડુન સાથે પરણી બેઠી, પણ પાછળથી તેની સાથે બરાબર પાટલો નહિ ફાવવાથી પોતાનું ઘર છોડીને નાહરી ગઇ." સોહલ બોલ્યો.

" સોહલ, તમે તે બીચારી તરફ ઘણા સખત થાઓછ" દીના બોલી.

" કારણ મને એવી ચલકતી ખુબસુરત છોકરીઓ તરફ મોટો ધીકકાર છે "

" પણ તે બીચારીએ કેવું દુખ ખમ્યું હશે, તેણીને કેવી રીતે સતાવવામાં આવી હશે, તેનો તમે કાંઈ વીચાર નહી કરતાં" દીનાએ પોતાની તરફેણ ખેંચી.

"હા, આય છોકરાના બાપની કે માયની દયા ખાવી તે મનેબી સમજ નહી પડતી" આલા વચમાં બોલી "એક જુવાન ખુબસુરત માય—તેનો બુધ્ધીમાન છોકરો—મેલો ઘરડો બાપ—અને આંય ભલો આરટીસ્ટ—એ સઘળું જાણે એક નોવેલનાં "પ્લોટ"ને મળતું આવેછ."

"તોપણ હું ઇચ્છુંછ કે હવે એ છોકરો પોતાની માયની માફક મીઞ એનદરસનને છોડી નહી જાય." સોહલે મત આપ્યું.

દીનાએ એક ઉંડો નીસાસો નાંખ્યો. અરે, પોતાની પાસે બેઠેલા તેણીના ભોલા ધણીને કયાં ખબર હતી કે તે કોણને વીશે એમ બોલતો હતો? ઓહ, ફકત તે જાણતો હતે! આખરે તેઓનું ઘર આવ્યું, અને છુટકારાનો એક દમ ખેંચીને દીના તુરતજ પોતાની સઈ સાથે તેણીનાં ઓરડામાં ગઇ.

"ચાલ, ડીઅર, હવે જરા આસાયસ લે" આલાં બોલી "નહી તો તારો ધણી તુંને સીક જોઇને એક મીનીટબી ઠર પડીને બેસવાનો નથી. હું તારૂં બીછાણું સરખું કરૂંછ, તેટલાં તું કપડા બદલીને સુઇ ઉઠ, દીના."

દીનાએ એક નીસાસો નાખ્યો. આય લોકો તેણીને આસાયસ લેવા જણાવતા હતાં, મગર આજ પછીથી તેણીને ઉંઘ અને આસાયસ કયાંથી હોય? દીનાની આંખમા લગભગ આંસુ આવી ગયાં.

"દીના, હું ધારૂછ કે તું કાંઈ મુશકેલીમાં છે" આલાં તેણીના ચેહરા તરફ જોતાં બોલી.

"એમ તું મને શા ઉપરથી પુછેછ?"

"કારણ હમણા હયાં આવવા પછી મેં તુંને સંખ્યાબંધ નીસાસા નાખતાં સાંભળી છે. જો દીના, તારી કોઇબી મુશકેલીમાં હું તુંને એક બેહન તરીકે મદદ કરવા તૈયાર છેઉં."

દીનાએ તેણીનો ઉપકાર માન્યો, અને આસાં કાંઇક અજ્ન-યબીથી પોતાની સખ્રને શેકહેંડ કરીને ત્યાંથી વીદાય થઇ.

આખરે દીના પોતાના ઓરડામાં એકલી પડી. તેણીએ બારણું અંદરથી બંધ કરયું. તેણી કોઇની પણ હરકત વગર જરા શાંત જીવે એકલી વીચાર કરવા માંગતી હતી. તેણી ધ્રુજવા લાગી. તે નાજુક ચેહરો મોહત જેવો ફીકકો પડી ગયો, અને બંને હાથમા પોતાનું માથું પકડીને વીચાર કરતાં દીનાને માલમ પડયું કે પ્યારાં બાળકને તેણી પેલી દુન્યામાં સધાવેલો ધારતી હતી, તે તો હજુણ જીવતો હતો. ખચીત તેણીએ આજે ફીરોઝના ચેહરો અને અવાજ જોયો તેમજ સાંભળ્યો હતો. હા, આ સત્તર વરસનો જવાન તેજ તેણીનો આગલો ગળગોટા જેવો ફીરોઝ હતો, કે જેનો ચેહરો તેણીએ વારંવાર સેંકડો કીસીઓથી વધાવી લીધો હતો, જેના ગોળ સુંવાલા હાથો વારંવાર તેની માયની ગરદન આસપાસ વીટળાયા હતા. ઓ ખુદા, આયજ તેણીનો એકપુરો બેટો હતો, કે જેને ખાતર તેણી પોતાના ધણી અને ઘરને છોડી આવી હતી. ઓ, તે છતાં માબાપે કોઇ પરાયાંને આશરે પડયો હતો.

"હું ઘેલી થઇ જવસ, ઓ ખુદા હું ઘેલી થઇ જવસ" દીના બડબડી.

અરે, તેણીનો વ્હાલો બેટો નાહનપણમાં પોતાની માયની જુદાઇથી કેવો ઝુરાઇ ગયો હશે, કેટલી બયંકાર રાતો તેણે પોતાની માયના અવાજ વગર રડીને પસાર કીધી હશે, કેટલી વેળા સુનઇએ તેને સતાવ્યો હશે. અરે, કેટલી વેળા તે ઘાતકી ફુઇએ તેણીના દીકરા ઉપર પોતાની માયના ગુનાહને માટે વેર લીધું હશે, અને જયારે તે નીર્બળ નીર્દોશ જીવ કંટાળીને પોતાના બીછાણાપર પછડાઇ પડયો હશે, ત્યારે કેટલી વેળા, તેની માયનો

ચેહરો સ્વપનામાં તેને દુખી અને પરેશાન કરવા આવ્યા કીધો હશે ?

દીના ભોંય ઉપર પછડાઇ પડી. તેણીએ પોતાના નીર્દોશ બાળકને અંજાણપણામાં દુખી બનાવ્યો હતો. ખુદા તેણીને માફ કરે. દીના પોતાના સંતાપ દરમ્યાન સઘળું ભુલી ગઇ. પાહલી વીશે તેણીએ સેહજપણ વીચાર કીધો નહી, તેણીનો વ્હાલો સોહલ વટીક પણ હમણા ભુલાઇ ગયો હતો; બસ, હમણા તો એક માતાનો સાચ્ચો પ્યાર પેલા આરટીસ્ટના "કરી લીધેલા" દીકરા તરફ ઉભરી નીકળ્યો હતો. તે જીવતો હતો, શુક્રે ખુદા, હજુણુબી તે પોતાની દુઃખી કમનશીબ માતાને મલવા જીવતો હતો.

---

# પ્રકરણ ૪૩ મું.

---

## માતાનો પ્યાર.

દુન્યામાં ઘણીજ થોડી ચીજો એક કદરદાન માતાના વ્હાલ કરતાં વધારે કીંમતી, વધારે બુલંદ, અને વધારે પવીત્ર છે. પોતાના દીકરાને એક લાંબી મુદત પછી પાછી મલતાં દીનાનાં તનબદનમાં પોતાના બેટા માટેનો સઘળો પ્યાર એકદમ ઉભરી નીકળ્યો, અને તેને પાછી મલવા તેણી અતયંત અધીરી બની.

બપોરે જમવાના ઓરડામાં જતાં સોહલે તેણીને ઘણાજ સારા "મુડ"માં દીઠી. તે ફીકકા ચેહરા ઉપર હમણા કાંઇ અજબ રતાશ જણાતો હતો. તેણીથી વારંવાર હસાઇ હસાઇ જવાતું હતું, અને સોહલની નજરમાં તેણી આટલી ખુબસુરત કદીબી

જણાઇ હતી નહિ. તેણી અદા આરટીસ્ટ સીવાય બીજા કોઇની પણ વાત કરી શકી નહિ. તે કેવો ભલો હતો? અને આવા એક ભલા અને જાણીના આરટીસ્ટ પાસે, સોહલે તેણીનું ચીત્ર પડાવવાનું દરસ્ત ધારયું હતુ, એ માટે હેરાન અને ઉપકારનાં શબ્દોથી દીનાએ પોતાના ધણીને વધાવી લીધો. તેણીએ તેને તરેહવાર સવાલો પુછ્યા, અને પોતાની બૈરીનો આટલો ઉમંગ જોઇને સોહલ આખરે હસી પડયો.

"હું તારે માટે કાંઇબી કરવા તઇયાર છેઉં, દીના" તે તે બોલ્યો "તારી ફુરસદે તું મી૦ ઍનદરસનને એ બાબદ લખી પુછાવજે."

પણ તેઓ જમી રહયા પછી તુરતજ દીનાને લખવાની ટેબલ આગળ જોઇને સોહલ જરા અજાયબ થયો. દીનાએ તે કાગળ લખવા માંડયું, અને સોહલ તેણીની બાજુમાં હસ્તે ચેહરે ઉભો.

"કેમ હવે જીવ ધરાયો" તે બોલ્યો "તારી ખાત્રી છે કે આ પીકચરથી તુંને કાંઇ નુકશાન નહી થશે, દીના."

દીના ગંભીર જણાઇ.

"સોહલ, શું આ ઘણું ઉતાવળુ લાગેછ. મી૦ ઍનદરસન આગળ મને કાંઇ ખરાબ તો નહી લાગે?"

"નહી, ડીઅર. આ ચીઠ્ઠી ઉપરથી તેવણ ફકત એમજ સમજશે કે તુંને તારા ચીત્રની ઘણીજ ઉતાવળ છે."

અને ત્યારપછી તે કાગળ પોતાની વીશ્વાસુ આયાને પોસ્ટ કરવા આપીને દીના ખુશાળ જીગરે પોતાના ઓરડામાં ગઇ.

બીજી સહવારે બામદાદમાં સોહલ મોદી પોતાના ઓરડાની બારી આગળ દીનાને ઘણીજ વીચારવંત ઢબે ઉભેલી જોઇને પોતાની અર્ધ જાગૃત ઉંઘમાંથી ચોંકી ઉઠયો. તેણી કાંઇ સ્વપનો જોતી

ત્યાં બારી આગળ ઉભેલી જણાતી હતી.

"દીના" તે બોલ્યો "તું એટલી સકકારી કાંવ ઉઠી. હજુણ સો ચાર વાગાછ."

તેણી એકાએક ચોંકી.

"મને કાંઇ કહયું, સોહલ" તેણીએ પુછયું.

"એ દીના, તું સીક છે. તારા ચેહરા ઉપરથી હું તે જોઇ શકુંછ. તું ઉંધમાં આવીને હયાં ઉભી હતી તેબી તુંને ખબર નથી."

તેણે તેણીનું માથું એક નરમ ટકયા ઉપર મુકયું. પોતાના દયાળુ હાથે તે ઝાંખી ચશમો બંધ કરી, અને એક બચ્ચાં માફક તેણીને પસવાડીને પાછી સુવાડી દીધી. સહવાર પડતાં તેણી જરા ઠીક જણાઈ.

"તુંને આસાયસ જોઇયેછ, ડીઅર" તે બોલ્યો.

પણ અફસોસ દીનાને માટે સેહજપણ નીરાંત હતી નહિ. ત્યાં બીછાણા ઉપર પડી રેહતા, પોતના દીકરા માટે તરેહવાર વીચારોથી તેણીનું દેમાગ તપી જતું હતું. આહ, પોતાની સખીના ઓઠા હેઠળ હવે તેણીને ફીરોઝને રોજ મલવાની ટક મળશે, તેણી તેની તરફ ઘણીજ માયાળુ રીતે વરતશે, તેઓ વચ્ચે દોસ્તી પડશે, અને આખરે ફીરોઝને પોતાને ત્યાં આવતો જતો જોઇને, તેણી દુરથીજ સંતોષ માની લેશે. અને જયારે સાંજે દીના સોહલને પાછી મળી, ત્યારે તેણી ઘણી ખુશમીજાજી દીસ્તી હતી. એમાં કાંઈ નવાઇ હતી? સોહલે વીચારયું કે આખો દીવસ આસાયસ લેવાથી તેણીની તબીઆત એકદમ સુધરી ગઈ હતી.

બીજી સહવારે અદી તરફથી દીનાને એક કાગળ મળ્યું, જેમાં તેણે જણાવ્યું હતું કે લેડી મોદી જેવા એક બાનુએ પોતાના પીકચર માટે તેને ઓરડર આપીને તેને એકદમ સાતમાં

આસમાને ચઢાવી દીધો હતો, અને તે આ માનવંત બાનુનું ચીત્ર આવતા સોમવારથી શરૂ કરી દેવા રાજી હતો. આ તવંગર બાનુએ તેના સ્ટુડયોમાં પોતાના પનોતાં કદમ હરરોજ લંબાવવાનું માન આપ્યું હતું, જે માટે તે તેવણનો ઘણોજ હેસાનમંદ હતો.

આખરે સોમવારનો સગનવંતો દીવશ આવી લાગ્યો, કે જે દીવસથી દીના પોતાના દીકરાને રોજ મળી શકનાર હતી. પણ તે અગાઉ તેણી ફીરોઝને માટે એક ઘડીયાળ છેડો ખરીદવા ચુકી નહિ. તેણીએ સોહલની હસ્તે તે ઘડીઆળ છેડો એક દાબડામાં પેક કરીને ફીરોઝ પેસીકાકાના એડ્રેસે પોસ્ટ મારફત મોકલી આપ્યો, અને ગરીબ બીચારો ફીરોઝ, આ ભેટ તેને કોણ તરફથી મળી હતી, તે તે કદીબી જાણી શકયો નહિ.

"દીના આજે સોમવાર તુંને યાદ છે કે?" તે દીવસે નાસ્તો લેતા સોહલે પોતાની બૈરીને કહયું "હું ધારૂંછ કે તારૂં "એપોઇન્ટમેંન્ટ" તું ભુલી ગઈ નહિ હશે"

"નહી, સોહલ" દીનાએ જવાબ આપ્યો

"ત્યારે તો મને હમણા તે તરફ જરા કામે જવાનું છે તે આપણે સાથેજ જઇશું. હું ત્યાંથી પાછો ફરતી વખતે તુંને લેવા આવશ."

આવી રીતે તેઓ બને તે આરટીસ્ટનાં સ્ટુડયોમાં જવા તૈયાર થયાં, અને જો કદીબી દીનાએ પોતાના પોશાક પાછળ ઘણી ખડખોડ કીધી હોય તો તે આજે હતી. પોતાના ધણી કરતાં પોતાના દીકરાને ખુશી કરવા તેણી વધુ ઇંતેજાર હતી. અને પોતાની આયા પાસે ખાસ્સી પચાસેક સાડીનો ઢગલો કઢાવીને તેમાંથી એક "સીલેકત" કીધી. આહ, જો તેણીનો આરટીસ્ટીક દીકરો આજે પોતાની માતાને જોઇને ખુશ થાય તો પછી દીનાની દુન્યા સુખી હતી.

તેઓ આખરે તે સ્ટુડીઓમાં જઇ પોંહચ્યાં, અને ત્યાં દાખલ થતાંજ દીનાએ પેલા મખમલના પરડા તરફ પોતાની નજર ફેરવી. આહ, તે પરડા પછવાડેજ પેલો વ્હાલો આકાર છુપાયલો હતો.

સોહલે તે આરટીસ્ટ સાથે પાંચેક મીનીટ સુધી કાંઇ વાતચીત કીધી, અને ત્યારપછી દીના તરફ ફરયો.

" મને આવતા જરા વખત લાગશે," તે બોલ્યો.

" કાંઈ ઉતાવળ ના કરતાં" દીના તુરતજ બોલી " આંય ચીત્રોનાં મેહલમાં બીજી કોઇપણ જગ્યા કરતાં હું વધારે વખ્ત ઠોબવા રાજી છું.'

સોહલ ગયા પછી અદી દીના સાથે તે ચીત્રો બાબદ કાંઇ છેવટની ગોઠવણ કરવા વાતે બેઠો, પણ તેટલાં કોઈ બીજાં ઘરાકે આવીને તેઓની વાતમાં ભંગાણ પાડયું.

" એવણને જરા પછી આવવા કહે, હું હમણા રોકાયલો છેઉ" અદીએ પોતાના રામા પાસે કેહવડાવ્યું.

" નહી—નહી" દીના હસીને બોલી " મારો વખત કાંઇ ઘણો કીંમતી નથી. તમે પેહલ્લાં એવણ આગળ જઇ આવો."

અદીએ તેણીનો ઉપકાર માન્યો, અને જે ઘડીની દીના આતુરતાથી રાહ જોતી હતી, તે ઘડી આખરે આવી પુગી. દીનાએ હડકહડક થતી છાતીએ પેલો મખમલનો પરડો ઉપાડયો, એકપળ તેણી ત્યાંજ ઉભી, પોતાની સાંમે એક ઝડપી નજર કીધી. અને—ઓ—તેજ—તેજ તેણીનો વ્હાલો બેટો શીરોઝ, હંમેશ મુજબ નીચી મુડીએ ત્યાં કામે વળગ્યો હતો!

# પ્રકરણ ૪૪ મું.

## માય દીકરાં.

ફીરોઝે ઉંચે જોયું. પોતાની સાંમે પેલાજ ભલાં બાઇને હસ્તે ચેહરે ઉભેલાં જોઇને તે જરા ખુશ થયલો જણાયો.

"સાહેબજી" દીના બોલી "તમારા શેઠ કોઇ ઘરાક સાથે વાતે રોકાયલા છે, તેથી હું જરા તમારો સ્કેચ જોવા આવી,"

ફીરોઝ પોતાનુ કામ છોડીને ખડો થયો, અને મગરૂરીથી તેના ચેહરા ઉપર રતાશ ધાઇ આવ્યો.

"તમે ઘણાજ માયાળુ છેઓ, લેડી મોદી" તે બોલ્યો.

"પણ મારી એ માયા તો મતલબની છે" દીનાએ હસીને જવાબ આપ્યો "કારણ મને તમારો સ્કેચ ઘણોજ ગમેછ. જોઉં, મારાં દેખતાં તમે પેન્ટ કરી શકશો કે?"

"હું તે કહી શકતો નથી" તે બોલ્યો "કોઇ મારી આગળ ઉભું હોય ત્યારે મારાથી કામ થાયછ કે નહિ તે મેં ત્રાઇ કીધું નથી."

"ત્યારે હમણા ત્રાઈ કરો."

"પણ હું તેમાં નીશફળ જાઉં, તો તમે મારે વીશે શું વીચારશો?"

"કાંઇબી નહિ" દીના બોલી.

ફીરોઝ પોતના કામે પાછો વળગ્યો, અને દીના તેની બાજુમાં ઉંચા દમે બેઠી. આહ, આયજ કુશળ ,આરટીસ્ટ ખુદા તરફથી એક પ્રકાશીત રોશનીની માફક તેણીની આગળી દુખી જીંદગીમાં એકલો સધ્યારો હતો. આયજ આરટીસ્ટ છોકરાને

તેણીએ પોતાની છાતીમાં છુપાવીને મીઠકા હલકે ગાણું ગાઇને પોઢાડ્યો હતો, અને એજ બાળકને પોતાની કેડે ઉંચકીને, તેણી સુનઇની ગમે એવી પણ તકરાર સાંમે વારંવાર બાહર ફરવા લઇ ગઈ હતી. દીના તેને તગર તગર એક ચીતે જોતી બેસી રહી. ઓહ, જ્યારે તે પેલા ગંધાર જેવા ઓરડામા મરવા સુતો હતો, ત્યારે પણ તેણીએ એવીજ રીતે પોતાના દીકરા ગમી જોયું હતુ. તે ફરચળીવાલા સોનેરી ઝુલફાઓને હાથ લગાડવા, દીનાના આંગળાં વારંવાર તે તરફ જતાં હતાં, તે ગોળ સુંવાલા નાના ગાળ ઉપર એક માતાનું પવિત્ર ચુંબન કરવા દીનાના હોથ ધ્રુજતા હતા. અફસોસ, તેણી કેવી તેને ચાહતી હતી, એ કેહવા દીનાની જભાં તેણીના મોઢામાં તરફડયાં મારતી હતી. ઓ, ફકત તેણી પોતાના દીકરા આગળ જાહેર થઇ શકે!

એકાએક ફીરોઝે ઉંચે જોતાં તે ચેહરો આંસુઓથી ભરાઈ ગયલો દીઠો. તે કાંઇપણ બોલ્યો નહિ. તેને આ તવંગર બાઈ તરફ કાંઈ અજબ ખેચાણ હતું, અને હમણા લેડી મોદીની આંખ્યો ભીણી જોતાં ફીરોઝને કાંઇપણ અસાધારણ યા અકુદરતી લાગ્યું નહી. આવી રીતે તે માય દીકરાં બંને એકેકની બાજુમાં બેઠાં હતાં, તોપણ તેઓ એકેકની સમજી શકવાને કેટલાં દુર હતાં?

"તમુને મારી બાજુમાં બેઠેલાં જોઇને હું હંમેશ કરતાં વધારે સારી રીતે કામ કરી શકુંછ" ફીરોઝ આખરે બોલ્યો.

દીના ખુશ થઇ ગઇ. પોતાના દીકરાની વખાણ તેણીને બહુજ વ્હાલી હતી.

"તમે એક આરટીસ્ટ કેવી રીતે થયા" દીનાએ એકાએક પુછ્યું.

"મારી મરજીથી. મારા પપા મને એક ખેડુત બનાવવા

ધારતા હતા, પણ મને એ લાઇન પસંદ પડી નહિ."

"તમારા પપા ઘણા નાસીપાસ થઇ ગયા હશે."

"જી હા. મેં એક ખેડુત બનવાની મારેથી બનતી તજવીજ કીધી, તેમાં હું નીશફ્લ નીવડયો"

"કેવી રીતે?"

"હું પીકચરોથી મને પોતાને દુર રાખી શકયો નહિ. જયારે મારા પપા મને ખેતરમાં સઘળું કામ સોંપતા હતા, ત્યારે તે કામ કરવાને બદલે હું વારંવાર ત્યાંથી સારા કુદરતી દેખાવોની શોધમાં જતો હતો. એ જોઇ મારા પપા ઘણાજ નારાજ થતા હતા. મેં ઘઉં, ચોખા અને ગાય ઢોરમાં ઉલટ લેવાની ઘણીબી કોશેશ કીધી, ખેતરમાં હળ ચલાવવાના ઘણાબી ફાંફાં મારયાં, પણ તેને બદલે હું રંગ અને પીછી લઇને વારંવાર બેસી રેહતો હતો, અને ત્યારેજ મેં વીચારયું કે ખુદાએ મને એક આરટીસ્ટ બનાવ્યો હતો."

"તમુને આવો ટેસ્ટ કોણ તરફથી મળ્યો" દીનાએ સંભાળથી પુછયું.

"હું તે જાણતો નથી" ફીરોઝ બોલ્યો "કારણ એક વેળા સુનઇ ફુઇ બોલ્યાં હતાં કે આવા ખાનાખરાબીના હુન્નર તરફની મારી વલણ મારા પાપાના ખાનદાની તો હતીજ નહિ. મારા પપાના વડવાઓ તો સઘળા ખેડુત હતા."

દીનાએ એક નીસાસો નાંખ્યો, ત્યારપછી તેણીએ પેલા ઘડીઆળ છેડાને માટે વાત છેરવાનું દરસ્ત ધારયું.

"હું બરાબર ટાઇમ જાણવા માગુંછ" તેણી બોલી "હું ધારૂંછ કે આંય સામેનું ઘડીઆળ ફાસ્ટ છે"

ફીરોઝે એક સ્કુલ બૉયને છાજતી મગરૂરીથી પોતાનું ઘડીઆળ બહાર કાઢયું.

"આંય સામેનું ઘડીઆળ ત્રણ મીનીટ ફાસ્ટ છે" તે બોલ્યો.

"તમારૂં ઘડીઆળ ઘણું સુંદર છે" દીના પોતાના દીકરા આગળ વાંકી વળતાં બોલી.

"હા, પણ એ ઘડીઆળ તો મને જાણે આસમાન પરથી મલ્યુછ."

"એટલે?"

"આજે વરસો થયાં મને સુન્નાનો એક ઘડીઆળ છેડો વાપરવાનો ઘણો શોખ હતો" ફીરોઝ બોલ્યો "થોડા દીવસ થયાં મને એક પારસલ મલ્યું, કે જે ઉઘાડીને જોતાં તેમાંથી આંય ઘડીઆળ છેડો નીકળ્યો. જો કે એ પારસલ સાથે તેનાં મોકલનારનું કાંઇ પણ નામ નીશાન હતું નહિ, તોપણ હું ધારૂંછ કે એ સુનઇ ફુઇનુજ કામ છે."

દીનાનો ચેહરો નખાઈ ગયો. દુન્યામાં બીજા બધા કરતાં તેણીનો દીકરો આ ભેટ માટે પોતાની સુફયાણી ફુઇનેજ આભારી સમજતો હતો.!

"તમારી ઉપર આવી ભેટ મોકલવા જેટલી, તમારાં ફુઇની આટલી બધી લાગણી છે?" દીનાએ પુછ્યું.

"હું એમ ધારૂછ, કારણ સુનઇ ફુઈ જો કે બાહરથી મને મારતાં, ધમકાવતાં, સતાવતાં હતાં, તોબી તેવણનાં અંતઃકરણમાં તો મારે માટે દયા હતી. એક દીવસે મને તાવ આવવાથી હું સીક પડયો, અને મને ઉંઘી ગયલો ધારીને તેવણે મારી ઉપર વાંકાં વળીને મને એક કીસ લીધી. "ગરીબ બીચારો" તેવણ બોલ્યાં, અને ત્યાર પછી મારા ચેહરા ઉપર તેવણનાં બે ત્રણ આસું ટપકાઇ પડયાં. હવે જો સુનાઇ ફુઇ મને ચાહતા નહિ હતે, તો મારે માટે તેવણ એમ રડતેબી કે?"

દીનાએ કાંઇપણ જવાબ આપ્યો નહિ.

" અને તેથી " ફીરોઝે આગળ ચલાવ્યું " હું ધારૂં છું કે તે આગલાં વરસોની મારી સાથે પોતાની સખતાઇ યાદ કરતાં, જે મારી તેવણ શબ્દોથી માંગવાને ઘણા મગરૂર છે, તે મારી આય ભેટ મારફતે તેવણે મારી પાસે માંગી છે. "

દીના તદન નાસીપાસ થઈ ગઇ. તેણીએ તો એવું વીચાર્યું હતું કે તે પોતાની પ્રેરણા બુધ્ધીથી આ ઘડીઆળ લેડી મોદીએ મોકલાવ્યું હતું એવું સમજી જશે, અને તે માટે તેણીનો ઉપકાર માનશે. પણ નહી, ફીરોઝ તો આ ભેટ માટે પોતાના ઉપકારનો સઘળો બોજો લાવી લાવીને સુનઇ ફુઈ ઉપરજ નાખતો હતો.

" કદાચ તમારાં ફુઇ એવીજ રીતે તમારી ઉપર બીજી ભેટો મોકલી આપશે. " દીનાએ કહયું.

" હા, હું ઇચ્છુછ કે તેવણ મારી ઉપર પેન્ટીંગનો એક બોક્ષ મોકલી આપે. "

લેડી મોદી તે વેળા શું બબડી ગઇ તે ફીરોઝ સમજ્યો નહિ. ત્યાર પછી બદી તેઓના ઓરડામાં દાખલ થયો, અને પોતાના રોકાણ માટે દીનાની સેંકડો વખત માફી ચાહવા પછી તે તે તેણીને આગલા ઓરડામાં લઈ ગયો, અને તે મખમલનો પરદો પાછો પડતાં દીનાને એવુંજ લાગ્યું કે હમણા જાણે પ્રકાશીત રવીરાજે પોતની સઘળી રોશની ગુમાવી દીધી હતી.

ખાસ્સો અરધો કલાક સુધી તેઓ તે ચીત્ર માટે વાતે બેઠાં. બદીએ તે કેવી ઢબે પાડવું તેની સઘળી બારીકી દીનાને કહી સંભળાવી, અને જ્યારે તેઓ આવી રીતે વાતે બેઠાં હતાં, તેટલા સોહલ પોતાના પ્રોમીશ મુજબ દીનાને લેવા ત્યાં આવી લાગ્યો.

" હું પાછી ક્યારે આઉં, મી૦ બેડરસન " દીનાએ પુછયું.

"તમારી ફુરસદે બાનુ" અદીએ જવાબ આપ્યો.

અને જતી વખતે સોહલ મનમાંજ અજાયબ થયો કે દીના પેલા મખમલના પરદા તરફ એટલી આતુરતાથી કાંય જોતી હતી ?

---

# પ્રકરણ ૪૫ મું.

---

## દીનાનો જીવ ખરાય છે.

બીજે દીવસે જ્યારે દીના તે સ્ટુડયોમાં ગઈ, ત્યારે ફીરોઝ ત્યાં હતો નહિ. અદીએ તેને પોતાના કામ માટે કેડે મોકલાવ્યો હતો, અને તે આજે આખ્ખો દીવસ આવનાર હતો નહી એવું જાણવા પછી, દીના નાસીપાસ થઈ ગઇ.

"યા ખુદા, મારો દીકરો કયાં છે તેબી હું પુછી શકતી નથી" તેણીએ વીચારયું.

તેથી જ્યારે અદી તેણીનું ચીત્ર ઉતારતો હતો, ત્યારે દીનાને આજે આટલી ગંભીર અને વીચારવંત જોઇને તે અજાયબ થયો. આગલા દીવસ જેવી રોશની આજે તેણીનાં ચેહરા ઉપર જણાતી હતી નહિ, તે મોટે ઘરની બાનુના ચેહરા ઉપર ઉદાસીનો ઘેરો પડયો હતો, અને દુન્યાની નજરમા આ સુખી બાનુનો જીવ આજે તદન ઉચત હતો. વખત ધીમે ધીમે પસાર થવા લાગ્યો, અને જ્યારે "સીટીંગ" ખલાસ થઇ, ત્યારે પોતાના દીકરાની ગેરહાજરી વીશે પુછી જોવાંને દીનાએ પોતાની સઘળી હીંમત ભેગી કીધી.

"તમારો દીકરો આજે હયાં જણાતો નથી, મી૦

એનદરસન" તેણીએ ઘણીજ સંભાળથી પુછયું "ગઈ કાલે એવણ સાથે મારો વખત ઠીક પસાર થઇ ગયો હતો."

"નહી બાનુ" પોતાના દીકરાની વખાણથી ખુશ થઇને અદીએ જવાબ આપ્યો, "આજે મેં તેને મારા કામ માટે બાહર મોકલાવ્યો છે, અને તમારા જેવા એક તવંગર બાનુ મારા છોકરા માટે આટલી કાળજી ધરાવો છો, એને હું તમારા ભલા ખવાશની ઇંધાણી દાખલ ગણું છ."

"એ છોકરો ઘણો ચાલાક છે, અને એટલો તો રાંક અને નમાનો છે, કે હું ધારૂંછ કે આવા એક જવાન માટે તમે મગરૂર થતા હશો."

અદી મલકાઈ ગયો, તોપણ તેને સેહજ પણ ખ્યાલ હતો નહી કે જે બાનુને તે સુખી ધારતો હતો. જે બાનુ આવી બાદશાહી ખુબસુરતી ધરાવતી હતી, તેજ બાનુ હમણા લાચારીએ તેની આગળ ગુંહણુમંડયે પડીને તેણીના દીકરાની સંભાળ લેવા માટે, તેની ઉપર હજારો હજાર દુઆ અને આશીરવાદનો વરસાદ વરસાવવા તઇયાર હતી!

તે દીવસે ફીરોઝને મલવા વગર દીનાને ઘરે જવું પડયું, અને વાંચનાર, ત્યાર પછીનો દરેક કલાક દીના માટે કેવો હતો, એ વીસતારીને કેહવાની શું કાંઈ જરૂર છે? ફીરોઝને મલવા માટે તેણીનો જીવ તલપાપડ થઇ રહયો. આખરે તેણીને એક વીચાર સુજયો. તેણી સોહલને કહીને આ આરટીસ્ટ છોકરાને એક દીવસે પોતાને ત્યાં જમવા બોલાવશે, અને ત્યારપછી પોતાના ચીત્રો દેખાડવાને બ્હાણે તેણી ફીરોઝને પોતાના ઓરડામાં લઇ જઇને તેની સાથે એકલી કલાકો સુધી તેણીનો જીવ ધરાય ત્યાંસુધી વાતે વળગશે.

"સોહલ" બીજે દીવશે સહવારે દીનાએ કહયું "આવતા

ભેસ્તપત્નવારે આપુને કાંઇ "એપોઇન્ટમેન્ટ" છે કે?"

"નહી, ડીઅર"

"ત્યારે તો હું તે દીવશે મી. એનડરસન અને તેના પેલા ચાલાક છોકરાને આપણે ત્યાં બોલાવવા ધારૂંછ."

"બોલાવ, ડીઅર, સુખેથી બોલાવ" સોહલે કહયું "દીના એ વીશે મારી રજા પુછવાની કાંઇબી જરૂર હતી નહીં."

"એ મરૂરે તમારી પરથી" દીના પોતાના ધણીને ઓવરણા લેતાં બોલી, અને સોહલ તેણીની આ અસાધારણ ઉલટ જોઇને વળી પાછો વમાસણમાં પડયો "મને એ આરટીસ્ટનો છોકરો બહુજ ગમેછ"

"ત્યારે તો તેને આપણે ત્યાં વારંવાર બોલાવીને હું તુંને વધારે ખુશી કરવા માંગુંછ" સોહલ બોલ્યો.

આવી રીતે દીનાના દીલની એક મોટી ઉમેદ બર આવી અને તેણીએ પોતાના દીકરાને પોતાને ત્યાં આવકાર આપ્યો. ફીરોઝે કાળો ઇંગલીશ સુટ પેહડયો હતો, તેની રીતભાત એટલીતો મનહર હતી, અને બોલવા ચાલવાની તેની ઢબછબ એટલીતો ખેંચાણકારક હતી, કે દીના પોતાના દીકરાને જોઇને અંજાઇ ગઇ. તેણીની નજર તે સુંદર ચેહરા ઉપરથી જરા પણ ખસી નહિ.

ઓહ, જો તેણીની જીંદગી વધારે સુખી હતે, જો આ જવાન આરટીસ્ટ તેણીનો અને સોહલનો હકદાર બેટો હતે, તો કેવી મગરૂરીથી તેણીએ પોતાના દીકરાને કુલ દુન્યાને દેખરાવતાં કહયું હતે કે 'આ મારો દીકરો ફીરોઝ છે."

કોઇ ગેબી રીતે સોહલ પણ આ જવાન તરફ ખેંચાઇ ગયો. તે પોતાના પરોણાની હસી હસીને ખીદમત કરતો, તેને દરેકે દરેક સગવડ આપવાને દોડાદોડ કરતો, અને પોતાના ધણીને આવી રીતે રોકાયલો જોઇને ગરીબ બીચારી દીનાના મોઢાંમાંથી

સોહલને માટે વારેઘડીએ સંખ્યાબંધ દુઆના શબ્દો નીકળી પડતા હતા.

જમી રહયા પછી દીના ફીરોઝ તરફ ફરી.

"તમે એ બેઉને વાત કરવા દો, તેટલાં હું તમુંને મારાં ડ્રોઇંગ દેખાડવા માગુછ." દીના સોહલ તેમજ અહીં તરફ જોતાં બોલી.

ફીરોઝને પણ એવુજ જોઇતું હતું. લેડી મોદી સાથે વાત કરતાં તેને કાંઇ અજબ ખુશાલી લાગતી હતી. દીનાએ તેને હીરાની વીંટીઓથી ભરેલો પોતાનો નરમ હાથ આપ્યો, અને તેને પોતાના ખાસ ઓરડામાં લઈ ગઈ. ઓ વાંચનાર, તે વેળા આ માતબર બાનુની દોસ્તી સાંધવા માટે ફીરોઝ કેટલો મગરૂર હતો, તોપણ, ગરીબ બીચારો, જો તેને આગળથી ખબર હતે, કે આ સુંદર હાથ તેની પોતાની માયનો હતો, તો તે કેટલો વધારે મગરૂર થયો હતે!

દીનાએ ધ્રુજતા હાથે ને ઓરડાનું બારણું બંધ કીધું તેને પોતાની માનીતી ખુરસી ઉપર બેસાડ્યો, અને ત્યાર પછી એકલી—ઓ તદન એકલી—કાંઇની પણ ધાસ્તી વગર પોતાના દીકરા સાથે વાતે વળગી. તેણીએ પોતાના ડરોઇંગનો એક મોટો પોડો લાવીને તેની સામે મુકયો, અને તે સઘળાં ચીત્રો જોઇને જાણે એક મોટા આરટીસ્ટની માફક ફીરોઝ તે ઉપર નુકતેચીની કરવા બેઠો. દીના તેનો એકકે એક શબ્દ જબરી ખુશાલીથી સમજની બેઠી, તેના મધુર ચેહરાની દરેક બારીકી તેણીના મગજમાં ઠેસવતી ગઇ, અને ઘણીક વેળા તેણીએ ફીરોઝના ગુંઠણ આગળ પડીને "ફીરોઝ હુંજ તારી કમનસીબ માતા છેઉં મને મને માફ કર" એવું કબુલ કરી દેવાનો વીચાર કરયો. પણ નહીં, તેણી જાણતી હતી કે એમ કરવાથી તે ગભરાઇ જશે' તે

ગભરાઇ જવાથી તેણી તેને મળી શકશે નહી, અને જો તેણી તેને નહી મળી શકશે, તો પછી તેણીનું જગે જીવણ ફોકત હતું. એ વાંચનાર એક કદરદાન માવીનરનું બ્હાલ કેવું મીઠું મધ જેવું હોય છે. પોતાના ફરઝંદ સાથની જુદાઇ કેટલી કાતીલ હોય છે, તે તો દીનાના જેવી હાલતની એક કમનસીબ માતાજ ફકત સમજી શકે છે, તેણી ફીરોઝને ખાસ "મમાં" કરીને બોલાવવાજ હયાં લાવી હતી.

"હું ધારૂં છ કે તમે તમારા પપાનાં ઘરમાં સુખી હશો નહી" દીના આખરે બોલી.

"સુખી! એ લેડી મોદી, તે ઘરમાં મેં એક ઘડીબી સુખી ગુજારી હોય એવું મને ધ્યાણ નથી" ફીરોઝે જવાબ આપ્યો.

"પણ–પણ તમે હમેશાં તમારા પપાને માટેજ બોલોછ. મેં તમુને તમારાં મમા વીશે બોલતાં સાંભળ્યા નથી."

"મારા મમાંની હકીકત જાણીને તમે ખુશી થશો નહિ. એ લેડી મોદી દુન્યામાં કેવી કેવી મુશકેલીઓ પડેલી છે, તે તમારાં જેવાં સીરે બેઠેલાંઓ શું જાણે?"

"ભલે ત્યારે તમે મને તેનો કાંઇક ખ્યાંલ આપો" દીના હસવાની સેહજ કોશેશ કરતાં બોલી.

"મેં મારા મમાને કદીબી જોયાં નથી" ફીરોઝ એક ન્યાયધીસને છાજતી ગંભીરતાથી બોલ્યો, અને ત્યારપછી તેઓ બંને થોડો વખત સુધી ચુપ બેસી રહયાં.

"એ પાછું બોલો" દીના ધ્રુજતા સાદે બોલી.

"મમા!" ફીરોઝ પાછું બોલ્યો, અને ગરીબ બીચારી દીના માટે તે અવાજ મોહતના તેડાં જેવો હતો. આહ, આખરે તેણે પોતાની માવની હાજરીમાં તેણીને "મમા" કરીને બોલાવી હતી.

"જ્યારે મારા પપા તેવણુને સુરત લઇ આવ્યા" ફીરોઝે ચલાવ્યું "ત્યારે તેવણ ઘણાજ ખુબસુરત, ખુશમીજાજી, અને સુખી હતાં, પણ પાછળથી મારાં ફુઇ અને પપા સાથે તેવણુની જીંદગી એટલી અકારી થઇ પડી કે-કે તેવણ આખરે ઘર છોડીને નાહસી ગયાં."

"નાહસી ગયાં! તેવણ તમુને મુકીને નાહસી ગયાં" દીના અજાયબીનાં ઢોંગ કરતાં બોલી.

"તમે મારાં મમાંને ગેર ઇનસાફ કરોછ, લેડી મોદી" ફીરોઝ બોલ્યો. "તેવણ મને એટલો તો ચાહતાં હતાં કે મને મુકીને તેવેણ કદીબી ચાલી જતે નહી. પણ અફસોસ, તેવણ એક જબરી ગેરસમજુતીનાં ભોગ થઇ પડયાં, યાને મને ગુજરી ગયલો ધારીને તેવણ ચાલી ગયાં. ઓ મારાં મમાં, તે વેળા તેવણ કેટલાં દુખી થયાં હશે?"

દીનાએ એક દચકું ખાધું. પોતાના દીકરાના આ શબ્દો સાંભળતાં તેણીની આંખમાં પાણી આવી ગયાં. ઓ બાહદુર, વફાદાર ફીરોઝ, સતર લાંબા વરશો સુધી પોતાની માતાથી જુદો વસવા છતાં, હજુણ પણ તેના નાના નાજુક હઇડાંમાં, તેણીને માટેનો પ્યાર જેવોને તેવોજ અખંડ છુપાઇ રહયો હતો! ધન્ય છે એવાં વફાદાર ફરઝંદ ઉપર, ધન્ય છે તેઓને જનમ આપનાર ભાગ્યવંતી માતા ઉપર!

---

## પ્રકરણ ૪૬ મું.

---

### સુખી દીના.

"તમે કદાચ સમજીને અજાયબ થશો" દીનાએ પોતાના દીકરાને કહયું" કે આજે વરસો થયાં હું તમારાજ જેવા એક

છોકરાને ઓળખતી હતી, અને તમુને જોઇને મને એમજ લાગેછ કે જાણે મને આખી જીંદગી સુધી તમારી સાથે ઓળખાણ હતી."

"કેવું અજાયબ જેવું" રીરાઝ બોલ્યો "કારણ મનેબી એમજ લાગેછ કે તમે મારી જીંદગીમાં એકાએક દાખલ થયાં નથી."

"તમે એક એવા ચેહરાની મને યાદ આપોછ કે જે આજે વરસો થયાં—"

"તેવણ ગુજરી ગયાછ ?" રીરાઝે તુરતજ પુછયું.

"હા, પણ તેની યાદ હજુણુ મારા મગજમાં તાજી છે"

તેઓ બંને ચુપ બેઠાં. પોતાનો દીકરો ગુજરી ગયો છે એવું ખોટુ નહી કેહવા દીનાએ પોતાની જીંદગી પણ આપી દીધી હતે.!

"લેડી મોદી" રીરાઝ તેણીનાં ચેહરા તરફ જોઇને બોલ્યો "તમે મને એક સુંદર ચીત્ર જેવા લાગોછ. જયારે હું નોવેલોમાં ખુબસુરત નાયકા વીશે વાંચતો હતો, ત્યારે ખરેખર તેઓ કેવાં હશે. એનો મને ખ્યાલ હતો નહિ. પણ હવે હું તે જાણુંછ."

"લુચ્ચા છોકરા, તમે જબરા ખુશામત્યા નીકળ્યા," દીના હસીને બોલી અને પોતાના દીકરાની વખાણથી તેણીના ચેહરા ઉપર સ્તાશ ધાઈ આવ્યો.

"નહિ, એ ખુશામદ નથી પણ સચ્ચાઇ છે" રીરાઝે જવાબ આપ્યો.

અને તે વેળા રીરાઝ દીનાને જોઇને છકક થઇ ગયો, એમા કાંઈ પણ નવાઈ હતી નહિ. એક સુંદર ગોલાબી સાડી, તેવુંજ તેને મલતુ એક બ્લાઉઝ, ગલામાં ઝીણી મોતીની એક માળા, અને તેણીના ચેહરા ઉપર ખુશાલીની રોશની જોઇને દીના પોતાના દીકરાને ઘણીજ ગમી તેમા કાંઈ નવાઇ હતી?

" હવે હું તમારી જીંદગીની બાકીની હકીકત જાણવા માગુંછ " દીના બોલી " બોલો મને કહો, કે આંપ તમારા મમાં કે જેવણને પોતાની જીંદગી અકારી થઇ પડી હતી, તેવણને તમો કયા ગયલાં ધારો છો ? "

ફીરોઝ ચુપ બેઠો. પોતાની માતા વીશે કાંઈ પણ બોલતાં તે જવાન હમેશ દુઃખી જણાતો હતો.

" હું ધારૂંછ કે મારાં મમાં હમણા બેહેશતમાં ફરેસતાઓ સાથે જઇ વસ્યાંછ " ફીરોઝે ઘણાજ ગંભીર ચેહરે અને ધીમે અવાજે કહયું.

" બેહેશતમાં ! " દીનાએ પડઘો કર્યો.

" જીહા, મારાં મમાં કેવાં હતાં, તેનો ખ્યાલ તેવણ વીશે જોયલા સ્વપનાઓથી મેં મેલવ્યો છે. મેં તેવણને ઘણાજ ખુબ-સુરત જોયાં છે, અને ગુસ્સો નહી કરશો, લેડી મોદી, કે તેવણનો ચેહરો તમારાજ જેવો હતો, તેવણના બાલ પણ તમુને મલતાજ સોનેરી હતા, અને તેવણનાં ચેહરા ઉપરૂ એક એવી જાતની રોશની હતી કે જે આપણે બેહશતમાં ખોદાયજીનાં મોટાં તખત આગળ બેઠેલા ફરેશતાઓનાં ચેહરા ઉપર પીકચરોમાં જોઇએ છીએ."

દીના પોતાના સઘળાં ધ્યાણ સાથ તેને સમજતી બેઠી. ઓ, ગમે તે પણ ભોગે એક શબ્દથી પણ તેણી તેને બોલતો અટકાવશે નહિ.

" અને તેથી હું મારા મમાને મારે માટે હમણાં બેહશતમાં ઉભેલાં જોઉં છું " ફીરોઝે ચલાવ્યું " જ્યાં સુધી હું જીવતો છેઉં, ત્યાં સુધી હું એકપણ પાપ કરસ નહિ, કે જેથી કરીને મારા મમાં પોતાના પવિત્ર હાથે આ દુન્યામાં મારૂં રક્ષણ કરે.

એ લેડી મોદી, આપરાં પોતાના વ્હાલાં મમાંને ખોઈ દેવાં એ કેવી જબરી આફત છે."

"ત્યારે તમારાં મમાં ગુજરી ગયાંછ, એવું તમે ખાત્રીથી માનોછ?"

"હાજી. કારણ સુનઇ ફુઈ સાથે ખટપટ થવા પછી મારાં મમાં કાંઈ ઘણો વખત જીવ્યાં હશે નહિ. લેડી મોદી, આ દુન્યાં લડાઇનાં એક મેદાન જેવી છે, અને ત્યાં લડતા જેમ બાહદુર સુરવીરો પોતાના દેશને ખાતર જાન આપે છે, તેમ મારાં મમાએ પણ મારે ખાતર પોતાનો જીવ આપ્યો છે. સુનઇ ફુઈ મારાં મમાંના ગુનાહને માટે વારંવાર બંદગી કરતાં હતાં, જાણે કે તેવણે કેવું એક પાપ કીધું હોય! પણ તમે શું એમ ધારોછ કે તેવણ દોલત અને દરજ્જાને ખાતર નાહસી ગયાં હતાં? યાતો મોજશોખ અને એશઆરામ તેવણને વધુ વ્હાલી હતી? નહિ. મેં સુનઇ ફુઇ સાથે તે બંદગીમાં ભાગ લેવાની સાફ ના પાડી, તે ઉપરથી તેવણ મને ભીંત સાથે અફાળી નાખતાં હતા, તોપણ મારાં મમાં માટે મારી આવી જીદ્દને લીધે તેવણ મનમાં તો મારી વખાણ કરતાં હતાં."

"શાબાશ" દીના બોલી "પણ હવે એમ ધારો કે તમારાં મમાં હમણા બેહશતમાં નહિ, પણ આ ધર્તીના અસુખી જીવડાઓમાં જીવતાં હતે તો તમે તેવણ વીશે એવુજ વીચારતે?"

"એમ બનવું મુશકેલ છે. જો કદાપી મારાં મમાં હજુણ જીવતા હોય તોબી મારો પ્યાર તેવણને માટે જેવોને તેવોજ રેહશે, હું કોઇબી ચીજ કરતાં તેવણને હંમેશ વધુ કીંમતી ગણુતો રેહવસ. પણ નહિ. એવું કદીબી બનવાનું નથી. જ્યાં સુધી હું પોતે બેહેશતમાં જવશ નહિ, ત્યાં સુધી તેવણ મને કદીબી મલી શકનાર નથી."

" તમે એક ખરેખરા બાહદુર અમીરી ખવાસના પેહલવાન છેઓ " દીના ઉંચકાઈ જતી છાતીએ બોલી.

" નહી, હું તો ફક્ત તેવણુનો હેતવંતો દીકરો છેઉં " ફીરોઝ બોલ્યો " પણુ તમુને જો મારા આવા પટપટારાથી કંટાળો આવતો હોય તો બેલાશક મને અટકાવજો, લેડી મોદી."

કંટાળો! ઓહ, ગરીબ બીચારો ફીરોઝ શું જાણે? અરેરે, તે કેવો અંધારામાં ગોટાં ખાતો હતો!

" તમુને સાંભળતાં મને કાંઈ પણ કંટાળો લાગતો નથી, અને તેનું કારણ મેં તમુને આગળ જણુાંવ્યું તેમ, તમે મારા એક ઓળખીતાને ઘણાજ મલતા આવોછ. હવે મારી એટલીજ આરઝુ છે, કે તમે મારે માટે દરકાર કરતાં શીખો, મારી ઉપર વીશ્વાસ રાખો, અને તમારા સુખ દુખના વખતમાં મારી કાંઇપણુ મદદ લેવાને માટે તમે જરાપણુ અચકાશો નહિ."

ફીરોઝે તેણીનો નરમ હાથ પોતાના હાથમાં લીધો, તે બીચારાને ઘણુંજ લાગી આવ્યું. તોપણ તે જરાબી અજાયબ થયો નહી,—કારણુ લેડી મોદીની કોઇપણ હીલચાલ તેને અજાયબ જેવી લાગતી હતી નહી. જ્યારે પાછલાં વરસોમાં એ સઘળું તેણે યાદ કીધું, ત્યારેજ તેને માલમ પડયું કે તે છતી આંખે કેવો આંધળો બન્યો હતો.

" મને વચન આપો કે તમુને જેબી ચીજની જરૂર પડે તે માટે મારી આગળ આવવા તમે જરાબી અચકાશો નહી. "

" ઓ લેડી મોદી તમે કેટલાં માયાળું છેઓ " ફીરોઝ પોતાના હેશાનનો ઉબરો ખાલી કરતાં બોલ્યો " હું વચન આપુછ, લેડી મોદી. "

તે માંય-દીકરાના હાથ પર હાથ થોકાયા.

" મારા કમનસીબ દીકરા," દીના બડબડી અને ત્યારપછી

પોતાની વરસોની જીજ્ઞાશા દપટ પાડવા, દીનાએ ફીરોઝના સોનેરી જુલફાઓને હાથ લગાડયો. ઓ, તે નરમ સુવાલા વાલને હાથ લગાડતા દીનાના આંગળે આંગળાં બળી જતા હતાં.

"મને તમારા બાલ બહુજ ગમેછ" તેણી બોલી "જેવ તે મારા બાલને કેટલા મળતા આવેછ?"

"કદાચ હું તમારો નાનો ભાઇ હોવસ" ફીરોઝ હસીને બોલ્યો" અને લેડી મોદી મનેબી તમારી દરેક ચીજ ઘણીજ ગમેછ. જો આપણે બંને અસલી પેહેલવાની જમાણામાં જીવતાં હતે, તો હું તમારે ખાતર કોઇબી સાથે લડવા તઇયાર થતે."

"તમે મારે માટે લડશો?"

"મારી જીંદગીની છેલ્લી ઘડી સુધી" ફીરોઝે હીંમતથી જવાબ આપ્યો.

અને તે વેળા દીના–લેડી મોદીએ વીચારયુ, કે હવે ગમે તે પણ થતાં, તેણી તરફથી લડનાર એક બાહદુર યોધ્ધો મોજુદ હતો.

ત્યારપછી તેઓને સોહલ અને અદીનો વાત કરવાનો અવાજ સંભળાયો, અને હવે તેઓની મુલાકાત ખતમ થઈ હતી એવું જાણીને દીના દલગીર થઇ.

"તમારૂં વચન યાદ રાખજો" તેણીએ ફીરોઝ તરફ જોતાં કહયું "હું તમારી એક બ–બહેન છેઉં એવું ભુલી ના જતા,"

એકવાર ફરીથી ફીરોઝે તેણીનો હાથ લીધો, અને તે પોતાના હોથ આગળ ઉંચકીને તે ઉપર માનભરયું એક ચુંબન લીધું. દીના ઉપર તે કીસની ગેબી અસર ગઇ. તેણી ધ્રુજી અને ફીકકી પડી ગઇ, અને બોલો ફીરોઝ બીચારો એમ સમજશે કે તેણે

આ બાનુની ખફગી ખેંચી લીધી હતી.

"હું મારૂં વંચન યાદ રાખસ, લેડી મોદી, હું હવે રજા લઉં છું. મી૦ એનદરસન મારી રાહ જોતા હોશે."

"ચાલો આપણે સાથેજ જઇએ" દીના તેનો હાથ :પકડતાં બોલી "સર મોદી મારાં ચીત્રો માટે તમારા ટીકકા સાંભળીને ઘણા ખુશી થશે."

# પ્રકરણ ૪૭ મું.

## સુખમાં સડો.

પોતાના દીકરા સાથે ઘાડી મિત્રાચારી થવા પછી દીનાના દીવશો કેટલા સુખી હતા, તે તો તેણીનો જીવજ જાણે. તેણી વારંવાર અદીના સ્ટુડયોમાં જવા લાગી, ત્યાં અમુક ફેરફાર અને સુધારા વધારાની સુચના કરવા લાગી, પોતાંના ચીત્ર માટે અસાધારણ ઉલટ બતાવવા લાગી, અને ગરીબ બીચારો અદી આરટીસ્ટ એમજ સમજ્યો કે તેનો સ્ટુડયો આ મોટે ઘરની બાનુના "આર્ટીસ્ટીક ટેસ્ટ"ની પુર પસંદગી પામી રહયો હતો. આવી રીતે દીના, કોઇનુ પણ ધ્યાણ ખેંચવા વગર ત્યાં જવા આવવા લાગી, અને અદી તેમજ ફીરોઝ પણ "દીના લોડજ"માં વારંવારના પરોણાઓ હતા. જ્યારે સોહલ પોતાના કામ માટે બાહર સધાવતો, ત્યારે દીના એક નાની ચીઠ્ઠી લખીને પોતાના દીકરાને બોલાવતી હતી, પણ તે ચીઠ્ઠીઓ એવી તો સાધારણ રીતે લખાતી હતી, કે કોઇ અજાણ્યાનાં હાથમાં જતાં, કાંઇ પણ

ટીકકા ન થાય તેની દીના સંભાળ રાખતી હતી. તે ચીઠ્ઠીઓ ઘણીખરી નીચે મુજબ હતી:–

"લેડી મોદી, આજે બપોરે પેલા ચીત્ર માટે અથવા ફલાણા ડરોઇંગ માટે, માસ્તર ફીરોઝને પોતાને ત્યાં જોઈ ઘણા ખુશી થશે" અને તે વાંચીને જયારે ફીરોઝ બાહર જવા માટે અદીની રજા માંગતો, ત્યારે આ આરટીસ્ટને પોતાના દીકરા ઉપર એટલો તો ભરોસો હતો, કે તે કયાં જતો હતો, તે વીશે એકબી શબ્દ તેને પુછતો નહિ.

આવી રીતે ફીરોઝ પોતાની માતા આગળ વારેઘડીએ આવવા લાગ્યો. તે ઘરના નોકર ચાકરો આ જવાનને પોતાની શેઠાણીનો ચાહ ખેંચી લેવા માટે નશીબવંત વીચારવા લાગ્યા. તેણી આ છોકરા તરફ ઘણીજ માયાળુ હતી, પણ વેલ, એમ તો લેડી મોદી હરેક જણ સાથે દયા અને માયાનો એક ડુંગર હતી, અને તેથી ફીરોઝ તરફ તેણીની પસંદગી માટે કાંઇપણ "રીમાર્ક" થયા નહી. સોહલને પોતાની બૈરીનો આ ઘખારો જોઈ બહુ રમુજ ઉપજી.

"તારો દોસ્ત બહુજ શોહમણો છે, દીના" તે એક દીવસે બોલ્યો, 'અને જો તે થોડાક વરસ મોટો હતે તો હું ધાડંછ કે તેને માટે અદેખો બનવાનું મને કોઇ કારણ મલતે ખરૂં"

"અદેખો!" દીના ગભરાઇને બોલી "ઓ સોહલ, એ તો એક બચ્ચું છે"

"હા, તેથીજ હું તેની અદેખાઈ કરતો નથી. જો એ દસવીસ વરશ મોટો હતે, તો તમે બનેની આ ધાડી મીત્રાચારીને હું ગંભીર રૂપ આપતે."

"પણ વ્હાલા સોહલ, કહો કે એ તમુને ગમેછ." દીના આતુરતાથી બોલી.

" લાખ વખત. એ જવાને મારૂં હેત જીતી લીધુંછ, અને જ્યારે તું આટલી બધી તેની તરફ માયાળુ છે, ત્યારે તારે ખાતર, હું એના ભલાં માટે મારેથી બનતું કરસ."

આ શબ્દો સાંભળીને દીના હેશાનથી પોતના ધણીને ગળે વળગી, અને સોહલ પણ પોતાનો બોલ પાળતો હતો. ફીરોઝ તરફ ચોક્કસ મેહરબાની દેખાડવા તેના હાથમાં હતું. તે તેની ઉપર કીંમતી કલર બોક્ષની ભેટ મોકલતો, એક ચાલાક ઉછરતા આરટીસ્ટ તરીકે પોતાના બોહળાં મીત્ર મંડળ આગળ તેની વખાણુ કરતો, બંદેખાઓની સોસાયટીમાં તેને ઇંત્રોડયુસ કરતો, અને ફીરોઝ તેની આ સઘળી મેહરબાનીનો, પૈસાથી તો નહી, પણ તેની તરફ અજાયબ જેવી મમતા અને વફાદારી ધરાવીને પાર વાળતો હતો પણ આ સઘળું તે દીનાને ખાતર કરતો હતો, કારણ તેણી તેને ચાહતી હતી.

એક દીવસે દીના રાબેટા પ્રમાણે પોતના ચીત્રની સીટીંગ માટે અદીના સ્ટુડયોમાં ગઈ, પણ તે કેઠે બહાર ગયેલો હોવાથી, દીના ખુશ થતી પેલા મખમલના પડદા તરફ ફરી. પણ ફીરોઝ આજે હમેશ કરતાં ઘણો ગંભીર અને વીચારવંત જણાતો હતો, તેના હાથમાં એક કાગળ હતું. દીનાને જોતાં તેનો ચેહરો ખુલી ગયો, તેઓએ શેકહેંડ કીધી, અને આ માં દીકરાં આજે એક બીજાને કાંઈ અજબ લાગણીથી ભેટી પડયાં.

" મને આજે તમુને કાંઇ ખબર આપવીછ, લેડી મોદી " ફીરોઝ બોલ્યો " આંય મારા પપાનુ કાગળ આયુંછ, તેવણુ મુંબઈ આવેછ."

જાણે તેણીના પગ નીચેની જમીન એકાએક સરકી જતી હોય એવી રીતે દીના ચોંકી. પાહલી પેસીકાકા તરફનું કાગળ ? યા પરવર, ફક્ત તે કાગળ જોતાંજ દીનાના હોસકોસ ઉડી ગયા.

"ત-તમારા પપા મુંબઇ આવેછ" દીના મુશકેલીથી બોલી "ત્યારે તો તમુને ખુશી થવું જોઇયે."

"હા, મારા પપા તેમજ સુનઇ ફુઇ સારીકાની છે એ જોઇ હું પણ ખુશી છેઉં" ફીરોઝ બોલ્યો "પણ જ્યારે મારા પપાના કાગલો આવે છે, ત્યારે હું ખુશી કરતાં દલગીર વધારે થાઉં છું, કારણ મને એવું લાગેછ કે જાણે તેવણની દરેક લીટીમાં દુઃખ અને નાસીપાસીનો ભાસ સમાયલો છે. ઓ લેડી મોદી, હું કેનુ ઇચ્છુંછ કે મારી તરફ તમારી સઘળી ભલાઇનો ઉપકાર માનવા હું મારા પપાની તમારી સાથે મુલાકાત કરાઉં."

એકવાર ફરીથી દીનાને ફાર પડી. તેણીએ ફીરોઝ સામેથી પોતાનો ચેહરો ફેરવી નાખ્યો, અને ધાસ્તીથી તેણીએ એક ચીસ પાડી હતે, પણ તેણીના ગળામાંથી કાંઇ પણ અવાજ નીકળી શકયો નહી. પાહલી પેસીકાકો મુંબઈ આવનાર હતો, અને વળી ફીરોઝ તેઓની મુલાકાત કરાવવા માંગતો હતો ! ઓ ખુદા, જે જીવ સટોસટ ઘડીની તેણીને આગાહી થઇ હતી, જે કટ્ટા દુશમન સાંમેથી તેણી હરદમ દુર રેહવા ચાહતી હતી, તેજ–તેજ જીવ-લેણ ધણી હવે તેણીને મલવા સુરતથી મુંબઈ ઘસડાઇ આવનાર હતો.

ફીરોઝની નજર તેણીના ચેહરા ઉપર પડી.

"ઓ લેડી મોદી મેં આ ખબરથી તમુને ગભરાવી નાખ્યાંછ. તમે સીક છેઓ"

પોતાના દીકરાનો ધ્રુજતો અવાજ સાંભળીને તે અભાગણી માતાએ હીંમત ધરવાની કોશેશ કીધી.

"નહી, હું સારીકાની છેઉં. એ તો કોઇ વખતે મને એકા એક ફેર આવી જવાની આદત છે" દીનાએ જવાબ આપ્યો.

ફીરોઝે દોડાદોડ કરી મુકી. તે તેણીને માટે એક "આરમ

ચેર" ઉપાડી લાવ્યો, એક ધીમાં આંચકા સાથે તેણીને તે ઉપર બેસાડી દીધી, તેણીના પગ આગળ સ્ટુલ મુકયુ અને પંખો લાવીને તેણીને પવન નાખવા લાગ્યો. આહ, પોતાના દીકરાની આવી દીલશોજી ખેંચી લેવા માટે દીના મોદી એવાતો દશ પાહલી પેસી કાકાની આમદના સનાનના સમાચાર સાંભળવાની દરકાર કરતે નહિ.

દીના જરા તતાર થઇ, હાલ તુરત તો ફીરોઝને નાં કહીને નાસીપાસ કરવાની કાંઇ જરૂર હતી નહી. તેણીને એક વીચાર સુજ્યો. પાહલી મુંબઇ આવે તે અગાઉ મહાબ્લેશ્વર તેણી પોતાના બંગલામાં ઉપડી જવા ધારતી હતી. ત્યારે બીહવાનું શું કારણ હતું ? તેણી કદીબી જીવતી પાહલીને મલી શકશે નહિ.

" હવે હું ઠીક છઉં " તેણી બોલી " બોલો તમારા પપા વીશે તમે દલગીર કાંય છેઓ "

" લેડી મોદી. તમે સીક છેઓ, અને મારી વાતથી હું તમુને કંટાળો આપવા માંગતો નથી."

" મેં તમુને કહયુંની કે હું સારીકાની છેઉં "

" વેલ, તમારી મરજી સામે મારૂં કાંઇ ચાલે એમ નથી." ફીરોઝ નાચારીએ બોલ્યો " મારા પપા તરફથી આજે કાગળ આયુંછ તેમાં તેવણ જણાવેછ કે નઝદીકના ભવીષ્યમાં તેવણની જીંદગીમાં એક મોટો ફેરફાર થનાર છે એવી તેવણને આગાહી થઇછ. તે ફેરફાર તેવણનાં મોહતમાં ખતમ થનાર છે, અને તેથી તેવણ ગુજરી જાય તે અગાઉ મને મલવા માંગેછ. "

" અને તમે એમ ધારોછ કે એ આગાહી ખરી પડશે ?" દીના તુરતજ બોલી " નહિ, તમુને બીહવાનુ કાંઇ પણ કારણ નથી. તમેજ મને કહયું હતું કે સુરતમાં તેવણની જીંદગી ઘણી અસુખી હતી, પણ હવે મુંબઇ આવવા પછી હયાં ફરી હરીને થોડા દીવસમાં તમારા પપા પાછા વેલ થઇ જશે."

દીના આ સઘળુ ખરી લાગણીથી બોલી હતી. પાહલીનું મોહત તેણીની જીંદગીમાં કેવો આવકારદાયક ફેરફાર કરી શકે, એ વિચાર દીનાએ ઝટ ખંખેરી કાઢયો. તેણી તેને ચાહતી હતી નહી, તોપણ તેણી એટલી તો એકદર ન હતી કે પોતના ધણીના મોહતની કાગને ડોળે રાહ જોય.

"ત્યારે તમે મારા પપાને મળશો, લેડી મોદી" ફીરોઝે પુછ્યું.

"જરૂર."

"થેંક યુ. તમુને જોયા પછીજ મારા પપા જાણશે કે દુન્યામાં તમારા જેવાં એક તાલેવંત બાનુ મારા જેવા એક મુફ્લેસ આરટીસ્ટ સાથે કેટલી હદ સુધી માયાળુ હોઇ શકેછ. હું ધારૂંછ કે તમારી સાથે ફકત એકજ વખત વાત કરવા પછી સ્ત્રી જાતી તરફ તેવણના સઘળા વિચારોમાં ફરક પડી જશે. ગરીબ બીચારા. તેવણ ફકત એક ખેડુત છે, સાધારણ રીતભાતથી અંજાણ છે, તોપણ મારી ખાત્રી છે, કે તેવણ ઘટતા શબ્દોમાં તમારો ઉપકાર માની શકશે."

"તેવણ મુંબઇ કયારે આવેછ?" દીનાએ પુછ્યું. અને અજાયબ જેવું તો એ હતું કે તે વેળાએ ફીરોઝે તેણીના અંતકરણનાં ધબકારા સાંભળ્યા નહિ.

"આવતે અઠવાડયે" ફીરોઝે જવાબ આપ્યો.

આહ, આવતા અઠવાડયાં સુધી દુન્યાની તમામ શકતીઓ તેણીને મુંબઇમાં રાખી શકનાર હતી નહી. દીનાએ મહાબલેશ્વર જવાનો પકકો વીચાર કરયો, તોપણ પોતાની જીંદગીની આવી એક જીવ સટોસટ બાબદમાં તેણીએ ફીરોઝ પાસે તેનો બાપ કયારે આવનાર હતો, તે બરાબર પકકી ખબર મેલવવાની ગફલતી કીધી. અફસોસ.

# પ્રકરણ ૪૮ મું.

## એક ભયંકાર ભુલ.

તે દીવશે દીના ઘરે કેવી રીતે જઇ પોંહચી, તે તેણીને ખબર હતી નહિ. તેણી 'સીટીંગ'ને માટે થોભી નહિ, પણ આજે તેણીની તબીયત જરા નાદરૂસ્ત હતી, એવી અદી ઉપર એક ચીઠ્ઠી લખીને ત્યાંથી વીદાય થઇ. જે ભયંકાર ખબર તેણીને એકાએક મળી હતી, તે જાણી દીના અતયંત ગભરાઈ ગઈ. તેણી પાહલી પેસીકાકાની યાદ અત્યાર અગાઊની ભુલી ગઈ હતી, અને તેઓ બને જાણે તદન જુદીજ દુન્યામાં રેહતાં હતાં, એવુ દીના વીચારવા લાગી. વેલ, લેડી દીના મોદી જેવી એક માનવંત, કીર્તીવંત માનીતી તવંગર બાઇને, પાહલી પેસીકાકા જેવા એક અભણ, ગરીબ, ગામડયા ખેડુત સાથે શું લાગેવળગે? પણ કુદરતની ગતી ન્યારીજ હોય છે. દીના મોદી અને પાહલી પેસીકાકા વચ્ચે ખરેજ એક સાંકલ હતી, અને તે સાંકલ તે ફીરોઝ હતો. પાહલી પોતાની રીત મુજબ ફીરોઝને ચાહતો હતો, અને દીના પણ ફીરોઝને ચાહતી હતી. પણ દીનાએ કદીબી આશા રાખી હતી નહિ, કે આ કરડો ખેડુત પોતાના દીકરા માટે આટલો બધો ચાહ ધરાવતો હતો, કે તેને મલવા માટે તે સુરત વેરથી મુંબઈ આવવા જેટલી કદીબી દરકાર કરશે.

હમણાં તેણી જે જોખમમા હતી તે વીશે વીચાર કરતાં દીનાના દેમાગ ઉપર પરસેવાના ટીપાં બાઝયાં. ધારો કે પાહલી પેસીકાકા તેણીની હાજરી દરમ્યાન અદીના સ્ટુડયોમાં આવી લાગે, તો શું તે તેણીને આટલાં વરશો પછી ઓળખી શકશે?

દીનાએ આરસીમાં પોતાનો ચેહરો જોયો. જ્યારે તેણી સુરત છોડી આવી હતી, ત્યારે તેણી એક નાદાન નાજુક ફકત અઢાર વરશની છોકરી હતી, પણ હમણા તેણી એક પાકત અબલાની જવાનીના ખીલતાં જોબનમાં ખીલી રહી હતી. અલબત, સુખી જીંદગી, તંદરોસ્ત બાંધો, સારો ખોરાક અને એક માયાળુ ધણીના આશરા હેઠળ દીનામા અમુક ફેરફાર થયા હતા. હા, સુંદર પેહરવેસે પણુ તેણીના આકારમાં મનપસંડ ઉમેરો કરયો હતો, તોપણ તેજ ચેહરો, તેજ લીલી ચળકતી આંખ, તેજ લાંબા સુંદર કરચલીવાલા બાલ—અને હમણા આરસીમાં આટલી આતુરતાથી જોતી પાંત્રીસ વરશની ખુબસુરત દીના મોદી, હજુણ પણ આગલી અઢાર વરશની સુંદર દીના પેસીકાકાને ઘણીજ મલતી આવતી હતી. દીનાની ખાત્રી થઇ, કે પાહલી તેણીને એક લાખ સ્ત્રીઓનાં ટોળાંમાંથી પણ ઓળખી કાઢવાને ચુકશે નહિ.

અને તેથી તે મુંબઇ આવી પોંહચે તે અગાઉ કેડે ઉઠાંગરી કરી જવાનો દીના માટે એકલો ઇલાજ હતો. તેઓનો મહાબ્લેશ્વરમાં બંગલો હતો, અને હવે સોહલને સમજાવીને હવા ખાવાને બાહને ત્યાં ઉપડી જવાનીજ ખોટી હતી. અફસોસ, બોલી દીના, આ વિચારથી જાણે તેણી પાહલીની ચુંગાલમાથી સદાને માટે છટકી ગઇ હોય એવી ખુશ જણાઇ. પણ તે ખુશાલી ઝાઝી હતી નહિ. પાહલી અદીના સ્ટુડયોમાં તો જરૂર જવાનોજ, અને ત્યાં તેણીનું પીકચર જોય તો? દીનાએ નાસીપાસીથી પોતાના હાથ અફાળ્યા, પોતાના પીકચર માટે તેણીની આગલી ધાસ્તી ખરી પડી. શું કુદરત તેણીની હાડમારી અને વિપતીનો ખ્યાલ કરીને તેણીનો બચાવ નહિ કરશે? અદી સાથે તેણીને સારૂં હતું. તે તેણીને માટે કાંઇપણુ કરવા તૈયાર હતો, અને તેથી દીનાએ પોતાનું ચીત્ર બનતી ઉતાવળે પુરૂં કરી

નાખવા માટે ધ્રુજતા હાથે અદી ઉપર એક ચીઠ્ઠી ચીત્રી કાઢી.

અને તેના જવાબમાં અદીએ પોતેજ "દીના લોડજ"માં આવીને જણાવ્યું કે એમ બનવું બીલકુલ અશકત હતું. તે ચીત્ર ઉપર તેની મોટી મહારત હતી, તે "આરટ"નો 'એક નાદર નમુનો હતો, અને આવી એક હુન્નરમંદીની ચીજ ઉપર ઉતાવળ કરવી એ સાવ હેમાકત હતી. ત્યારપછી તે સેહજ હસ્યો. આ માનવંત બાનુએ પોતાના ચીત્રની ખુબી ઓરબી વધારવા તેને ત્યાં સીટીંગ માટે આવવાની વારંવાર તકલીફ લીધી હતી, અને હવે તેવણુ પોતેજ તે ચીત્ર માટે અણઘટતી ઉતાવળ કરવા જણાવતાં હતાં, ખરેખર, લેડી મોદીના વીચાર બહુજ અજાયબ જેવા હતા, ખરેખર, ખુબસુરત સ્ત્રીઓનાં મગજનાં ફાંટા સમજવા ઘણાજ કઠણુ હતા!

"પણ તમે મારે ખાતર એટલી તસદી લેશો, મી. એનડરસન" દીના એક એવી જાતનું હસ્તાં બોલી, કે જેની સાંમે કાંઇપિણ મર્દ ટકી શકે નહિ "મારે ખાતર તમે આટલું ચીત્ર ઉતાવળે પુરૂં કરી હયાં મોકલાવી આપશો."

અદી આખરે પીગળ્યો. આ મીઠો અવાજ અને મધુર પટામણા તેને માટે જોઇએ તે કરતાં વધારે થઇ પડી. તે કબુલ થયો, આ માનવંત બાઇની ઇચ્છાને માન આપીને તે બનતી ઉતાવટે આ ચિત્ર ખચીત પુરૂં કરશે, પણુ તેના બદલામાં તે તેવણુને યાદ આપવાની રજા લેતો હતો, કે તેઓ બન્નેને એ માટે વધારે મેહનતમાં ઉતરવું પડશે. અને લેડી મોદીને હવે દીવશનાં એક નહિ પણુ બે ફેરા પોતાની મોટર તેના સ્ટુડયો તરફ દોડાવવી પડશે, કે જે માટે દીના એકકે બોલે કબુલ થઇ. અદીના ગયા પછી જાણે એક મોટો પથ્થર તેણીની છાતી પરથી ઉંચકાઇ ગયો હોય એવી રીતે દીના ખુલાસાથી દમ લેવા લાગી. શું કુદરત તેણીને

હજુણુથી મદદ કરતી હતી? પણ તેટલા સોહલ ધીમાં કદમે તે ઓરડામાં ચાલી આવ્યો. દીના તેની નઝદીક ગઈ, અને પોતાનાં સફેદ હાથ તેની ગરદન આસપાસ વીંટાળ્યા.

"સોહલ ડીઅર, હું આવતે અઠવાડયે મહાબલેશ્વર જવા માગુંછ."

"આવતે અઠવાડયે!" સોહલ અજાયબીથી બોલ્યો "તું જાણેછ દીના કે બીજા ત્રણ અઠવાડયા સુધી હું મુંબઇમાં રોકાનયલો છેઉં."

"ઓ સોહલ!"

"હા, ડીઅર, ગમે તે પણ ભોગે હું આવતે અઠવાડયે તારી સાથ આવી શકશ નહિ. તારી મરજી હોશે તો આપણે જુન મહીનાની આખેરીએ જઇશું."

ઓહ, તેટલાં તો ઘણુંજ મોડું થઇ જવાનું, સઘળી ખાનાખરાબી ખતમ થવાની, અને દીનાના હાથ પોતાના ધણીની ગરદન આસપાસ વધુ જોરથી વીંટળાયા.

"વહાલા સોહલ, ત્યારે આવતે અઠવાડયે હું એકલી જાઉં તો તમુને કાંઇ વાંધો છે?"

સોહલ થોડીક પળ ચુપ બેઠો.

"દીના, આપણુને પરણવાને આજે લગભગ આંઠ વરશ થઇ ગયાંછ, અને તું જાણેછ કે આજે પેહેલ્લીજ વેળા મારા વગર કેઠે જવા તું ખુશી છે. હું ધારૂછ કે તે માટે તુંને કાંઈ સગીન કારણુ હોવાં જોઇએ."

દીના ગભરાઈ ગઇ. જો સોહલ તે કારણુ જાણવાની કોશેશ કરે, તો પછી તેણીનું નકકી આવી બન્યું હતું.

"ધારો સોહલ, કે દુન્યાના એક સઉથી હેતવંતા બરથાર

સાથે આંઠ સુખી વરસો ગુજારયા પછી, હું દુ:ખનો કાંઇક કડ-વાસ ચાખવા હમણા એકલી જવામાંગું તો તેમાં શું હું વાજબી નથી."

સોહલે તેણી તરફ આતુરતાથી જોયું. તે વાંકો વળ્યો અને પોતાની મોહરદારના ગાલ ઉપર એક અડંગ વફાદારીનું સીલ કર્યું.

"સધાવ, મારી દારલીંગ, સુખેથી તું આવતે અઠવાડએ આપણા બંગલામાં જજે. હું મારી બનતી ઉતાવળે તારી પાછળ આવશ."

"ઓ મરૂ રે તમારી ઉપરથી" દીનાએ ઓવરણા લીધા "અને સોહલ હું મારૂં પીકચરબી સાથે લેતી જવસ.

"નહી, એ તો મી૦ એનદરસન એકઝીબીશનમાં મુકવા માંગેછ."

"ઓ નહી-નહી સોહલ, હું જીવતી છેઉં ત્યાં સુધી તો એ પીકચર મહાબ્લેશ્વરના આપણા બંગલામાં તમારા ઓરડામાંજ રેહેશે,"

સોહલ પાછો લાછલાજ બન્યો. અને દીના મનમાં ખુશી થઇ કે આવી રીતે તે ચિત્ર દુન્યાની નજર સાંમેથી દુર કરવામાં, તેણીની ભવીષ્યની સલામતી સમાઇ હતી.

આખરે મહાબ્લેશ્વર જવા માટે તારીખ સાતમીનો દીવસ નકકી કરવામાં આવ્યો, અને દીનાનો મોટો સબ્બારો એ હતો, કે પાહલી મુંબઈ આવે તેની ખાસ્સા ચોવીસ કલાક અગાઉ તેણી મુંબઇને છેલ્લી સલામ કરનાર હતી. પણ વાંચનાર, લેડી મોદીની સલામતી ફકત એકજ ચીજ ઉપર આધાર રાખતી હતી, કે તેણીના પોતાના બેટા ફીરોઝે એક ઘણીજ સાધારણ ભુલ કીધી હતી—તેણે અંગ્રેજી છ અને ગુજ-રાતી આંઠ વચે જબરી ભેલમભેલ કીધી હતી. તેનો બાપ

તારીખ છઠ્ઠીએ મુંબઈ આવનાર હતો, પણ ગરીબ બીચારા ફીરોઝે તે આઠમીએ આવનાર હતો એવું દીનાને જણાવીને, અજાણપણામાં પોતાનેજ હાથે પોતાની માયની ખુવારીનો ખાડો ખણ્યો હતો.

## પ્રકરણ ૪૯ મું.

### સંભાલ દીના ખુદાઇ લાકડીનો અવાજ નથી.

ખરેખર, પૈસા ટકાનું સુખ કાંઇ ઓર ચીજ છે. હજુણ તો દીના મહાબ્લેશ્વર જવા માટે પોતાના ધણીની પુરીપાધરી રજા મેળવી રહી, તેટલામાં તેણીના ફરમાનબરદાર નોકરો પોતાની બાઇના બાહરગામ જવાના અસબાબ માટે દોડાદોડીમાં પડી ગયા. સ્ટીલની મોટી મોટી ત્રંકો સાફસુફ કરીને તઇયાર કરી નાખવામાં આવી, કેટલીક વીશ્વાસુ દાસીઓએ સપાટામાં પોતાની બાઇની સાડી અને બ્લાઊઝો સંભાળથી તેમાં સીચી દીધા, અને તે દરેક જરૂરયાત ચીજોનો જમેલો એક નરમ ખુરસી ઉપર બેઠેલા, તેઓના બાઇ સાહેબની આંગળીની ફક્ત ઇશારતથીજ જમા થઈ ગયો હતો. દીના તારીખ સાતમીએ બપોરની ત્રેનમાં ઉપડી જનાર હતી, પણ તે દીવસે સહવારથીજ આ સઘળો અસબાબ બરાબર પેકપુક કરીને સ્ટેશન ઉપર રવાના કરી દેવામાં આવનાર હતો, અને આ બાઇ સાહેબને તો ફક્ત પોતાના હાથ પગ સાથેજ મોટરમાં બેસવાની ખોટી હતી. પણ એ સઘળુ શાને ખાતર ? કારણ

"દાસ દાસી સબ પડત હય પૈયાં
જીનકો ગાંઠ રૂપૈયાં—રૂપૈયાં"

તારીખ છઠ્ઠીએ-તેણીની વફકી કરતાં એક આખો દીવસ અગાઉ અદીએ તેણીનું પીકચર મોકલી આપ્યુ, અને તે ચીત્ર પોતાને હસ્તક આવવા અગાઉ, દીનાની ધાસ્તી કેટલી બધી હતી, તેનો તેણીને સારેજ ખ્યાલ આવ્યો. તુરતજ તે પીકચર મહાબ્લેશ્વર મોકલવા માટે પેક કરવામાં આવ્યું, અને દીનાને જરા ધીરજ આવી. તોપણ કોઇ ભેદી રીતે તેણીને એમજ લાગતું હતું કે હજુણબી તેણી એક બરફનાં ડુંગર ઉપર ચાલતી હતી, કે જે બરફ કોઇપણ વેળા એકાએક પીગળી જઇને તેણીને દર્યાનાં થંડા પાણીમાં ગરક કરનાર હતું. ઓહ, હજુણતો તેણીને પોતાના વહાલા બેટા ફીરોઝનુ નવુસવુ સુખ મલ્યું હતું, તેટલામાં તેને છેલ્લી સલામ કરવાની તેણીને દુ:ખદાયક ફરજ પડશે, એવું દીનાએ વીચાર્યું હતું નહી. તોપણ તેણી જાય તે અગાઉ પોતાના દીકરાને કાંઈપણ ભેટ આપી જવાના વીચારથી તે દીવસે—એટલે તારીખ સાતમીએ, દીના હોરનબી રોડ ઉપરની એક મોટી ફરનીચરની દુકાનમાં દાખલ થઇ. તેણીએ ફીરોઝને માટે એક લખવાની ટેબલ જોઇતી હતી, અને લેડી મોદી જેવું એક રેશમી ધરાક તેઓની દુકાન પર પધારવાથી, તેના મેનેજરે એકથી તે સો ગીની સુધીની "રાઇટીંગ-ડેસક" દીનાને દેખાડવા માંડી. દીના તે જોવામાં એટલી તો મશગુલ હતી, કે એક ગામડયા જેવા દેખાવનો એક શખસ ત્યાં આવ્યો હતો, તેનું તેણીને ભાન હતું નહિ.

એકપળ તે ગામડયો એ તરફ જોવા લાગ્યો, ત્યારપછી તેની નજર દીના ઉપર પડી, અને પછી———

તે તેણીને બારીકીથી જોતો ઉભો. તેણે કાંઇ નજીવી ચીજ મંગાવી, પણ જ્યારે તે લાવવામાં આવી, ત્યારે પણ તે ગામડયો

દીના તરફ એક ચીતે એક ઠાંબલા માફક જોતો ઉભો. તેના એસીસતંટ, તે એક સુંદર ચેહરાની વખાણ કરતો હતો એવું ધારીને, પેલી ચીજ તરફ તે ગામડયાનું ધ્યાણ તુરત એંચ્યું નહિ.

વા ખુદા–પોતાની આંખમાં ગુસ્સા અને ધીકકારથી પજરતા આતશ સાથે, તે ગામડયો દીનાને ટીકવા લાગ્યો, તેણીની દરેક હીલચાલ બારીકીથી તપાસવા લાગ્યો, તેણીના ચેહેરાની દરેક લીટી પોતાના મગજમાં ઠેસવતો ગયો. તેટલામાં દીના આગળનો મેનેજર તેણીને માટે એક બીજી "ડેસ્ક" લાવવા તે દુકાનમાં એક ખુણામાં ગયો.

દીના એકલી પડી થોડો વખત તેણી સ્થીર બેસી રહી. ત્યાર પછી તેણીની પાછળ કોઇના પગલાં સમજાયાં, એકાએક તેણીના ખભાં ઉપર કોઇનો રાથોડો હાથ પડયો, અને ફરીને જોતાં દીનાને માલમ પડયું, કે એક ગામડયો ગુસ્સાની ગરમીથી ગાફેલ બનેલા ચેહરા સાથે તેણી ઉપર વાંકો વળ્યો હતો.

"તું **મારી ધણીયાણી દીના છે**" તેણીને કાને એક અવાજ પડયો, અને તે અવાજ ઉપરથી દીનાએ પાહલી પેસા-કાકાને તુરતજ પીછાણી કાઢયો.

વાંચનાર, તે પળે દીનાનો ગભરાટ દરશાવવા આ કનીની કલમમાં તાકાત નથી. તેણીના કાનમાં દોજખી ભયંકર અવાજો થવા માડયા, તેણીની નજર સાંમે ધાસ્તીના પરદા ફરી વળ્યા, અને દીનાને મનશે કુલ દુન્યામાં અંધકાર બ્યાપી રહયો. ફકત એકજ વીચાર તેણીનાં મગજમાં ધાઇ આવ્યો. :કોઇને ખાતરતો નહી, પણ સોહલને ખાતર—અરે તે વહાલા નીર્દોશ ભરથારને ખાતર–તેણી **આ સઘળાનો ઇનકાર કરશે.**

" તું મારી ધણીયાણી છે " પાછો પોકાર થયો.

દીનાએ ઉંચે જોયું, અને પોતાનો ઉજળો પુની જેવો

ચેહરો તેની તરફ ફેરવ્યો. આ શબ્દનો શૉક એટલો તો મજબુત હતો, કે દીના બેભાણુ થઇને તુટી નહી પડી એ અજાયબ જેવું હતું. પણ મોટી ધાસ્તી પોતાની સાથે મોટી હીંમત લાવે છે, અને દીનાએ એક પળ પાહલી તરફ હીંમતથી જોયું.

"હું તમુને જરાપણ સમજી શકતી નથી" તેણી બોલી, અને તે અવાજમાં એક અબળાને છાજતી અજાયબી સીવાય બીજી બધી રીતે તે અવાજ ઘણોજ ખુલ્લો અને સ્થીર હતો. પણ આ સઘળું સોહલને ખાતર હતું.

"તું બરાબર સમજેછ" પાહલીએ તરારો કીધો "હવે તું મને છેત્રી શકશે નહી. તું મારી ધણીયાણી દીના પેસીકાકા છે"

દીનાના હોથો ઉપર સેહજ હસતું પ્રસરી નીકળ્યું, અને તે જોઇને પાહલી ગુસ્સાથી વધુ દીવાનો બની ગયો.

"તમારી ભુલ છે" તેણીએ કહયું "એક પારકી અબળાને તમારી ધણીયાણી તરીકે ઠોકી બેસાડવા માટે તમે એક ભયંકાર ગોટું ખાધુછ. હું ધારૂછ કે તમે દીવાના છેઓ"

"નહી, હું ધર્તીના છેડા ખુણામાંથી પણ તુને ઓળખી કાઢવા જેટલો સ્યાણો છેઉ. આહ, તું કે જે રાત દીવશ મારી નજરની સાંમે બમ્યા કરતી હતી, તેને ઓળખવામાં હું ગફલતી કરસ? કદી નહી. તુંજ મારી હકદાર દીના છે, તુંજ મારૂં ઘર છોડીને નાહસી ગઇ હતી, તેંજ તારા બચ્ચાંને મરતી હાલતે તજી દીધો, તેંજ તારી લગનની વીટી મારી ઉપર પાછી મોકલાવી આપી."

"હું તમારે માટે દલગીર છેઉં. આ એક ઘણીજ કમનસીબ કહાણી છે."

"ચંડાલ, એ તારી પોતાનીજ કહાણી છે. ખુદાનો ઇનસાફ જોકે ધીમો છે, તોપણ તે અચુક છે, અને હવે દોજખના સઘળા દરજ્જે પણ તું મારી ધણીઆણી છે, એવો દાવો કરતાં

મને અટકાવી શકશો નહિ. તું કયાં રહેછ, શું કરેછ ? આંય "તે દીનાની કસબી સાડીને હાથ લગાડતાં બોલ્યો "આંય, હું ધારૂછ કે તારી બેહુરમતીનો સણગાર છે. નાપાક, હવે હું એને ચીરીને તુકડે તુકડા કરી નાખસ."

"કોઇ તદ્દન દીવાનો છે" મદદ માટે દીના પોતાની આસ પાસ જોતાં બોલી.

"હા, હું મારી દગલબાજ, બેવફા, ઠગારી પરણેતરની શોધમાં દીવાનો બન્યોચ" પાહલીએ તાણો મારયો "બો, બાહરથી ઉજળી પણ નામ અને કામે કાલી નાગણ, હું તુને બરાબર ઓળખુછ, અને તારી આંય ચળકતી આંખ્યોમાં હું હમણા મારે માટેની ધારતી બરાબર વાંચી શકુંછ."

"તમારી ભુલ છે, મીસ્તર" દીના બોલી "હું તમુને જોઇને જરાપણ બીહતી નથી. ચાલો હવે તમારો રસ્તો લેવ, નહી તો મદદ માટે મને કોઇને બોલાવવાની ફરજ પડશે."

"અને હું પણ તુંને પાછી મેલવવા, ઇનશાનની તો નહી, પણ સેતાનની મદદ લેવસ. દીના, હવે એ તારી બપકી છોડી દે. મારી સાથે સીધે સીધી ઘેરે આવ. ચાલ, હમણાજ આવ."

પાહલીએ દીનાનો હાથ કાંડામાંથી મજબુત પકડી લીધો, અને તેણીને ત્યાંથી ઘસડવા લાગ્યો. પણ તેજ પળે તે દુકાનનો મેનેજર પાછો આવી લાગતાં, આ દેખાવ જોઇને તેના ગુસ્સાનો પાર રહયો નહી, અને મદદ માટે દીનાએ તેની તરફ આતુરતાથી જોયું.

"મી० દુબાશ, આંય માણુસ એક મોટી ભુલ કરેછ. એ મને પોતાની ધણીયાણી સમજેછ. મને લાગેછ કે એ દીવાનો છે.

મેહરબાની કરીને એની ખાત્રી કરો."

"આ બાનુનો હાથ છોડી દેઓ" તે મેનેજરે બુમ પાડી "એક નીર્દોશ બાનુને આવી રીતે સતાવવા અને અપમાન કરવા તમુને ઘણું ખમવુ પડશે"

પાહલીએ તે મેનેજર તરફ ગુસ્સાથી જોયુ.

"મને એક શબ્દ પણ કેહવાનો તમુને હક નથી. હમો માટી બૈયર વચ્ચે આવવાનો તમુંને જરાબી હક નથી."

"મોહ્ડુ સંભાળીને બોલો." તે મેનેજરે બુમ પાડી "જો ફરીથી તમે એમ બોલયાછ તો હું તમુને પુલીસનાં હાથમાં આપસ. આ બાનુ અત્રેના એક જાણીતાં સર નાઇટનાં ધણીયાણી છે."

"નહિ, એ મારી હકદાર પરણેતર દીના પેસીકાકા છે. આજે વરસો થયાં તેણી મારૂં ઘર છોડી આવીને મને બેવફા થઇછ." પાહલીએ સમજાવ્યું.

"હું દલગીર છેઉં બાનુ કે મારી દુકાનમાં આ કમનસીબ બનાવ બનવા પામ્યોછ." તે મેનેજર દીનાની મારી ચાહતાં બોલ્યો "હું એનું પાંખડું પોલીસનાં સ્વાધીનમાં આપવા ધારૂંછ."

"નહી, એ બીચારો શું કરેછ, તે કાંઈ સમજતો નથી" દીના અકુદરતી અવાજે બોલી "આપણને એના મુફલેસ અને અસુખી અવતાર તરફ દયા કરીને એને જતો મુકવો જોઇયે."

"તમે નામદાર બાનુ ખરેખર ભલાઇનો ભંડાર છેઓ. તમારી મરજી માફક એને જતો મુકવામાં આવશે. તોપણ ભવીષ્યમાં કોઇ બીજાની સલામતી ખાતર જો એ દીવાનો હોય તો એને મેડ-હાઉસમાં મોકલવો જોઇએ, અથવા જો એ ડાહગો હોય તો એને બંદીખાનામાં પુરવો જોઇએ."

"એવું કશું કરશોં નહી, મી૦ દુબાશ" દીના તેને અટકાવતાં બોલી "એ માત્ર એક ભુલ કરેછ, અને એક ભુલને ગુનાહ તરીકે લેખી શકાય નહી. ચાલો સાહેબજી, આ રાઇટીંગ ડેસ્ક મારે ત્યાં આજેજ મોકલી આપજો."

અને ત્યારપછી પાહલી તરફ સેહજ પણ નજર કરવા વગર દીના ઝડપી કદમે તે દુકાનની બાહર ચાલવા લાગી.

## પ્રકરણ ૫૦ મું.

### પાહલી પટટો મેળવે છે.

જે શેકારી હાથમાં આવેલો શેકાર છોડી દેય તો પછી તે શેકારી શાનો કેહવાય? તેમ પાહલી આખર કરે ને એક મરદ બચ્ચો હતો, અને દીના એક વેળા તેના સપાટામાં આવવા પછી તે તેણીને આવી રીતે સેહેલાઇથી જતી મુકે તો પછી તે એક મરદ બચ્ચો શાનો કેહેવાય? ગુસ્સાથી તપી આવેલા ચેહરા સાથે તે તેણીની પુઠે દોડયો, અને પાછો તેણીનો હાથ પકડી લીધો.

"દીના, એ તારા પેતરા ચાલશે નહી" તેણે બુમ પાડી "તું સારી રીતે જાણેછ કે હું તારો હકદાર ધણી પાહલી પેસીકાકો છેઉં"

દીનાએ પોતાના બચાવ માટે એકવાર ફરીથી તે દુકાનના મેનેજર તરફ આતુરતાથી જોયું.

"હું આ માણસ માટે ઘણી દલગીરી છેઉં" તેણી બોલી "મેહરબાની કરીને મને મારી ગાડી આગળ મુંકી આવશો?"

આ સાંભળી પેલા બીજા એસીસટંટે તુરતજ પાંદલીને ગરદનમાંથી પકડયો અને દીના તે દુકાનના મેનેજર સાથે પોતાની મોટર તરફ ફરી.

"હું ઘણોજ દલગીર છેઉં, બાનુ, કે બીજે કંઈ નહી ને મારીજ દુકાનમાં તમુને આવું અપમાન ખમવું પડયું છે. તમો બાઇ સાહેબ જરૂર એ માટે હમુને દરગુજર કરશો" મોટર આગળ આવી લાગતાં તે મેનેજરે કહયું.

"મારી માફી ચાહવાની કાંઇપણ જરૂર નથી. દેખીતી રીતે આ માણસ મોટી મુશકેલીમાં હોવો જોઇએ, અને—અને કદાચ બનવાજોગ છે કે હું એની ગુમ થયલી ધણીયાણીને મલતી આવવાથી, એને આવી રીતે રમખાણ જગાડયું હોય. ગરીબ બીચારો. પણ મી૦ દુબાસ, હું તમારી પાસેથી એક બે ચીજનું વચન માગું છે."

"તે વચન તમારા કેહવા અગાઉ હું આપી ચુકયો છું"

"મને વચન આપો, કે તમે આ દીવાનાને કાંઇપણ હરકત કરયા વગર હયાંથી સહીસલામત જવા દેશો, અને ભવીષ્યમાં મને એજ માણસથી વધુ હેરાનગતી નહી પુગે, તે મતલબથી તમે મારૂં નામ અને એડ્રેસ એને આપશો નહી."

"તે માટે તમારે સેહજ પણ ફીકર કરવી નહિ. આ લુચ્ચો તમુને ફરીથી નહી મળે તેની હું પુરતી સંભાળ રાખશ." મેનેજરે ખાત્રી આપી. ત્યારપછી તેણે એક ગજ જેટલો વાંકો વળીને દીનાને સલામ કીધી, અને તે મોટર સડસડાત આગળ વધી.

પણ મોટરની ઝડપ કરતાં દીનાના વીચારની ઝડપ વધુ હતી. જે માણસથી તેણી પોતાને સલામત ધારતી હતી, તેજ આખરે પોતાના કરડા ચેહરા અને વીકાલ દેખાવ સાથે તેણીને

સાંમો મળ્યો હતો, તેણીને ઓળખી કહાડી હતી, અને હવે શું બનશે, તેની ધાસ્તીથી દીના પોતાની મોટરનાં એક ખુણામાં બને એટલી સંકોચાઇને બેઠી.

"એ મને જતી મુકશે નહિ" દીનાએ વીચાર્યું "એ મારી પાટાલમાંથી ખબર કાધીને મારો જીવ લેશે."

તે દીવસે સાંજે સોહલ મોદી પોતાની ધણીયાણી માટે ઘણો આતુર જણાયો. તેણીમાં મોટો ફેરફાર જણાતો હતો, તે ચેહરો સફેદ ચાદર જેટલો ફીકકો હતો, અને તેણીની દરેક હીલચાલ અકુદરતી હતી.

"દીના" તે બોલ્યો "હું જાણુંછ ડીઅર કે તું આવતી કાલે મહાબ્લેશ્વર જવા એટલી ઉતાવળ કાંય કરેછ. તું સીક છે, દીના, પણ એ સઘળું તુ મારેથી છુપાવેછ."

દીનાએ કાઇપણ જવાબ આપ્યો નહી, અને જ્યારે તે હેતવંતા ભરથારે તેણીનો ચેહરો કીસીઓથી ભીણવી નાખ્યો, ત્યારે દુઃખનાં ઉંડા નીસાસા સાથે દીનાએ વીચારયું કે આવો ખાલેસ પ્યાર હજુણ કયાં સુધી તેણીને ફાળે રેહનાર હતો

"દીના ડીઅર, તું ઘણી સીક છે. તું આવની કાલે સધા-વેછ એ જાણી હું ઘણો ખુશી છઉં" સોહલ પાછું બોલ્યો.

"પણ વ્હાલા સોહલ" દીના દયામણા અવાજે બોલી "જો મહાબ્લેશ્વરમાંબી મને ફાયદો નહિ થાય તો તમે મને કેઠે દુર દર્યાની મુસાફરીએ લઈ જશો કે, મારે ખાતર થોડો વખત તમારૂં બીઝનેસ પડતું મુંકશો કે, ?"

"લાખ વખત. તારા જીવ કરતાં મને કોઇબી ચીજ વધારે વ્હાલી અને કીંમતી નથી." અને દીના સારી રીતે સમજતી હતી કે તેણીનો ધણી એકજ બોલનો આદમી હતો. ઓહ, આવા એક અશરાફ ધણીને તેણી કેટલી ભયંકર હદ સુધી છેત-

રતી હતી. તેના પ્યારનો કેવો બદલો વાળતી હતી, તેના સઘળા આંધળા વીશવાસનો કેવો બુરો અંજામ લાવનાર હતી? ખુદા બચાવ. !

* * *

પાહલી પેસીકાકાએ પોતાને ગલીચીમાંથી પકડી રાખનાર જવાનના હાથમાંથી છુટો થવાની મજબુત કોશેશ કીધી, પણ તે સઘળી ફોકત ગઇ, અને તે કાંઇ વધુ કરી શકે તે અગાઉ દીનાની મોટર ચાલવા માંડી, અને હવે બાજી હાથથી ગયલી ધારીને પાહલી એક દચકાં સાથે શાંત થયો. મી૦ દુબાશ ત્યાં પાછો આવ્યો,

" એને જવા દો " તેણે પોતાના એસીસટંટને કહયું " હું એને બરાબર શીક્ષા કરનાર હતો, પણ કમનશીબે એવું કશું નહી કરવાને હું વચનથી બંધાઇ ચુકોછ. "

બીજીજ પળે પાહલીને છુટો કરવામાં આવ્યો.

" મીસતર, તમે આજે એક ગુનાહનું કામ કીધુંછ " તે તુચ્છકારથી બોલ્યો " તમે એક નીર્દોશ આદમીને હેરાન કરીને એક ઠગારી બાળાની તરફેણ ખેંચીછ. હું તમુને પાછું કહુંછ કે હમણા મોટરમાં હંકારી ગયલી બાઇ મારી ધણીયાણી છે. આજે વરસો અગાઉ હું તેણીને પરણ્યો હતો. તેણી ફીરોઝ વાહડયા નામના એક આરટીસ્ટની છોકરી છે, કે જે આરટીસ્ટ મારો દોસ્ત હતો. તેણી ખુદાને બાર સુધી મારી હકદાર ધણીયાણી દીના પેસીકાકા છે. "

પાહલીની આટલી બધી આતુરતા જોઇને તે મેનેજર પણ સેહેજ વીચારમાં પડયો.

" હું તમારા જેટલોજ સ્યાણો અને દાહયો છેઉં " તેણે

ચુપ જોઇને પાહલીએ બુમ પાડી, " મને આ બાઇનુ નામ અને ઠેકાણુ જોઇયેછે."

" શું કરવા ? "

" કે જેથી હું એનો પટટો મેળવીને મારી ધણીયાણી તરીકે દાવો કરૂં " પાહલીએ તાણો માર્યો.

" દલગીર છેઉં કે હું તે તમુને આપી શકતો નથી. તમે એક જબરદસ્ત ભુલ કરોછ. કારણ આ બાનુ તો મુંબઇનાં એક જાણીતા સર નાઇટનાં મોહરદાર છે. એ મલતા ચેહરાથી તમે ઠાપ ખાઇ ગયલા જણાવછ. "

" નહી, " પાહલી તુરતજ બોલ્યો '' મેં તેણીને માટે રાત દીવસ એટલો તો હાય સોસારો ખમ્યો છે, કે હવે તેણીને જોવા પછી હું ભુલ કરૂં એ બીલકુલ બનવાજોગ નથી. તે છતાં મેં જો ઠાપ ખાધી હોય, તો આ બાઇનું એદરેસ આપવામાં તમુને શું વાંધો છે ? હું ખોટો છેઉં એવું પુરવાર થવા દો. "

" હું આવા એક આબરૂદાર બાનુને અણઘટતી તસદી આપવા ચાહતો નથી " તે મેનેજરે જવાબ આપ્યો.

" તમે નાં કહોછ "

" હા " પાહલી એકપળ ચુપ ઉભો.

" અને તમેબી નાં કહોછ " પાહલીએ પેલા એસીસ-ટંટને પુછયું.

" હું એ વીશે કાંઇ પણ જાણતો નથી " તેણે જવાબ આપ્યો.

ખલાસ, પાહલીનો રસ્તો પુરાઇ ગયો હતો. તેના જવા પછી તે દુકાનનો શેઠ અને વાણોતર ઉંડા વીચારમાં એક બીજાને જોતા ચુપ ઉભા. તે એક અજાયબ જેવો અને ભેદી બનાવ હતો.

પાછલી પેસીકાકો પોતાની આતુરતા અને બોલવા ચાલવાની ઢબ છબ ઉપરથી કાંઈ દીવાનો જણાતો હતો નહિ, અને તોપણ તે બનાવમાં કેટલી સચ્ચાઇ હતી, તેનું તોલ આ બંને જણા કરવાને અશકત હતા.

" બહુંજ નાખુશ બનાવ, સાહેબ " પેલા એસીસટંટે પોતાના શેઠને કહયું.

" ઘણી અજાયબ જેવી ભુલ. આ માણસ દીવાનો હોવો જોઇએ. "

" પણ સાહેબ, તેના દીવાનાપણામાં મને તો કાંઇ ચોકકસ રૂઢી માલમ પડીછ. મને યાદ છે કે જયારે છેલ્લી વેળા સર અને લેડી મોદી આપણી દુકાનમાં આવ્યાં હતાં, ત્યારે મેં સર મોદીને પોતાની ધણીયાણીને " દીના " કરીને બોલાવતાં સાંભળયા હતા, "

" હોશે, એવો સંજોગ કદાચ બન્યો હોય " મેનેજરે જવાબ આપ્યો.

" પણ સાહેબ, ચેહરા અને નામ.એ બંનેમાં એક સરખો સજોગ બને એ જરા શક ભરયું છે. તમે શું ધારોછ ? "

" હું તો એટલુંજ ધારૂંછ કે દુન્યામાં " સબસે બડી ચુપ " છે. તમે જો મારી નોકરીમાં રેહવા માગતા હોવ, તો મેહરબાની કરીને તમારા કામપર ધ્યાણ આપો, અને લોકોની ખણખોતર કરવાનું માંડી વાળો. "

" વારૂં સાહેબ, પણ એ વીશે મારા અંગત વીચારો તો છેજ " એસીસટંટે હથ લીધી.

" તે વીચાર તમુને મુબારક. જોખમ માત્ર આપણા વીચારો જાહેરમાં દરસાવવાનો છે."

વળી પાછો તે મેનેજર વીચારમાં પડયો. ખચીત નામ

અને ચેહરામાં એકકી વેળા મલતાવડાપણું આવે એ જરા શક-મંદ હતું. પણ પૈસા—પૈસા, આજે તો કળજુગનાં જમાનામાં, ગમે એવા દોજખી હકતિ પાસેની જો પૈસા હોય, તો તેના ગુનાહ તરફ નાખતીની નજરથી જોવામાં આવે છે, તેનાં પાપો ઉપર ઢાંકપીછોડો કરવામાં આવે છે. અને તેની બુરી ઇચ્છા અને મતલબો સામે આંખવીચાંમણા કરવામાં આવે છે. લેડી મોદી જેવી એક જરદાર, ખુબસુરત બાનુને નાહસી આવેલી એક પરણેતરની ઉપમાં આપવી, એ કાંઈ નાનીસુની વાત હતી નહિ. મી૦ દુબાશ મુછમાં હસ્યો. આ ગરીબ ગામડયો અને તે તવંગર બાનુ વચ્ચે કદી નહી દુર થઈ શકે એવો અંતર હતો," અને પ્રીય વાંચનાર આપણે સારી રીતે જાણીએછ કે દુન્યામાં તવંગરો માટે એક નવોજ કાયદો છે, જ્યારે ગરીબોને માટે તેથી ઉલટોજ છે.

---

## પ્રકરણ ૫૧ મું.

---

### "મને મારો કીનો જોઇયેછ"

જાણે ફાંસીની સજા પામેલો એક અપરાધી, દુન્યાદારીથી તમામ ધરાઇને પોતાની છેવટની જગ્યા આગળ તદન નીસોસ અને નાસીપાસ જઇ પુગે છે, તેવીજ નીરાશી અને પશેમાનીથી પાહલી પેસીકાકો તે ફરનીચરની દુકાનમાંથી બાહર પડયો. તે જીતની ઘણો નઝદીક હોવા છતાં આખરે હારયો હતો. તેણે તેણીને ઓળખી કાધી હતી, તોપણ તેણીનો પટટો મેલવવા નીશફળ ગયો. ખરેખર, કુદરત તેની સાથે દગો રમતી હતી, આજે વરશો

થયાં તેના જેવા એક નીર્દોશને નાહેકનો ગેરઈનિશાફ કરતી હતી, જ્યારે ખરા પાપીઓ દુન્યામાં છડેચોક દમ પર સુમાર ફરતા રહયા હતા. હજુણ તો તેણે પોતાના કીનાનો શરૂઆતનો મીઠાસ ચાખ્યો હતો, પણ બીજીજ પળે તેને નાસીપાસીનો કડવાસ અનુભવવો પડયો. ઓહ, કયાં રહયો ખુદાનો ન્યાય, કયાં ગઇ કુદરતની કૃપા?

પાહલી પેસીકાકો ધીમાં કદમે આગળ વધવા લાગ્યો. જો આજે તેણે ખરેખર પોતાની બૈરીનેજ જોઇ હોય, તો તેણીમાં કેટલો જબરદસ્ત ફેરફાર થઇ ગયો હતો. તેણીની ખુબસુરતી અપાર હતી, અને તેણીનો પોશાક એક ભલી શાહઝાદીને પણ શરમાવે એવો હતો. બધી ભરેલી કસબી સાડી, તેવુંજ કીંમતી બ્લાઉઝ, અને પગમાં એક ફાંકડા બુટની જોડી સાથે દીના પેસીકાકા ખરેજ કોઈ સર નાઇટની ધણીયાણી જણાતી હતી. તેણીના ગળાં અને કાનમાં કીંમતી ઝવેરાત ઝલઝલ થતું હતું, જેનો ચળકાત તેણીની અપાર ખુબસુરતી સાથે ભેલાતા, જોનારને એઘડી છકક કરી નાખતો હતો. ત્યારે આ ખુબસુરત બાનુ કે જે એક ફાંકડી મોટરમાં ત્યાં આવી હતી, જેનાં સુંદર હાથ ઉપર હીરાની વીટીઓ ઝલઝલ થતી હતી, જેની સાંમે સઘળા મરદો ફરમાન બરદારીથી સર ઝુકાવી રહયા હતા, તેજ તેની પોતાની ધણીયાણી હતી, એ જાણી પાહલી પણ સેહજ દગદગયા વીના રહયો નહિ. અરે, આ સુંદર પુટલી, કે જે એક બેટાની માતા હતી, તેને હમણા કોઇ બીજાની થયલી જોઇને, પાહલી ધુજીને કમકમવા લાગ્યો. એકાએક તેણે પોતાના હાથ ઉંચે આસમાન તરફ ઉંચકયા, અને ખરે મને એવી દુઆ ચાહવા લાગ્યો, કે ખુદા તેણીને શોધી કહાડવા માટે તેને મદદ કરે! તે આવી રીતે થોડોક વખત ઉભો રહયો, રસ્તામાં લોકો તેની તરફ દયા અને

અજાયબીથી જોવા લાગ્યા પણ ત્યારપછી તેને કોઇ દીવાનો વીચારીને, શકાથી ડોકું ધુણાવી તેની સાંમેથી રસ્તો લેતાં હતાં. પણ પાહલી પોતે તો બરાબર સમજતો હતો!

આખરે પોતાની સમાધીમાંથી સાવધ થતાં, પાહલીને પોતાના દીકરા આગળ સ્ટુડયોમાં જવાનો વીચાર સુજયો. તે આ દુકાનમાં ફીરોઝને માટે કાંઇ ભેટ ખરીદવા ગયો હતો, પણ ત્યાં બનેલા બનાવ ઉપરથી, પાહલીએ એમજ વીચારયું, કે તેને આ દુકાનમાં મોકલી આપવા માટે ખુદરતનો ગેબી હાથ હતો.

અહી તે સ્ટુડયોમાં હતો નહિ, પણ ફીરોઝ હમેશ મુજબ પોતાના ઓરડામાં કાંઈ ચીતારતો બેઠો હતો. પોતાના બાપનો ચેહરો જોઇને, તે એક કુદકા સાથે ઉભો થયો.

"શું છે, પપા?"

"ફીરોઝ મને તુંને એક ઘણી અગતની ખબર આપવીછ. આપણે હયાં તદન એકલા છઇયે કે?" પાહલીએ પુછયું.

"હા"

"ત્યારે એમ આવ ફીરોઝ, મારી પાસે બેસ"

ફીરોઝ પોતાના બાપની બાજુમાં બેઠો. મીનીટો પસાર થઇ, ગઈ તોપણ પાહલી બોલવાની કાંઇપણ હીલચાલ કરતો જણાયો નહિ.

"પપા, તમે મને કાંઇ કેહવા માંગતા હતા. હુ તમુને સાંભળવા તૈયાર છેઉં" ફીરોઝે યાદ આપી.

પાહલી પોતાના દીકરા તરફ ફરયો, અને ફીરોઝે તેના હોથ ધ્રુજતા દીઠા.

"ફીરોઝ" તે બોલ્યો, "જ્યારે વરશો અગાઉ સુનઇ ફુઇએ તારી માયની હકીકત તુંને જણાવી હતી, ત્યારે તે વેળા મેં એવુ વીચારયુ હતું કે એ બાબદથી તુંને વાકેફ કરવામાં સુનઇએ ભુલ

કીધી હતી. પણ હમણા મને માલમ પડેછ, કે તેણી બીજી બધી બાબદોની માફક આ બાબદમાં પણ ખરી હતી. ફીરોઝ, મે આજે તારી માયને જોઇછ."

તે છોકરાનો ચેહરો ઘણીજ દયામણી રીતે કરમાઈ ગયો.

" મારાં મમાને જોયાં? કયાં, કયારે, કેવી રીતે?"

" હા, હમણા તારે માટે કાંઈ ભેટ લેવા એક દુકાનમાં જતાં, તેણી મને એકાએક મલી ગઈ. તેણીએ મને ડાપ આપીછ, પણ હવે હું તેણીને જાંહનમની ખારમાંથી પણ શોધી કાહડસ."

" જાહનમની ખાર! ઓ પપા તમે કોણુને વીશે એમ બોલોછ? તમે મારાં મમાં માટે બોલોછ"

" નહિ, હું મારી બેવફા બૈરીને માટે બોલુછ. તેણીએ આજે મને તુચ્છકારી કાઢ્યોછ, અને મને દીવાનો કહયોછ, પણ હવે એ સઘળાંનો સવાદ ચખાડવા હું તારી માયને ધર્તીનાં પેટાંમાંથી પણ ખેંચી કાહરસ" પાહલી ટેબલપર મુકકી અફાળતાં બોલ્યો,

" તમે કાંઇ ભુલતો નથી કીધી?"

" નહિ, જે પ્રમાણે હમણા દીવશ છે એવી મારી ખાત્રી છે. તેટલીજ ખાત્રીથી હું માનુંછ કે મેં આજે તારી માયને જોઇછ."

" પણ તમુને તેવણનાં નામઠામની ખબર મલી નથી."

" નહિ, પણ તેણીએ મને એટલું તો જણાવ્યું કે તેણી એક સર નાઇટની ધણીઆણી હતી."

ફીરોઝ ચોંકયો. તે લેડી મોદી તો ન હોય?

" એમ કદી બને નહિ, મારાં મમા એક સરનાઈટ સાથે કેવી રીતે પરણી શકે?"

" દીકરા, ખુબસુરતીને ખાતર દુન્યામાં કચકાંઈ ઉહલપાહલ

થઇ ગઇછ" પાહલીએ સમજાવ્યું "અને તારી માયની ખુબસુરતી મારા મગજમાં એવી તો સાબુત રીતે હસી ગઇછ, કે હું ભુલ કરૂં એ બનવા જોગ નથી. હા, હું કદાચ દીવશને રાત તરીકે ઓળખું, ચંદ્રમાને સુરજ તરીકે થોકી બેસાડું, રોશનીને અંધકારની ઉપમાં આપું, પણ દીના પેસીકાકાને તો હું ઘણી સારી રીતે ઓળખુંછ."

"ત્યારે હવે તમે શું કરવા માંગોછ?"

"હું મારો કીનો લેવશ. હું તેણીને શોધવાને માટે આખી દુન્યાં ઉલતાવી નાખશ. હું તેણીને ભોંયે પટકસ, ભુખે મારસ, તેણીના બેહુરમતીનાં શણગારના ચીરીયે ચીરયાં ઉડારી નાખશ, અને જ્યારે તેણી એવી રીતે ખાકમાં લોતસે, ત્યારે તેણીને જોઇને હું મારો જીવ બેહલાવસ."

"મારાં મમાં વીશે મારી આગળ એવું બોલતાં તમારે શરમાવું જોઇયે" ફીરોઝ ભવાં ચહાવીને બોલ્યો "શું એક કમજોર અબલાને આવી રીતે કચડી નાખવા તમે વાજબી છેઓ, પપા?"

"કમજોર! મને તો આજે તેવું કશું દેખાયુ નહિ. તે મગરૂર ચેહરો મને માહત કરવાને પુરતો સખત હતો, અને તેણીનો હાથ મારા હાથમાંથી ઝુટાવી લેવાને પુરતો શકતીવાન હતો. ફીરોઝ, મને આજે એક એવા દુશમન સાથે લડવું પડયું હતું કે જેના હથીઆર મારા કરતાં ઘણા વધારે મજબુત હતાં—એક સ્ત્રીની અજીત હથીલાઇ અને તેણીના ફેલફરેબ—આ બે ચીજો સાંમે આપણે મરદો ટકી શકતા નથી."

ફીરોઝે પોતાનો હાથ તેના બાપનાં ખભાં પર મુકયો.

"પપા, મારે ખાતર તેવણને બચાવો, કારણ તેવણ મારાં દુખી મમાં છે."

"નહિ" પાહલીનો ઘોઘારી સાદ સંભળાયો.

"ત્યારે તેવણ તમારા દોસ્તનાં દીકરી છે, તેનો ખ્યાલ રાખીને તેવણને બચાવો" ફીરોઝ કગળીને બોલ્યો "ઓ પપા, જ્યારે તમે તમારા દોસ્તને પેલી દુન્યામાં પાંછા મળશો, ત્યારે તેણીને તમારાં હવાલામાં સોંપી જનાર તમારા દોસ્તને તમે કેવું મોંધુ દેખાંડશો?"

"એ તારી સમજાવતથી હું સમજવાનો નથી" પાહલી મકકમ અવાજે બોલ્યો "મને મારો કીનો જોઇયેછ, અને એકવાર તેણીની મગરૂરી અને ગુનાહને કચડી નાખવા પછીજ હું તેણીને જવી મુકસ."

ફીરોઝ વીચારમાં બેઠો, અને ત્યારપછી ઉંચે આકાશ તરફ જોઇને ધીમાં સાદે બોલ્યો.

"પપા, હું જાણુંછ કે તમે ધર્મી સકરમી છેઓ, તમે ખુદાને માનનારા છેઓ, તો પછી શું તમારા આ સઘળા ધર્મી વીચારોએ ફકત કીનો લેવા સીવાય તમુને બીજા કાંઇપણ ઉમદા પાઠ શીખાડયા નથી?"

"ચુઉપ, નાલ્લે મોંને કેટલી તકરાર કરેછ" પાહલીએ બુમ પાડી "હું તુને ફરીથી કહુંછ, દુકતા, કે જો તારી માય હવે મારા હાથમાં પાછી આવશે, તો હું મારૂ વેર લેવસ."

"તમે ઘાટકી અને પાપી છેઓ" ફીરોઝ ઉશકેરાઇને બોલ્યો "તે દાદગરનું ફરમાન છે કે 'કીનો લેવો એ મારા હાથમાં છે. તો પછી સંભાળજો પપા, કે ખુદાના ફરમાનની તમે સાંમે થશો નહિ."

"મને કોઇની દરકાર નથી, બોલ, મને જવાબ આપ કે તું મને મદદ કરવા રાજી છે કે?"

"નહિ, જો એક બાગી મારા મમાંને બચાવવા મારો જીવ

પણ આપવો પડે, તોબી હું તે આપવા તૈયાર છેઉં. પપા, એક બેઇલાજ અબળાની પુઠ પકડી તેણી ઉપર કીનો લેવો, એ એક હીચકારૂં પગલું છે. હું તમુને સાફ કહુંછ, કે જો કદાપી તમે મારા મમાંને શોધી કહાડવા ફતેહમંદ નીવડશો, તો હું તમારી સાંમે તેવણનો બચાવ કરશ, તેવણ તરફથી તમારી સાંમે થવસ."

"કાંય?" પાહલીનાં મોઢાંમાંથી એકાએક સવાલ નીકળી પડયો.

"કારણ તેવણ એક નાજુક સ્ત્રી છે, તેવણ મને આ દુન્યાની રોશની દેખાડનાર મારાં માતાજી છે, અને તેથી તમારા જેવા કીનાબાજ કપટીથી તેવણને દુર રાખવાની મારી ફરજ છે." બહાદુર ફીરોઝ હિંમતથી બોલ્યો.

---

# પ્રકરણ પર મું.

---

## પાહલીની જુસતજુ.

આવી રીતે તે બાપ બેટા વચ્ચે મોટો અંતર પડયો. બોલો, ખાલેસ ફીરોઝ, પોતાના બાપની કીનો લેવાની મતલબ સમજી શકયો નહિ. તેઓ બંને એકબીજાને સલામ કરયા વગર છુટા પડયા.

બીજે દીવશે સહવારે પાહલીનો પેહલો ખ્યાલ પેલી દુકાન આગળ જઇને વધુ તલાસ કરવાનો હતો. તે દુકાને તેને લોહચુંબકની માફક ખેંચી રાખ્યો હતો. હયાં તેણી તેને મલી હતી અને હયાંથીજ તેણીની કાંઇ વધુ બાતમી મલશે એવું વીચારીને

પાહલી તે દુકાનની નઝદીક દમકયા કીધો. આખરે તેની મેહનતને જશ મળ્યો. તેણે એક ગરીબ પારસી છોકરાને તે દુકાનમાંથી બાહર આવતાં દીઠો, પાહલી તુરતજ તેની સાંમે ગયો, અને પોતાના ખીસામાંથી એક પાંચ રૂપ્યાની નોટ કાધીને તેની સાંમે ધરી.

" હું ગઇ કાલે તમાંરી દુકાન પર આવ્યો હતો " પાહલી બોલ્યો " અને ત્યાં મે એક મોટે ઘરનાં બાઇને દીઠાં હતાં, મને તેવણનુ નામ જોઇએછ,"

" હમારે ત્યાં એવાં તો રોજના ઘણા બાઇ આવેછ " તે છોકરો વીચાર કરીને બોલ્યો " હું કેમ જાણું કે તમે કોણનું નામ માંગોછ."

"છોકરા, મને મદદ કર અને ત્યાર પછી આ પાંચ રૂપ્યાની નોટ તારીજ છે એમ સમજી લે " પાહલીએ લાલચ દેખાડી " તે બાઇએ ગઇ કાલે પોતાને ત્યાં એક પારસલ મોકલવાનો તમુને હુકમ આપ્યો હતો. કેમ, હવે એ ઉપરથી મને કાંઇ ખબર મલી શકશે."

" પણ એવાં તો હમે રોજનાં ઘણા પારસલ મોકલાવ્યે છીએ " તે છોકરાએ જવાબ આપ્યો " તે બાઇએ શું ખરીડયુ હતુ ?"

" એક રાઇટીંગ ડેસ્ક."

"હા ગઇ કાલે હમે લેડી મોદીને ત્યાં એક ડેસ્ક મોકલાવી હતી ખરી."

પાહલીએ પોતાના હોથ જોરથી પીસ્યા. શું આ લેડી મોદી તે દીના હતી ? તે દુકાનદારે તેણીને એક સર નાઇટની ધણીઆણી જણાવી હતી, ત્યારે શું કુદરત અને સંજોગ એટલા બધા એકત્ર થઈ ગયા હતા, કે તેઓએ તેની ગુનેહગાર દીનાને,

લેડી મોદી જેવી એક માનપાન પામેલી આબરૂદાર બાનુ તરીકે ફેરવી નાંખી હતી?

"હા–હા, એજ લેડી મોદીને ત્યાં તું મને લઇ જા, છોકરા, અને પાંચને બદલે રૂપ્યા દસનું રોકડું ઇનામ ખાતી જા" પાહલીએ તેને લલચાવ્યો.

તે છોકરો જરા સંકાસીલ જણાયો.

"પણ તમે તેવણને કાંઇ નુકશાન કરવાતો નથી ધારતા?" તેણે પુછ્યું.

"મારા જેવો એક ગરીબ આદમી, લેડી મોદીને શું નુકશાન પોંહચાડી શકે" પાહલી બડબડયો "ચાલ છોકરા, હવે તું મને આ માનવંત બાનુનું ઘર બતાવ."

"ચાલો સાહેબ" તે છોકરો પોતાના ખીસામાં રૂપ્યા દસની નોટ સેરવી દેતાં બોલ્યો "પણ સંભાળજો એ વીશે મારા શેઠ જરાબી જાણે નહિ."

"મારી ઉપર ભરોશો રાખ, છોકરા" પાહલીએ ખાત્રી આપી.

અને ત્યારપછી તેઓ બંને વાલકેશ્વર તરફ ચાલવા લાગ્યા. ધીમા પણ ઠરેલ અને સાબુત કદમ ભરતો પાહલી પેસીકાકો, પોતાની ગમે એટલી ઉંમર છતાં, પોતાની બૈરી પર કીનો લેવાની ધુંઇમાં, એવો તો સદસદાત વાલકેશ્વર સુધી ચાલી ગયો, કે તેનું આવું જોમ જોઇને તેની બાજુમાં ચાલતો છોકરો પણ અજાયબ થયો. આહ, હવે તેની ફતેહ નઝદીક હતી, હવે તેણી પોતાના ઘરમાંથી છટકી શકશે નહિ. ઓહ, હવેજ તેણીને ઉંચા આશન ઉપરથી તોડી પાડીને નીચે ખાકમાં મેલવાનો વખત આવ્યો હતો.

"આ રહયું લેડી મોદીનું ઘર" તે છોકરો એકાએક બોલ્યો. અને હજુણ તો પાહલી તે તરફ પોતાની નજર બરાબર

ફેરવે, તેટલાં તે છોકરો તેને ત્યાંજ મુકીને તેની સાંમેથી જીવ લઇને નાઠો.

તે આળીશાન મકાન જોતો, પાહલી દીગમુઢ જેવો ઉભો રહયો. ત્યારપછી હિંમત ધરીને તે બંગલાના દરવાજા આગળ બેઠેલા રામોશી આગલ ગયો.

"લેડી મોદી હયાં રહેછ?" તેણે પુછયું.

"હા, સાહેબ" તે રામોસી પાહલીને પગથી તે માથાં સુધી નીહાળતાં બોલ્યો.

"તેવણ ઘરમાં છે કે?"

"નહિ" પાહલીનો ચીડકેહાલ અવતાર, અને કીનાથી ચકચક થતા દોળા જોઇને તે રામોસીએ જવાબ આપ્યો.

"ત્યારે એવણ ઘરમાં કયારે મલી શકશે?"

"મને ખબર નથી."

એકવાર ફરીથી પાહલીને પોતાની પોકીટની મદદ લેવાની જરૂર જણાઇ.

"હયાં આવ ભલા માણસ, લે આંય પાંચની નોટ અને કહે કે તારાં બાઇ ઘરમાં છે કે?"

પણ તે રામોસી બડો હાવકો અને પ્રમાણીક હતો. આ વીકાલ દેખાવનાં આદમીને પોતાની બાઇ સાથે શું કામ હશે, તેનો તેને કાંઇ શક ઉપજયો. પાહલીની નોટ તે રામોસીએ સ્વીકારી નહિ.

"ત્યારે તારા શેઠ ઘરમાં છે કે? મને તેવણ સાથેબી કામ છે" પાહલીએ એક છેલ્લો પાસો અજમાવ્યો.

"મારા શેઠબી ઘરમાં નથી" તેને જવાબ મલ્યો.

પાહલીએ જોયું કે આ માણસ સાથે ફોકતની માથાંઝીક

કરવામાં કાંઇ ફાયદો હતો નહિ. તે ત્યાંથી પાછો ફરયો, પણ ગમેતે પણ ભોગે સોહલ મોદીને આજેજ મલવાનો ઠરાવ કરીને, તે આખો દીવશ ભુખો તરસો તે બંગલા આગળ ઠમકયા કીધો. કોઈની પણ ગાડીના અવાજ સાંભળતાં, તે સર મોદીના બંગલા આગળ ઉભી રહેવાની આશા રાખતો હતો, પણ તે આશા સહવારની સાંજ અને સાંજની રાત થઇ ત્યારેજ ફળીભુત થઈ. એક મોટર તે બંગલા આગળ આવી ઉભી રહી, તેમાંથી એક સોહમણો શખશ કુદી પડયો, અને પોતાના શોફરને કાંઇ કહીને ઝડપી કદમે તે બંગલામાં ચાલી ગયો

"સર મોદી" પાહલીએ બુમ પાડી. પણ અફસોસ ઘણુજ મોડુ થઇ ગયું હતું.

પાહલી હવે પાછળ હથયો નહિ. તેણે તે બારણા આગળનો ઘંગ વજાડયો, અને એક પારસી નોકર તેની સામે આવી ઉભો.

"મેં-મેં સર મોદીને હમણા હયાં આવતા જોયાછ. હું-હું સહવારનો હયાં થોભ્યો છેઉં. મને ઘણું અગતનું કામ છે. મ-મને અંદર આવવા દેઓ" પાહલી હાંફતાં બોલ્યો.

"હવે રાતની વખતે મારા શેઠ તમુને મલી શકશે નહિ. સહવારે આવજો" તે નોકરે પાહલીને પીધેલો ધારીને જવાબ આપ્યો

"નહિ, મને હમણાજ એવણને મલવુંછ. ચાલ ખસ મને જવા દે."

આટલુ કહીને પાહલી તેના આંગપર ધસ્યો. પણ તે પારસીએ આવા કાંઈ બનાવની આશા રાખેલી હોવાથી તે સાઉચેત હતો. તેણે પાહલીને એક ધકકો મારયો, એક ધડાકા સાથે તે બારણું પાછું બંધ કીધું, અને હીણભાગ્ય પાહલી તે સીડી ઉપરથી ગબડીને નીચે પડયો.

"શું છે, દોસુ" બારણા આગળ કાંઇ ગડબડ સાંભળીને સોહલે

પોતાના નોકરને પુછ્યું.

"કોઇ દીવાના જેવો પારસી તમુને મલવા માંગતો હતો" દોસુએ ફુગળાઇને જવાબ આપ્યો.

"હમણા રાતની વખતે?" સોહલે અજાયબીથી પુછ્યું.

"હા, સાહેબ, મેં એને આવતી કાલે સહવારે બોલાવ્યોછ."

"હોશે, કોઇ બીચારો ગરીબ જરથોસ્તી પૈસા માટે મારી મદદ લેવા આવ્યો હોશે." સોહલ બોલ્યો.

પણ દોસુ સારી રીતે સમજતો હતો, કે પોતાના શેઠની આ તર્ક તદન ખોટી હતી.



## પ્રકરણ ૫૩ મું.



### "તું મારા ધણીયાણી છે."

શાંતી, મધુર શાંતી!

પાહલી પેસીકાકો દીનાને મલવા પછી બીજા બે દીવશ વહી ગયા, અને તે અરસામાં સોહલે પોતાની પ્રાયાને એક અંઠવાડયાની અંદર તેણીની સાથે મહાબ્લેશ્વર જવાને સમજાવી લીધા હતી. તે દીનાને એકલી મોકલવા ચાહતો હતો નહિ, અને દીના મોટી નારાજી, અને મોટી ધીલ પછી, તેટલો વખત મુંબઇમાંજ રેહવાને કબુલ થઇ. તેણીને હઇડે નેહ હતી. તેણી સારી રીતે જાણુતી હતી કે તે દુકાનનો મેનેજર તેણીનું નામઠામ પાહલીને કદીબી આપશે નહિ, અને એવું વિચારતાં દીનાને કાંઈ અજબ જેવી રાહત મલતી. પણ વાંચનાર, તે એક જબરાં તોફાનની અગાઉની

શાંતી હતી, જ્યારે પવન પોતાનાં બમણા જોશ સાથે ફુંકવાને ઉંઘાઇ રહે છે, જ્યારે દરયાના મોજાઓ દયાહીણુ રીતે અફળાવા અને ફીણફીણુ થઇ ચુપ પડી રહે છે, જ્યારે આકાશ ઉપર સીસાં જેવો ભયભીત કાળાશ ચઢે છે, અને જ્યારે તમામ ખલકત ગમ-ગોસાર બની જાય છે, એવી શાંતી, એવીજ ધીરજ, હમણા દીનાને મળી હતી.

બામદાદમા સહવારે સાતનો અમલ હતો. સોહલ પણ સકકારેથી બાહર સધાવ્યો હતો, અને દીનાને બીજું કાંઇપણુ કામ નહિ હોવાથી, તેણી પોતાના આલીશાન મકાનનાં સુંદર લીલોતરીથી ભરેલા બગીચામાં સહવારની ખુશનુમાં લેહકીની મોજ ચાખવા નીકળી હતી. અફતાબ યઝદ બામદાદનાં ભીણા ધુમ્મસમાંથી પોતાનો રસ્તો કાપીને તુરતનાજ ઉગમ્યા હતા, અને જ્યારે તમામ ફળ-ફળાદી પોતાનો સુગંધી પમરાત ચોતરફ ફેલાવી રહયાં હતાં, અને બુલબુલ તેમજ મેના પોતાના સુરીલા હલકથી તે પ્રકાશીત રવીરાજને પોતાની ભાશામાં આવકાર દેતાં હતાં, ત્યારે તે મકાન અને બગીચાની રાણી, લેડી દીના મોદી, કાંઇક હવાઇ ખ્યાલોમાં લીણુ થઇને ત્યાં એકલી ઉભી હતી. તેણીએ પોતાના મકાન તરફ આતુરતાથી જોયું. આહ, આ બાદશાહી ઇમારત. અને ફુવારા તેમજ સંગેમરમરનાં પુટલાંઓથી ઝલઝલી રહેલા તે બગીચાની હંમેશની શાંતીમાં ખલલ કરવાને કોણ હિંમત કરી શકે? ખચીત્ત જ્યારે તેણી આ મનમોહક મેહલની રાણી બનવા જેટલી નશીબવંત નીવડી હતી, ત્યારે શું કુદરત તેણીને પાહલીના હવાલામાં પાછી સપડાવી દેવા જેટલી કમનશીબ બનાવશે? દીનાએ પક્ષીઓનો અવાજ સાંભળ્યો. અરે, તે કીરતારની કરમ બક્ષેશથી જ્યારે આ નીર્બળ પક્ષીઓ કોઇની પણુ ધાસ્તી વગર, સહવારનાં પોહ-રમાં મધુર હલકે ગીત લલકારતાં હતાં, ત્યારે તેણીને શું કોઇથી બીહવાનું હતું? દીનાનું દેમાગ ફુલોના સોહમથી તર થઇ ગયું.

ઓહ, જ્યારે કુદરત આ નાજુક ફુલોની કળીઓને પણ, પવનનાં હરેક સુસવાતામાંથી બચાવી. કોઈ ગેબી રીતે તેઓને જમીન ઉપર એસ્તવાર રાખતી હતી, ત્યારે શું તેજ કુદરત, તેણી કે જે તેની એક નાજુક પણ સઉથી ઉત્તમ પેદાયશ–એક નિશાન હતી–તે પોતાની સઉથી ઉત્તમ પેદાયશનો બચાવ નહિ કરશે? અને તે———

દીનાના તરંગોમાં એકાએક ખલલ પડી.

"દીના."

પાછળ કોઇનો અવાજ સંભળાયો, અને ફરીને જોતાં પાહલી પેસ્ટીકાકો, તેણીની સાંમે જીવતો જાગતો પોતાની ખુની આંખ્યો સાથે ઉભો હતો.

યા પરવર, તે ઘડી આખરે આવી પુગી હતી. આકાશ ઉપરનાં કાળાં વાદલાંઓ આખરે ફાટયાં હતાં, અને તેણી ઉપર કીસમતનાં કેહરનો બારાન વરસ્યો હતો. દીના ધ્રુજી, તોપણ સોહલનાં રૂડાં નામને ખાતર, તેણી પોતાનું સઘળું જોમ જમા કરીને, પોતાના મુદદઈ સાથે બલતાવરીથી લડવાને એકવાર ફરીથી તૈયાર થઈ.

"દીના" ધર્તીનાં છેક ઉંડા પેટાંમાંથી જાણે કાંઇ બોલતું હોય એવો તે અવાજ હતો "આખરે મેં તારી પાછી કેંટ પકડીછ. હું હયાં બે વખત આવી ગીયો, પણ કોઇએ મને દાદ આપી નહિ, તેઓએ મને સીડી ઉપરથી ગબડાવી નાંખ્યો, અને આખરે રાત દીવશ હયાંજ ભટકયા પછી, હમણા સમો જોઇને, હું આ સાંમેની કાંટાની વાડ કુડાવીને મારો કીનો લેવા પાછો આયોછ. બોલ, કબુલ કર, કે તું મારી નાહરી આવેલી બેવફા પરણેતર દીના છે,"

દીનાએ શાંત ચેહરે પોતાની આસપાસ જોયું.

"તમે કોણ છેઓ, હું તમુને ઓળખતી નથી. ચાલો

નીકળો હયાંથી, અને મારાં માણસ પાસે તમુને ધકકા મરાવીને બાહર કાહડું તે આગાઉ હું તમુને છેલ્લીજ વેળા જણાઉછ, કે હું સર મોદીની હકદાર ધણીયાણી છું, અને તમુને બીલકુલ ઓળખતી નથી."

"નથી ઓળખતી!" પાહલીએ બરાડ મારી "ઠગારી, તુ મને નથી ઓળખતી? શું તું તારા બાપ ફીરોઝ વાહડયાનાં વીશ્વાસુ દોસ્તને ભૂલી ગઇછિ? શું પરેલની અગીયારીમાં થયલાં આપરાં લગનની તુંને યાદ નથી? શું તું તારા એકપુરા દીકરા ફીરોઝને પણ વીસરી ગઇછ? નથી ઓળખતી! આહ જુઠ્ઠી દગલબાજ, મેં હઝારો વખત મારી ધણીયાણી તરીકે તુને લોકો આગળ જાહેર કીધીછ. શરમ છે તારા જેવી એક સ્ત્રીના પવિત્ર નામને એબ લગાડનાર ચળકતી ચાઇચાઇ ઉપર."

દીનાએ તેની સાંમેથી પોતાનો ચેહરો ફેરવી નાખ્યો.

"હુ તમારો બકારો સમજવા માંગતી નથી. ચાલો ખસી જાવ."

પાહલીએ એક છલાંગ સાથે તેણીનો હાથ પકડી લીધો.

"ઠગારી ઓરત" તેણે બુમ પાડી "ખુદા શાહેદ છે કે તું કેટલું જુઠ્ઠું બોલેછ, તારો ગુનાહ કેટલો ગંભીર છે. હવે જો તુ સીધ્ધી પાધરી કબુલ નહિ કરશે, દીના, તો હું કસમ ખાઉંછ કે હું તે જબરીથી તારી પાસે કબુલ કરાવસ. બોલ, હજુણુબી કબુલ કર, કે "પાહલી હું તારી ગુનેહગાર ધણીયાણી છેઉ" અને ત્યાર પછી તારી ઉપર દયા બતાવવાનું મારૂં કામ છે. હુ તુંને એક એવી જગ્યાએ લઇ જવસ, કે જ્યાં તારા પાપનો સંસારો કોઇને પણ ખબર પડશે નહિ."

દીનાએ મદદ માટે પોતાની આસપાસ જોયું. અને તે જોઇને પાહલી વધુ ઉસકેરાઇ ગયો.

"તારી જીંદગીના જોખમે ના કેહજે."

"જો મને મારી નાખશો તોબી મને દરકાર નથી. હું તમારાં જેવા દીવાનાથી બચવા કાયદાનો આશરો લેવશ." દીના હીંમતથી બોલી.

"ઓહ" પાહલી દયામણે બોલ્યો "એક સ્ત્રીમાં આટલી બધી શેખી અને ફેલફરેબી હોયછ. એ મને આજેજ ખબર પડીછ. દીના હજુણુબી હું તુંને એક છેલ્લી ટક આપુંછ કે બોલ "પાહલી મને માફ કર" અને તે સાંભળીને હું કાંઇક સંતોષ લેવસ. બોલ જલદી બોલ."

"તમારા જેવા અજાણ્યાની હું શું કરવા માફી માંગુ ?"

"તું નાં કહેછ ?"

"હા, ચાલો મારો હાથ છોડો."

"નહિ, હવે હું શુ કરશ, તેનો છેલ્લો ચુકાડો સમજાવીનેજ હું તુંને જતી મુકસ. હવે મને ધ્યાણથી સમજી લેજે."

## પ્રકરણ ૫૪ મું.

### હવે શું કરે ?

"મને ધ્યાણથી સમજી લેજે" પાહલી પાછું બોલ્યો "તુંને ઓળખનાર ઘણાં જણાઓ છે-સુનાઇ મારી બેહેન, ભીખી મારી નોકર, અને જાંહગીર વકીલ તારો દોસ્ત-એ સઘળાં તુંને બરાબર પીછાણે છે, અને તેઓને તારી શાંમે ઉભાં કરવા પછી, મારા એકલા સાંમેની તારી આ હીંમત જનીનદોસ્ત થશે."

તે દરેક નામ સાંભળતાં દીના ધ્રુજવા લાગી. આ ત્રણે નામ ઉચ્ચારતાં પાહલીએ ગોયા ત્રણ વખત તેણીના સીનામાં એક કટારી ચલાવી દીધી હતી. શું દીના તેઓને ભુલી ગઇ હતી? આહ, સુનઇના જુલમની યાદ કદી નહિ ભુલાય એવી હતી, ભીખીની પોતાની બાઇ તરફની તે આગલી વફાદારી હજુણુ તેણીને રોશન હતી, અને જાંહગીર વકીલ, "રતન મમાં"નો તે જવાન પાડોશી, તો તેને દીના સારી રીતે પીછાણતી હતી. તો પણ વ્હાલા સોહલને ખાતર તેણી કદીબી પોતાના જીવલેણ મુદઇ સાંમે, પોતાની ગુનાહની દોરી જરાપણ નમતી મુકશે નહિ. તેણીએ પાહલી તરફ જોયું.

"દુન્યામાં મલતા ચેહરાના ઘણા દાખલા બને છે" તેણીએ કહયું "અને મારી ખાત્રી છે કે આ પણ એક તેવોજ દાખલો છે. કબુલ કીધું કે તમે કહોછ તે સઘળું ખરૂં છે, અને વરસો અગાઉ તમારી કોઇ ધણીઆણી નાહસી ગઇ હતી. તોપણ જે દરજ્જો હાલમાં હું ભોગવું છું, તે તેણી કેવી રીતે ભોગવી શકે? કાંઇ નહી તો સાધારણ સમજ શકતીથી તમારે એમ વીચારવું જોઇએ. તમે તદન ખોટા છેઓ."

પાહલી તેણીના ચેહરા ઉપર કાંઇક વખાણની લાગણીથી જોતો ઉભો.

"દીના, તું સ્ત્રી ચરીત્રમાં આટલી બધી બાહોસ હોશે એવું મેં કદી ધાર્યું હતું નહિ. ઓહ, તું જરા ઓછી પાપી યા તો ઓછી ગુનેહગાર હતે તો મને તારી દયા પણલાગતે. કાંઇ નહિ તો તુંને ફક્ત બીધેલી જોઇને હું તુંને માફ કરતે"

"પણ તમારેથી બીહવાનું મને કારણજ શું છે" દીનાએ વાંધો ઉઠાવ્યો "ચાલો હવે એ ગાંડી ઘેલી વાત છોડીને હયાંથી રસ્તો પકડો. હું મારા નોકરોની સાંમે તમારાં જેવા આદમી સાથે

વાત કરવા માંગતી નથી."

"તારા નોકરો હવે થોડાજ વખતમાં પોતાની બાઇને ખરાં રંગરૂપમાં જોશે." પાહલીએ તાણો માર્યો "અને તેઓમાંના ઘણાકો તારી સાંમે કોરટમાં જુબાની આપશે, કારણ હુ ખાત્રીથી કહુંછ, દીના, જો તું સીધ્ધી પાધરી નહિ ઉતરશે, તો હું તારી સાંમે છુટટા છેડાનો દાવો માંડશ, અને તેથી જાહેરમાં તુંને તેમજ તારા કેહવાતા ધણીને મોટી નાલેસી લગાડસ."

"જેવી તમારી મરજી" દીના હસવાની કાંઇક કોશેશ કરતાં બોલી "ચાલો હવે રૂખસદ લેવ."

"હું ચાલ્યો, પણ યાદ રાખજે કે મને બીજી વખત આવી રીતે હરકાતી કાહડવા માટે તુંને પસતાવું પડશે. જે માણસને તેં છેતર્યોછ તે એક અમીરી તોખમનો ગ્રહસ્થ છે, અને તેની સાંમે થવા મારી હિંમત ચાલતી નથી. ઓ દીના, તું ખુદાથી બીહતી નથી, તુને મારી પણ ફીકર નથી, તોપણ તુંને તારા અશરાફ ધણીનો તો ખ્યાલ રાખવો હતો. તું એટલી બધી સખ્ત કેદારથી થઇ."

તે ખુબસુતર બાનુએ કંટાળીને પોતાના હાથ અફાળ્યા.

"તોબા, હવે તો તમુને સમજતાં મારા કાનબી પાકી આવ્યાછ" દીના પોતાના કાન ઢાંકતા બોલી "નીકળો મારી આગળથી."

"ખુબ સાંભળજે" પાહલીએ છેલ્લો પોકાર કીધો, અને ત્યારપછી જેટલો ઝડપથી તે તેણીની સાંમો આવ્યો હતો, તેટલીજ ઝડપથી ત્યાંથી પાછો ગાયબ થયો.

દીના તેનો ગુમ થતો આકાર જોતી ઉભી. પાહલીના જવા સાથે તેણીની સઘળી હીંમત અને તાકત પણ ગુમ થઇ, તેણી

જમીન ઉપર તુટી પડી, અને પોતાનાં બંને હાથોએ મોહું ઢાંકીને નવધાર આસુઓથી રડી પડી. ખલાસ. હવે તેણીનું આવી બન્યું હતું. પાહલી પોતાનો બોલ જરૂર પાલસે. તે પોતાના બેસીઓને તેણી સાંમે લઇ આવશે, અને ત્યાર પછી———

વેલ, હજુણબી સોહલને ખાતર, તેણી તેઓ સઘળાં સાંમે ઇનકાર કરશે' પણ દીના પોતાના અંતઃકરણનાં ઉંડાણમાં સારી રીતે સમજતી હતી, કે પાપનો ઘડો કદીબી છલકાયા વીના રહેતો નથી.

ઓ, તે બરગસ્તે દીવસ દીના માટે કેટલો લાંબો હતો ? મીનીટો પાછળ કલાકો જડ થઇને બેસી રહયા, અને ગરીબ કમનશીબ દીના, નાસીપાસી અને આવતા બનાવની આગાહીથી પશેમાન થતી પોતાના મકાનમાં ગમગીન જેવી એકલી ગંગેતાયા કીધી. હવે શું થશે ? આ ત્રણ શબ્દ જ્યાંબી તેણીની નજર ફરતી, ત્યાં તેણીને વંચાતા હતા. તેણી પોતાનો ચેહરો આરસીમાં જોઇને બે દગલા પાછળ હથતી, વારંવાર તેણી પોતાનું માથુ પકડીને એક નરમ સોફા ઉપર અધેલાઇ પડતી, અને જેમ દુખના વખતમાં હંમેશ બને છે તેમ, પોતાની આવી હાલતમાં કાંઇક સધ્યારો મેળવવા દીનાએ પોતાના હાથ તે કીરતાર તરફ ઉંચે કીધા. પણ તેણીને માટે ઝાઝી શાંતી હતી નહિ. ઓ વાંચનાર, ઘણુંજ અસુરેથી તેણીને માલમ પડયું, કે ગુનાહ અને પાપની સજા કરતાં, મુરખાઇની શીક્ષા વધુ જલદી અને વધુ ચોકકસ રીતે મળે છે. એક ગુનેહગાર આ દુન્યામાં પોતાના પાપની તોજશ કરતો બાજે વેળા છટકી જાય છે, પણ મુરખાઇ કોઇને છોડતી નથી. દીનાને હવેજ ભાણ આવ્યું કે સોહલને પરણવામાં તેણીએ ગુનાહ અને મુરખાઇ એ બંને કીધા હતા, અને હવે તેનું કડવું પરીણામ તેણીને જલદી ચાખવું પડશે.

રાત પડી, અને આવી અંધારી બીહામણી રાત, દીનાએ

આગળ કદીએ અનુભવી હતી નહિ. તેણીએ ઉંઘવાની ઘણીએ કોશેશ કીધી, પણ તે સઘળી વ્યર્થ ગઇ. આહ ઉંઘ, મીઠી નીંદ્રા, દુખ્યાઓનું દુખ તાળનાર, ગરીબોને શાંતી બક્ષનાર, ગમગીનોને ગમ ભુલાવનાર, દુન્યાની હરેક ફીકર, ચીંતા, મોજ શોખ, અને દગલબાજીપર ઉપર થોડો વખત ભુલાવાનું ઢાંકણું વાળનાર, તે મીઠી નીંદ્રા દેવી, હમણા તેણી સાથે પાહલીનીજ માફક રીસાઈ બેઠી હતી. તોપણ અફસોસ, વ્હાલા સોહલને પોતાની ખરી હકીકતથી વાકેફ કરીને, તેની માફી ચાહવાને બદલે, દીના એવી ઉંઘ વગરની બીજી સેંકડો રાત પસાર કરવા તૈયાર થઇ !

# પ્રકરણ ૫૫ મું.

## મેં શું કીધું?

બીજે દીવશે સહવારે દીના ઉપલા સવાલ સાથે પોતાની ઉંઘમાંથી ભડકી ઉઠી. ખરેખર, હવે સઘળુ ખતમ થઈ ચુકયું હતું. વરશો સુધી તેણીની જીંદગી સુખી મધુર ગોલાબોની વચ્ચે પસાર થઇ હતી, પણ હવે તેણીને ફાળે કાંટા હતા. મહીનાઓ સુધી આફતાબ, યઝદ એક સરખી રીતે તેણી ઉપર ઝલકયા હતા, હવે તેણી માટે સઘળો કાળાશ હતો.

ખુદા છેડાનો દાવો, પાહલી બોલ્યો હતો. ગરીબ દીના માટે આ શબ્દો એક તેજી કટારી કરતાં વધારે કાતીલ હતા. પોતાનો ગુનાહ કબુલ નહિ કરવાથી તેણીની જીદનું પરીણામ કોર્ટમાં આવશે, એ વીચારથી તેણી ધ્રુજવા લાગી. શું તે સખત

ન્યાયધીશો સામે ઉભી રહીને, તેણીને તેઓના સઘળા ઉલટપાલટ સવાલોનાં જવાબ આપવાની ફરજ પડશે? અને જો પાહલી તેમજ સુનઇ તેણી સામે ફાવી જાય તો પછી—

દીનાએ કીંમતી બ્રેસલેતથી મઢેલા પોતાના બરફ જેવા હાથ ઉપર નજર કીધી. ઓહ, આ હીરામોતીને બદલે શું ત્યાં સાંકલ અને લોખંડનો શણગાર થશે? અફસોસ, તેણીએ એવો ગુનાહ કીધો હતો કે જે માટે તેણી તમામ દુન્યાની નજરમાં દોષીત હોવા ઉપ્રાંત, ખુદ ખુદાના પવિત્ર કાયદાનો પણ અન્યાય કરયો હતો.

તે દીવશે સોહલ મોદીના કાગળોમાં, એક જુનાં કવર સાથનું એક કાગળ હતું. તે કાગળ પાહલી પેસીકાકા તરફથી હતું, અને તેના અક્ષર પણ એટલા વાંકાટીકા હતા, કે સોહલ તે કવર તરફ જોઇને સેહજ હસ્યો.

"આંય મારો કોઇ નવો મીત્ર લાગેછ" તે બોલ્યો "જોઉં તો ખરો એ શું કેહવા માંગેછ" સોહલ તે કાગળ ઉખેડતાં બોલ્યો.

પણ તેનું હસવું તુરતજ ઉડી ગયુ. તેનો ચેહરો કરમાઇ ગયો, અને અજાયબીથી તેના ડોળા ગોયા બાહર નીકળી પડયા.

તે કાગળ નીચે પ્રમાણે હતુઃ—

**"માનવંત શેઠજી સાહેબ,**

**શેઠ સોરાબજી મોદી જોગ,**

જત હું નીચે સહી કરનાર સુરતનો એક ખેડુત ગામડયો,
" નામે પાહલી પેસીકાકો, મારી પુર સુઝી અને સાવચેતીમાં,
" તમો સાહેબ ઉપર આ કાગળ લખીને, એક એવા ભયંકાર
" ભેદનું ભોપાળું ઉંઘાડું પાડુંછું, કે જે જાણી તમો નામદારને
" ખેદ ઉપજ્યા વીના રેહશે નહિ.

" સાહેબ, તમારા ઘરમાં હમણા જે જવાન આવું છે, અને
" જેને તમે તમારી ધણીયાણી તરીકે ઓળખો છો, તે તમારી હક-
" દાર પરણેતર નહિ, પણ એક લુચ્ચી દગલબાજ ઠગારી છે,
" ફરેશતાના સાહવામાં સેતાન છે, ખુબસુરતીના ખોળીઆમાં
" એક કાળી નાગન છે. આજે વરશો અગાઉ હું તેણીને પરણ્યો
" હતો, તેણી મારી બેહન સાથે લગભગ વરશ દીવસ સુધી
" સુરતમાં મારે ત્યાં રહી હતી, મારે પેટે તેણીને એક બેટો
" અવતરયો હતો, જે હજુણ પણ હૈયાત છે, અને તમો સાહે-
" બને જણાવતાં મને ભારે દુખ સાથ કમકમાત ઉપજે છે, કે
" જે સ્ત્રીને તમે તમારા છાયાં હેઠળ આજે વરશો થયાં સપોવી
" રાખી છે, તે મારી બેવફા બૈરી છે. સંભાળો, સર મોદી,
" એક પરાઈ પરણેલી અબળાને તમે તમારાં ઘરમાં લીધી છે,
" તેણીને તમારૂં નામ આપવાની ગફલતી કરી છે, તેણીને
" તમારી માલમીલકતની શેઠાણી બનાવી છે, તો હવે ખરી
" બીના જાણવા પછી, એક સુધ્ધા ગ્રહસ્થ અને સાચ્ચા સર નાઈટને
" છાજતી રીતે, તમે તેણીને મારા હવાલામાં પાછી સોંપવાને
" જરાપણ ઢીલ કરશો નહિ.

" તેણી શીરીઝ વાહડયા નામના એક આરટીસ્ટની બેટી
" છે, કે જે તેણીને મારે હસ્તક સોંપી ગયો હતો. હું તેણીનો
" હવાલો લેવા માટુંગા તરફ એક વીધવા બાઈ રતનબાઈ દુબા-
" શનાં બંગલામાં ગયો, પણ જ્યારે મારી વકકી મુજબ મારી સાંમે
" એક સાત વરશની બાળકી નહિ, પણ સત્તર વરશની એક
" ખુબસુરત છોકરી આવી ઉભી, ત્યારે-ત્યારે સાહેબ, મારે ઘરે
" તેણીને લઇ જવા માટે મને કાંઇ બીજો ઇલાજ નહી સુજ-
" વાથી, હું તેણીને પરણી ગયો. શરૂઆતમાં હમો માટીબૈયર
" વચ્ચે ઠીક એખલાસ હતો, પણ કમનસીબે મારી બેહન સુનઇ,

"મારી બૈરી સાથે જોઇયે તે કરતાં વધારે સખતાઇથી વર્તવા
"લાગી. પરીણામમાં હમારે ત્યાં રોજનો ઝઘડો થયો, મારી બૈરી
"પોતાનાં ઘરબારથી તદન કંટાળી ગઈ, અને જ્યારે મારી બેહન
"સુનઇની, દવા બાબદ કાંઇ ગફલતીથી મારો દીકરો મરવા સુતો,
"ત્યારે તેને મરી ગયલો ધારીને તેણી મારો આશરો અને
"ઘરબાર સદાને માટે છોડી ગઇ. ઓ સર મોદી, શું મારી
"બહેન એટલી હદ સુધી તેણી સાથે ઘાટકી રીતે વર્તી હતી,
"કે તેણીએ મારી બૈરીને પોતાના લગનનો પવિત્ર કોલ, તેમજ
"એક ધણીયાણીની પવિત્ર ફરજ ભુલાવી હતી? નહિ, નહિ.
"મને છોડી જવા માટે તેણીને એક વધુ સંગીન કારણ હતું.
"તેણી મને ધીકકારતી હતી, અને મારી સાથે પોતાનો સઘળો
"સંબંધ છુટો કરવા, તેણીએ જાણીબુજીને મારી ઉપર પોતાના
"લગનની વીટી પાછી મોકલાવી આપી.

"પણ કુદરતનો ઇનસાફ ન્યારો છે. જ્યારે વરશો પછી
"હું મારા દીકરાને મલવા મુંબઈ આવ્યો, ત્યારે તેને માટે એક
"ભેટ ખરીડવા એક દુકાનમાં જતાં, તેણી મને એતેફાક મલી
"ગઇ. મે તેણીને તુરતજ મારી ધણીયાણી તરીકે ઓલખી
'કાધી, હમો વચ્ચે બોલાચાલી થઈ, તે દુકાનનો મેનેજર મારી
"સાંમે થયો અને હું કાંઇ વધુ કરી શકું, તે અગાઉ તેણી પોતાની
"મોટરમાં બેસીને નાહસી ગઇ. પાછળથી તેણીનું નામઠામ મેલ-
"વીને હું તમારે ઘરે આવ્યો, અને જોકે પેહલી વેળા મને
"તમારા નોકરે સીડી પરથી ગબડાવી નાંખ્યો, તોપણ હીંમત નહિ
"હારતા, હું મારી કમજાત બૈરીને તેણીનાજ બગીચામાં પાછો
"મળી શકયો. તેણીએ મને તુચ્છકારી કાઢ્યો, તોપણ સાહેબ,
"એટલી તો ખાતરી રાખજો, કે જ્યારે હું મારો દાવો કોરટમાં
"રજુ કરસ, ત્યારે તેણીને મોંઢેથી સઘળી સચ્ચાઈ આપોઆપ

"બાહર આવશે.

"સાહેબ, જો આ લખાણ વીશે તમુને જરાપણ શક
"હોય, તો આ કાગળ તેણી આગળ લઇ જજો, તેણીને તે વાંચ-
"વાની ફરજ પાડજો, અને બારીકીથી જોતાં તમે તેણીના
"આખાં તનબદનમાં ગુનાહનો ફેરફાર જોઇ શકશો.

"સર મોદી તેણી મારી બૈરી છે. અને મારી ખાત્રી છે
"કે તમે કે જેવણ મારા ખીસામાં હાથ નાખીને મારી પાકીટ
"ચોરશો નહી, એક ચેક ઉપર મારી ખોટી સઇ મુકશો નહિ.
"મારૂં ઘરબાર લુટવાની હીંમત કરશો નહિ. ત્યારે શું તમે મારી
"બૈરી, કે જેની ઉપર મારો પેહેલ્લો અને એકલો હક છે, તેને
"તમારા ઘરમાં રાખવા માટે અપમાણીક બનશો? અલબત,
"તેણીને પરણવામાં હું તમારો કસુર જોતો નથી, કારણ તમે
"તેણીને તદન નીર્દોશ વીચારી હતી, પણ હમણા હું તમુને
"સાફેસાફ કહી દઉંછ, કે જે અબલાને તમે "દીના" કરીને
"બોલાવો છો, તે મારી કાયદાપુર્વક ધણીઆણી દીના પેસીકાકા
"છે, અને તેણીનો દાવો કરવા હું થોડા વખતમાં સઘળા શાક્ષી
"પુરાવા સહીત તમો તરફ આવી પુગનાર છઉં."

---

## પ્રકરણ ૫૬ મું.

---

### આ નીંદા!

સોહલ મોદીએ તે કાગળનો દરેક દરેક શબ્દ ચાપીને વાંચ્યો. તે એટલોતો ગુંચવાઇ ગયો કે તેના મોંઢાંમાંથી એક શબ્દ

પણ નીકળી શકયો નહિ. તે કાગળ સચ્ચાઇનો એવો તો અચુક ભાશ આપતું હતું, કે તેમાંની દરેક લીટીએ સોહલ મોદીની ખાત્રી કરી આપી. તોપણ તેની બૈરી–પોતાની ખુબસુરત દીના, કે જેની બીનતરની પાકીજગી તેણે વખાણી હતી, જેના દરેક વીચાર અને સખુન ઉમદા હતા, અને જે કેટલીક બાબદોમાં તેનાં કરતાં ચઢયાતી હતી, તેજ દીનાએ શું તેને આટલી બધી હદ સુધી છેતરયો હતો?

એ વીચારવું કેવળ મુશકેલ હતું, મગર નામ તો બંને એક સરખાંજ હતાં. વળી, તેને યાદ આવ્યું, કે દીના એક એક વખતે બોલી હતી કે તેણી એક આરટીસ્ટની છોકરી હતી. ત્યારે શું ત્યાં **એ** દીના હતી, અને **એ** આરટીસ્ટ બાપ હતા? ઓહ, પોતાની ખુબસુરત દીનાને એક બચ્ચાંની માતા તરીકે ગણતાં, સોહલ મોદીનુ બાદશાહી જીગર જબરા પોકાર કરવા લાગ્યું.

અને–અને જો એ સઘળું ખરૂં હોય, જો તેણી ખરેખર પાહલી પેસીકાકાની પરણેતર હોય, તો પછી તેનો તેણી ઉપર કશો હક હતો નહિ. ઓહ, સોહલ મોદીની જીંદગીમાંથી એક ઝલકતો સેતારો ગુમ થઇ ગયો હતો.

તે ચોંકયો. તેણે અંજાણપણામાં, એક એવી જબરદસ્ત ભુલ કીધી હતી, કે જેને માટે તેને હવે નાહેકનો જગની બત્રીસીએ ચઢવું પડશે. ઓ વાંચનાર, જો કદીબી કોઇ વાત વધારે જલદીથી ભડકું લેતી હોય, તો તે નીંદાથી છે. આહ, આ બે અક્ષરી શબ્દ ઉપર ઘણાકોને એવી મોહીની લાગી હોય છે, કે તેઓની લુલી ગંધીલી જબાંમાંથી નીકળતો દરેક શબ્દ સૌથી કાતીલમાં કાતીલ ઝેર મીસાલ છે. પરાઇ નીંદા કરવા સઉ કોઇ ઉલટ ધરાવે છે, લોકોની ખામીઓ જાહેર કરવા ઘણાકો ઉકમઈ સમજે છે, પણ

તેઓ એટલું સમજતાં નથી, કે જ્યારે ભલા અમીર ઉમરાવ અને રાજા રાવણુની પીઠ પાછળ બોલાય છે, ત્યારે તેઓ, કે જેઓ આજે બીજાોની નીંદા કરે છે, તેઓનીજ પાછળ વખત આવતાં કોઇ બીજાઓ બુરૂ બોલવાને કદીબી ચુકશે નહિ. નીંદા વીના અપવાદ છે, તે પરવારતાઓનું એક તેજી હથીયાર છે, તે મતલબ્યાઓનું એક સુંદર સાંધણ છે, કે જેઓને પોતાની ભલી યા બુરી નેમ પાર પાડવાને સીધો ઇલાજ અજમાવવાની હિંમત નહિ હોવાથી, ગીબતનો છુપો અને હીચકારો રાહ અખત્યાર કરવો પડે છે.

ત્યારે દુન્યા હવે તેને પણ છોડશે નહિ. સઘળે ઠેકાણે બાપોકાર જાહેર થશે કે સર સોહલ મોદી જેવા એક ઉંચ નેકી નીતીના શેઠયાએ પોતાના લગનની બાબદમાં એક જબરૂં ગોટું ખાધું હતું, યાને તે કોઇ બીજાની બૈરીને પરણ્યો હતો!

ખયર, દીના તેની નઝદીક હતી, અને તેણીને આ કાગળ વંચાવીને પોતાની સઘળી ધાસ્તી દુર કરવાની સોહલમાં હાથમાં એક ટક હતી. પણ જો તેણી નીર્દોશ હોય–અને સોહલ મોદીએ હઝારો હઝાર એવી દુઆ ગુજારી તો તે સુંદર ચશમોનાં નરમ ઠપકા સાંમે તેને તકકર જીલવી પડશે, એ વીચારથી સોહલ પશેમાન થયો. તોપણ તે પોતાની આ બંને એકથી ઉલટી લાગણી વચ્ચે એવી તો લાચાર હાલતમાં દોળા ખાતો હતો, કે હમણાજ દીના આગળ જઇને જે તે લટકો ફટકો કરી નાંખવાનો તેણે ઠરાવ કરયો.

પોતાના હાથમાં તે કાગળ સાથે, સોહલ પોતાની બૈરીના ઓરડા તરફ ફરયો. દીના કાંઇ ઉંડા વીચારમાં બારી આગળ બેઠી હતી, પણ જ્યારે તેણીએ સોહલને દીઠો ત્યારે—ઓ ભાણુ ભુલો સોહલ–ત્યારે તેણીના ચેહરા ઉપર રતાશ ચઢી આવ્યો,

તેણીનો ચેહરો ખુશાલીથી ખીલી નીકળ્યો, અને તેણીની નજરમાં પેલીજ ખુદાઇ રોશની પ્રગટી નીકળી.

"મારા ડારલીંગ" તેણી બોલી "તમે ક્યાં આયા તે મને ખબરબી નહિ."

સોહલ ચુપ ઉભો. આ સુંદર બુલબુલ કે જેના મીઠા હોથ અને મધુર ચેહરા ઉપર, નીર્દોશપણાનો અચુક પડછાયો પડયો હતો, તે ગુનેહગાર હોઇ શકેજ કેમ? દીનાને જોઇને તેની લાગણીમાં એવો તો અચાનક ફેરફાર થઈ ગયો, કે સોહલે તેણીને અનેક કીસીઓથી વધાવી લીધી. તોપણ ભવીષ્યમાં પોતાની શાંતી અને સલામતીને ખાતર, તેણે આજે પોતાના સઘળા શકનો નીવેડો લાવી નાખવાનો હતો.

"દીના" સોહલ અચકાતાં બોલ્યો "મને આજે એક ઘણીજ નાખુશ ફરજ બજાવવાની છે"

તે થોભયો, કારણ દીનાના મોંઢા ઉપર એકાએક ચોકકસ ફેરફાર થઈ ગયા હતા.

"હું મારી જીંદગી આવી ફરજમાંથી છુટટો થવા આપી દેવા તૈયાર છેઉં" સોહલે આગળ ચલાવ્યુ "પણ-પણ હું જાણું છ કે એમ બની શકશે નહિ. દીના, તે મારેથી ચોકકસ ચીજ છુપાવીછ."

"તે શું?"

"પેલી ફરનીચરની દુકાનમાં બનેલા નાખુશ બનાવ વીશે તું મારી આગળ એક બોલબી બોલી નહિ. અને તે શખશ તુને મારા ઘરમાં આવીને મલી ગયો, તેબી તેં મારેથી છુપાવ્યું છ, દીના."

"ત-તમે ગુસ્સો કરશો કરીને મેં તમુને નહિ કહયું."

"અલબત, તુને આવી રીતે સતાવનાર સાથે હું જરૂર

ગુસ્સે થતે."

"મને એની ઘણી દયા લાગી" દીના પોતાની સઘળી હિંમત ભેગી કરતાં બોલી " એને મને પોતાની નાહશી આવેલી બૈરી તરીકે થોડા બેસાડી. વ્હાલા સોહલ, કદાચ એ દીવાનો હોય" અને તે દરેક શબ્દ બોલતાં દીનાની જીભ ખેંચાઇ જતી હતી.

"ઘેલો કે ડાહ્યો તોબી તુંને મને જણાવવું હતું. શું મારી બૈરીને લોકોના અપમાણથી બચાવવાની મારી ફરજ નથી?" બોલ દીના, તેં મને એ કહયું કાંય નહિ?"

"હું-હું ઘણી ગભરાઇ ગઇ, અને મ-મને તેની દયા લાગી."

ત્યાર પછી સોહલે પોતાના હાથમાંના લેટર તરફ એક ઝડપી નજર કીધી, અને તે દીનાને આપતાં ઘણાજ ગંભીર ચેહરે બોલ્યો,

"દીના, હું ઘણો દલગાર છેઉં, પણ તુંને આંગ કાગળ વાંચવા આપવાની મને દુખદાયક ફરજ પડેછ."

## પ્રકરણ ૫૭ મું.

### મોહતનો કડવાસ.

સોહલે પોતાનો ચેહરો બાજુએ ફેરવી નાખ્યો. દીનાને વાંચતી જોવાને માટે તેને ઘણીબી જીજ્ઞાશા થઈ, પણ તે પોતાની લાગણીને શરણ થયો નહી. કારણ ખરો અને ખાલેસ પ્યાર, ગમે એવા સંજોગો વચ્ચે પણ પોતાની મોહબતની મુર્તીને તારાજ

કરવા જેટલી નજીવી ધારતો નથી. દીના તે કાગળ વાંચતી હતી. તે દરમ્યાન ફક્ત એકજ વખત સોહલે તેણીની તરફ નજર કીધી. તે ચેહરો તદન ઉજળો હતો, તે સુંદર બદન એક પથ્થરનાં પુટલાં મીસાલ હજુણુબી સ્થીર અને શાંત હતું.

દીના તે કાગળ વાંચતી હતી નહિ. તે સઘળી હકીકત તેણીને રોશન હતી, તે કાગળનો દરેક હરફ લોહીથી ઝઝરતા અક્ષરે તેણીના હૈયાં અને મગજમાં લખાઇ ચુકયો હતો. તેણી તે વાંચતી હતી નહિ, પણ વાંચવાને બહાણે હવે શું કરવુ તેનો વીચાર કરતી હતી.

તેણીનું સઘળું ચીત ફક્ત એકજ વીચાર ઉપર એકાગ્ર થઇ રહયું હતું. શું સોહલ આગળ ગુઢણમંડયે પડીને, તેણી પોતાના ગુનાહનો સઘળો એકરાર કરી દેય ? અને ત્યારપછી તેની માફી માંગીને તેણીનું રક્ષણ કરવા, આ દુશમન સાંમે તેણીનો બચાવ કરવાની તેની દયા ઉસકેરે!

દીનાએ પોતાના ધણી તરફ જોયું. આહ, તે શાંત, ગંભીર વીચારવંત ચેહરો, તેના કુલીન તોખમની ગવાહી આપતો હતો.

દીનાએ વીચારી લીધું કે સોહલની સઘળી ખુબીઓમાં જુઠ્ઠાઈ અને અપ્રમાણીકપણાને સખત રીતે વખોડી કાઢવાની તેની કુદરતી વળણ, એક સઉથી મોટી જગ્યા રોકતી હતી. ત્યારે તો સાચ્ચું કહીને તેની દયા અને દીલસોજી સદાને માટે ખોઈ દેવી, તેનાં કરતાં તો, હજુણુબી તે વ્હાલા ભરથારને ખાતર, સેવટ સુધી જુઠ્ઠાઇને વળગીને પોતાનો બચાવ કરવો એ હઝારગનું બેહતર હતું.

તે કાગળ તેણીના હાથમાંથી પડી ગયું, અને શોહલ તે ઉપાડવા વાંકો વળ્યો.

"દીના" તેણે આખરે પુછ્યુ.

"એ સઘળું મારી ઉપર બોહતાન છે. હું તો તમારીજ ધણીયાણી છેઉં" તેણીએ ધીમાં અવાજે બોલવાની હીંમત કીધી.

"શુક્રાનાં તે કીરતારના" સોહલ પોતાના હાથ ઉંચા કરતાં બોલ્યો "દીના, મારી વ્હાલી મને માફ કર."

"આ કદાચ તમારી પાસેથી પૈસા કઢાવાનો તાગડો હોશે" દીનાએ ઉમેરયું. "તોપણ ધીરજ ધરો સોહલ, સઘળું આપો-આપ માલમ પડશે" અને આટલું બોલતા દીનાએ પોતાના ધણીના ખભાં ઉપર એવો તો જોરથી હાથ અફાળ્યો, કે સોહલ તેણીથી બે દગલાં પાછળ હથયો ' ગરીબ બીચારો, મને એની બૈરીની ઘણી દયા લાગેછ."

"એ લુચ્ચાની હું બરાબર ખબર લેવસ" સોહલ ચીરડાઇને બોલ્યો "એની એકને બદલે જો દસ બૈરીબી નાહસી જતે, તોબી તુને આવી રીતે હેરાન કરવાનો એને કશો હક હતો નહિ. સારૂં થયું દીના, કે મેં આ કાગળ તુંને વંચાવ્યુ, કે જેથી ખરાંની ખુબી, અને જુઠાંની બાજી એકદમ પકડાઇ આવી છે. કેમ ડીઅર ખરૂં કેની?"

"હા" દીનાએ પોતાની હંમેશની રીત કરતાં કાંઇ જુદીજ રીતે જવાબ આપ્યો.

સોહલ તેણીને શક અને અજાયબીથી હજુણબી જોતો ઉભો. અલબત, આવું કાગળ વાંચવા પછી, તેણીની રીતભાતમાં કાંઇક ફરક પડે એ બનવાજોગ હતુ.

"હવે આ બાબદ હું મારા હાથમાં લેવસ" સોહલે ચલાવ્યું "અને એ લુચ્ચાને દેખાડી આપસ કે હવે તેને એક નાજુક અબળા નહિ, પણ એક એવા મરદ સાથે કામ લેવું પડયું છે. કે જેના લોખંડી હાથો તેને જેર કરવાને પુરતા શકતીવાન છે;

"ધીરજ ધરો, સોહલ" એકવાર ફરીથી દીનાએ પોતાના ધણીનાં ખભાં ઉપર હાથ મેલતાં કહયું.

"અરે ધીરજ શાંની, જયારે તું મારી દારલીંગને આટલું બધું ખમવું પડયુંછ છે, ત્યારે તેનો બદલો લીધા વગર શું હું મુંગો મુંગો બેસીને જોયા કરૂં ? નહિ દીના, જો એ કોર્ટમાં જશે–"

"તો ?"

"તો પછી તારો બચાવ કેવી રીતે કરવો તે હું બરાબર સમજુછ. એ કેહછ તેમ તું જો ચોકકસ વરસમાં એને પરણી હોય, તો તે વરસમાં તું કયાં હતી, એ તુંને પુરવાર કરવાનું છે. તું ફીરોઝ વાહડયા નામનાં એક આરટીસ્ટની દીકરી છે, તો તારા પપાનું નામ મેહતા હતું કે વાહડયા એ તુંને સાબેત કરવાનું છે. તું જરાબી ગભરાતી ના, ડીઅર, કારણ એક જાણીતા સોલીસીટર આગળ આ સઘળી નાપસંદ બાબદનો ફકત પાંચ મીનીટમાં નીવેડો આવી જશે."

દીનાનો ચેહરો ભયંકાર હદ સુધી ફીકકો પડી ગયો. અને તેણી કાંઇ જવાબ આપે તે અગાઉ સોહલનો કારભારી દોસુ તેઓ સાંમે આવી ઉભો.

"કોઈ તમુને મલવા માંગેછ, સાહેબ" તે બોલ્યો.

"કોણ છે?"

"કોઇ મી૦ પેસીકાકા કરીને છે" દોસુએ જવાબ આપ્યો "એવણ કહેછ કે તમારી સાથે એવણને ઘણુંજ અગતનું કામ છે"

"હૉલમાં બેસાડ, હું આયો" અને ત્યારપછી સોહલ દીના તરફ ફરયો.

"દીના, હું આંય દીવાનાને બરાબર ઠેકાણે લાવશ. તું કાંઇ ગભરાતી નાં, ડીઅર" અને આટલું કહીને સોહલ તે

ઓરડો છોડી ગયો.

"ગભરાતી નાં." ગરીબ બીચારી દીના, તેણી બાજુનાં એક સોફા ઉપર અધમુવી જેવી તુટી પડી. ઓ, તે વેળા તેણીએ મોહતનો કડવાસ બરાબર અનુભવ્યો હતો.

સોહલ મોદી પોતાના ચેહરા ઉપર ગુસ્સાના એક ચીલ્લા સાથે તે હોલમાં દાખલ થયો. તેને માલમ પડયું કે ત્યાં ફકત પાહલી પેસીકાકો નહિ, પણ એક નાનું જેવું તોળું તેની રાહ જોતું બેઠું હતું. તે ટોળામાં બે માટીદા હતા, અને તેઓ બંનેમાં પાહલી પેસીકાકો કોણ હતો, એ સોહલ તુરત જાણી શકયો નહિ. તેનો ગુંચવડો જોઇને પાહલી સાંમો આવ્યો.

"સર મોદી, હું ધારૂં છ કે તમુને મારૂં કાગળ મલ્યુ હોશે"

"હા, મને એક ઘણુંજ અપમાનભરયું કાગળ મલ્યુ છ" સોહલે ગુસ્સાથી કહયું "અને તેનાં લખનારને હું સખત શીક્ષા કરવા ધારૂં છ"

"નહિ" પાહલી બોલ્યો "એમાં કશું ખોટું નથી. હું તમુને પેહેલ્લેથીજ જણાવી દઉંછ, કે હું એક ઘણીજ નાપસંદ બાબદનો બનતાં સુધી સમજુતીથી નીકાલ કરવા હયાં આવ્યો છું. પણ જો તમે નહિજ સમજશો તો તે માટે તમુને તેમજ દીનાને ઘણું ખમવું પડશે"

સોહલનાં નેણ ફરી ગયાં. પોતાની બૈરીને ફકત "દીના" કરીનેજ આ અજાણયાને બોલાવતાં સાંભળીને તે માહમુસીબતે પોતાનો ગુસ્સો તામોશ કરી શકયો.

"મારાં મીસીસનું નામ લેડી મોદી છે" તે બોલ્યો.

"નહિ, તેણીનું ખરૂં નામ તો દીના પેસીકાકા છે. મી૦ મોદી, હું તમારે માટે ઘણોજ દલગીર છેઉં, અને તેથીજ તમારા

એક દોસ્ત તરીકે હું તમુને મને ધીરજથી, સાંભળી લેવાની અરજ કરૂંછ. હું ઇચ્છુંછ કે આપણે એક બીજા સાથે કાંઇપણ હોહા કરવા વગર ભાઇબંધીથી કામ લઇ શકયે."

"બોલો" સોહલ લોહીનો એક ગોટ ગરતાં બોલ્યો.

"સર મોહી, મને એક મોટો ગેરઇનસાફ થયોછ, અને તે માટે મને તમારી પાસેથી ઇનશાફ–અદલ ઇનશાફ જોઇયેછ. મારૂં કાગળ તમે વાંચ્યુ છે, મારી હકીકત જાણી છે, તે છતાં પણ હું એકવાર ફરીથી તમુને કહુંછ, કે જે બાઇને તમે દીના કરીને બોલાવો છો, તે મારી પોતાની ધણીયાણી છે."

સોહલ મોહી ફગળાઇ ગયો. શુ આ માણુસ દીવાનો હતો? વેલ, આજે તો દીવાનાપણા અને અક્કલની કોતાહીનાં ઓકા હેઠળ એવાં તો પેહેલ્લાં નંબરના "હંબગો" પસાર થઇ જાય છે, કે આ જમાનો દાનાઇના દરયાવમાં ડુબનો એક ડાહયા દરવેશ કરતાં, એક માતેબર મુરખની વધારે પરવાહ કરે છે. આ માણુસનાં દેખાવ, અવાજ, અને વર્તણુકમાં સચ્ચાઇનો અચુક ઓંસ હતો, અને તે જાણી સોહલ ગભરાઇ ગયો.

## પ્રકરણ ૫૮ મું.

### "મારી બૈરી લાવ."

પાહલીને કાંઇપણ જવાબ આપવા અગાઉ સોહલે પોતાની સાંમેનાં તે નાના ટોળા તરફ નજર કીધી. તેની સાંમે એક પટલી સોરટ્યાં જેવી બુઢ્ઢી બાઇ બેઠી હતી, કે જે લગભગ સીતેરની ભર-

તીમાં હોવા છતાં, હજુણ પણ દીવાસળીની માફક સીધી સોટા જેવી હતી. તેણીનો પોશાક કાંઇક વીચીત્ર હતો. આંખ સુધી તન રાવીને બાંધેલાં તેણીના માથાંબાધનાએ તેણીની કપાલની કરચલીની હસ્તી લોકોની નજર સાંમેથી નાબુદ કરી હતી, તેણીનાં દીલમાં એક કાળી સાડી હતી, હાથનાં આંગળા ઢંકાઇ જાય ત્યાં સુધીનું એક લાંબી બાયનું ખલપા જેવું બડયાન તેણીએ પેહરયું હતું. અને મોજાં વગરના પગમાં એક ચળકતી વારનીસની સપાટ સાથે તે બાઇ ખરેખર સોહલ મોદીનાં સુંદર દીવાનખાનામાં ચળકી રહી હતી. તેણીના ચેહરા ઉપર સહેજ હસવું પંથરાઇ રહયું હતું, જે ઉપરથી એક ચાલાક જોનાર એવું વીચારી શકે, કે આ બાઇ પોતાની ફતેહ માટે હસતી હતી, તેણીની ખુરસીની બરાબર પછ-વાડે, સુરતની એક ડુબરી ત્યાં ગોઠવેલું રાચરચીલું હરણફાર જેવી જોતી ઉભી હતી. વાંચનાર, આ બે બાઇઓ તે કોઇજ નહિ, પણ આપણાં આગલાં માનવંત મીત્રો, મીસ સુનઇ પેસીકાકા, અને તેણી નોકરડી ભીખી હતી.

ત્યાર પછી સોહલની નજર ત્યાં બેઠેલા એક બીજા ગ્રહસ્થ ઉપર પડી, તે એક જવાન હતો, અને તેને જોઇને સોહલ સહજ વાંકો વળ્યો. જવાબમાં તે જવાને તેને ડોકયું કીધું, અને પોતાની ખુરસી ઉપરથી ઉભો થયો.

"સર મોદી" તે બોલ્યો "હું તમારી સાથે "ઇનટ્રોડયુસ" થવાની રજા લઉં છું. મારૂં નામ જાંહગીર વકીલ છે, અને ગઈ કાલે મારે ત્યાં આવીને મી૰ પેસીકાકાએ મને આ સઘળી નાપસંદ બાબદથી વાકેફ કીધો છે."

"બરાબર છે" સુનઇ અને ભીખી ભેગાં બોલી ઉઠયાં, અને સોહલ મોદી પોતાની ગમે એવી હાલત છતા, એવુંજ વીચારી શકયો, કે આ બે સ્ત્રીઓ જાણે નાટકમાં "કોરસ ગર્લસ" ની

જગયા લેવા ત્યાં આવી હતી.

જાંહગીર વકીલે આગળ જલાવ્યું.

"મી૦ પેસીકાકા શરૂઆતમાં કાયદાનો આશરો લેવા ધારતા હતા, પણ તમુંને એક ગ્રહસ્થ તરીકે પીછાણ્યા પછી તેવણે આ બાબદ તમારી મુનસુફી ઉપર છોડવાનું ડહાપણ વાપડયું છે, જેથી જો ખુદા નાં કરે ને આ સઘળી બાબતમાં સચ્ચાઈ હોય, તો પછી આ કમનશીબ બાનુને બનતાં સુધી ઘણી ઓછી તકલીફ આપીને આપણે સમજુતી ઉપર આવી જઈએ."

"મારા મીસીસને આ બાબદ સાથે કાંઇબી લાગતુંવળગતું નથી" સોહલ ગુસ્સાથી બોલ્યો,

"ઓહ" સુનાઇ બોલી, અને બીજીજ પળે ભીખીએ પણ પડઘા કીધો કે "ઓહ"

"મને મારી મરજી ઉપ્રાંટ તેવણ માટે બોલવાની ફરજ પડે છે" જાંહગીર વકીલ બોલ્યો "હું ઇચ્છુંછ સાહેબ, કે તમારાં મીસીસને આ સાથે કાંઈ પણ સબંધ ન હોય, પણ—પણ જો કદાચ તેમ હોયબી, તો આપણે બનતાં સુધી તેવણ તરફ રેહમની નજરથી જોઇસું, કારણ તેવણ એક અબળા છે."

"એક અબળા, ખરેખર!" સુનાઇએ ચેસ્તા કીધા.

"આંય લોકો કોણ છે?" સોહલે કંટાળીને પુછ્યું.

"આંય મારી બ્હેન સુનાઇ પેસીકાકા અને તેણીની ચાકરડી ભીખી છે." પાહલીએ જવાબ આપ્યો.

"હમે સચ્ચાઇની સાહદત આપવા હયાં આવ્યાં છીએ" સુનાઇએ નાટકી ઢબે કહયું.

પણ સોહલે પોતાનો ચેહરો ફેરવી નાખ્યો. આ એબલગામણી અબણુ સ્ત્રીઓના અભીપ્રાય ઉપર તેની દીનાના સુખદુખનો આધાર હતો, એ વીચાર તેને તદ્દન બેવકુફી ભરેલો લાગ્યો.

"સાહેબ, હું એક ગ્રહસ્થ છેઉં" જાંહગાર વકીલ બોલ્યો "અને એક ગ્રહસ્થ તરીકે હું તેણીને મળીને વાત કરવા માટે તમારી રજા માંગું છું. મારી શાક્ષીને તમો સાહેબ, બીલકુલ બીન સ્વાર્થી' સમજશો"

"લેડી મોદીને વાંધો નહી હોય તો મને નાં નથી" સોહલે જવાબ આપ્યો.

"ત્યાર પછી મારી બ્હેન તેમજ તેણીની નોકરડીને પણ આ બાનુંને મલવાની રજા મલવી જોઇએ" પાહલી બોલ્યો "તેઓ તેણીને સારી રીતે પીછાણે છે, અને તેઓના ચુકાદા પ્રમાણે અમલ કરવા હું તૈયાર છેઉં. જો તેઓ નાં કહે કે આ બા-બાનુ દીના વાહડયા કે જેને હું પરણ્યો હતો તે નથી, તો પછી હું તમારાં મીસીસની હઝારો હઝાર માફી ચાહવા તૈયાર છેઉ. બસ, હવે એ કરતાં વધારે તમુને શું જોઇયે?"

"ખચીત" સોહલ બડબડયો "પણ હું કેમ જાણુ કે તમે મારી સાથે દગો રમતા નથી."

"તમારી બૈરી સામે દગો રમવાનુ મને કારણ શુ છે" પાહલી અજાયબીથી બોલ્યો "એમાં મને શુ ફાયદો?"

"કદાચ મારી પાસેથી પૈસા કહડાવવા માટે તમે આચોકહું ગોઠવ્યું હોય"

"મને પૈસાની કાંઇપણ જરૂર નથી" પાહલી ચીરડાઇને બોલ્યો "અને જો કદાચ હોયબી, તો મારે તે મેહનત કરીને મેળવવા જોઇએ, અને નહી કે એક અબળાની પાકદામાનના ભોગે તે પેદા કરવો. મને પૈસાની દરકાર નથી, પણ હું ઇનસાફનો ભુખ્યો છું, અને હવે આટલા ખુલાસા પછી તમે મારા આ મીત્રોને તેણી આગળ લઇ જવાની મેહરબાની કરશો."

"અને તેમ કરવા જો એવણ ના કેહશે" સોહલ તરફ સુનઈ

આગળી કરતાં બોલી " તો આપણે એમજ જાણસું કે એવણુ ખરી બીનાં બાહેર લાવવા માટે બીહે છે "

સોહલ જરા ધચુપચુ જણાયો, અને તેને આવી રીતે જોઇને જાંહગીર વકીલ પાછું બોલ્યો.

" મી. પેસીકાકા મને પોતાના એક દોસ્ત તરીકે હયાં લાવ્યા છે. પણ હું જો એવણને ગુસ્સે નહી કરતો હોઉં તો મને કહયા વગર ચાલતું નથી, કે હું હયાં એવણનાં એક દોસ્ત નહી, પણ હકદારને હક અપાવવા અને સચ્ચાઇને શોધી કહાડવા માટે આવ્યો છું. મારી સઘળી દીલસોજી આ બાનું તરફ છે, કે જેવણ પોતાના બાપ થવા લાયક એક આદમીને પરણ્યાં હતાં."

સુનઇએ એક દીન ચુસ્ત નીશાસો નાખીને પોતાની આંખ્યો બંધ કીધી, અને બીખાઇએ એક " ઓહ " નો ઉદગાર બ્હાર પાડયો.

" તમે મીસ વાહડયાને ઓળખતાં હતાં, તો મેહરબાની કરીને મારી આગળ તેણીનું બ્યાણ કરો" સોહલ બોલ્યો.

" તે માટે મારાં કરતાં એક કવી તમારી આગળ જોઇતો હતો, તોપણ હું મારેથી બનતું કરસ. તેણી ઉંચી અને અતી રૂપાળી હતી, અને તેણીના સામાન્ય દેખાવમાં કાંઇ એવી રીતનો મીઠાસ સમાયો હતો, કે જે મેં હજુણ સુધી કોઇપણ સ્ત્રીમાં દીઠો નથી, તેણી એક કમળ ફુલ મીસાલ ખીલતી જવાનીમાં હતી, તેણીના સુંદર સોનેરી ઝુલફાઓ, અને લીલી દરાખ જેવી આખ, જોનારનું ચીત કલાકો સુધી તેણી તરફ રોકી રાખે એવી હતી, અને સામટી રીતે લેતાં, તેણી એક એવી મનમોહક, ચીત આકર્શક, મધુર અવાજ, અને મોતી જેવા દાંતની એક સુંદરી હતી, કે જેને હું આજની ઘડી સુધી ભુલી શકયો નથી. આ મીસ વહાડયાનું થોડું બ્યાન છે"

" અને મારી દીનાનું પણ " સોહલે વીચારયું,

"હું મીસ વાહડયાનો વખાણનાર હતો, અને તેણીના હીતેચ્છું તરીકે મને કબુલ કરવું જોઇયે, કે મી૰ પેસીકાકા સાથના તેણીના લગન મને બીલકુલ પસંદ પડયા હતાં નહી" જાંહગીર વકીલ બોલ્યો.

વળી પાછી સુનઇએ પોતાની આંખ વીચી દીધી, અને ભીખીનાં કાન ઉપર પડીને "ખુબસુરતીની અસર" એવું કાંઇ બબડી ગઇ.

"હવે તમે જોઇ શકશો મી. મોદી, કે મે આ ગ્રહસ્થને તેણીની સાંમે બોલવા માટે કાંઇ લાંચ આપી નથી" પાહલી બોલ્યો

"નહિ" સોહલે જવાબ આપ્યો.

"ત્યારે તો હવે મારી સલ્લાહ મુજબ જલદીથી અમલ થવા જોઇયે" પાહલીએ ઉમેરયું "હમો સઘળાંને તેણી આગલ લઇ જાવ"

"ચાલો" સોહલે ટુંકમાંજ કહયું.

"તમે એક ખરા ગ્રહસ્થ છેઓ" પાહલી ખુશાલીથી બોલ્યો.

"હવેજ સચ્ચાઈ બ્હાર આવશે" સુનઇ ખુરશી પરથી ઉભી થતાં બોલી.

"હવેજ મારી આઇની કછોટી થાછે" ભીખીનો અવાજ નીકળ્યો.

તે નાનું મેજરૂ સોહલની પુઠે દીનાના ઓરડા તરફ ચાલવા લાગ્યું, પણ ત્યાં જતાં સોહલ એકલોજ તે ઓરડામાં દાખલ થયો.

દીના હજુણુ પણ બારી આગળ વીચારમાં બેઠી હતી.

"દીના" તે બોલ્યો "મી. પેસીકાકા પોતાના મીત્રો સાથે હયાં આવ્યા છે, અને મેં તેઓને તારી આગલ લાવવાનું વચન આપ્યુ છે. જો તેઓ તારી સાંમે ચુકાદો આપશે, તો હું તારી

તરફથી લડવા તૈયાર છેઉં. જો તેઓ તારી તરફેણમાં બોલશે, તો પછી મી. પેસીકાકા, તારી માફી માગીને તુંને ફરીથી કદીબી નહિ સતાવવાને કબુલ થયા છે, અને એ બંને દાખલામાં, હું ધારૂંછ, કે તેઓને મલવા માટે તુંને બાહલી આપવા સીવાય બીજો કશો પ્રમાણીક માર્ગ આપને માટે રહયો નથી."

"હું તૈયાર છેઉં" દીનાં ધીમાં અવાજે બોલી.

દીનાએ એક જબરી કોશેશ પછી પોતાની સઘળી હિંમત ભેગી કીધી. તેણી તતાર થઇ, અને વ્હાલા સોહલને ખાતર, આ મુદદઇ તો શું, પણુ આખી દુન્યાં સાંમે તકકર ઝીલવા તૈયાર થઇ.

"એવણુની સાથે કેટલાં જણા છે" દીનાએ પુછયું.

"ત્રણ. તેમાં બે બૈરાં અને એક જવાન ગ્રહસ્થ છે. મી. પેસીકાકા" સોહલે બારણા આગળ જઇને સાદ મારયો.

અને બીજીજ પળે પાહલી પેસીકાકો તે ઓરડામાં દાખલ થયો. દીના ઉભી થઇ, અને તેણીનો બાદશાહી, કદાવર દમામદાર અને ખુબસુરત દેખાંવ જોઇને, પાહલી આગલ જેટલો હિંમતવાન હતો, તેટલોજ હમણા નાહિંમત, નાચાર, ગાફેલ, અને દીગમુઢ બનીને, દીનાની સાંમે જતાં અટકી ઉભો!

# પ્રકરણ ૫૯ મું.

## સચ્ચાઇની શોધમાં.

તેઓ એકબીજાને ગુપચુપ જોતાં ઉભાં. પાહલી તેણીની અપાર ખુબસુરતી નીહાળતો ગાફેલ અને ગમગીન જેવો

ઉભો રહયો, જ્યારે દીનાનો ચેહરો મગરૂરી અને તીરસ્કારથી. હંમેશ કરતાં જ્યાદા ખેંચાણકારક જણાતો હતો. આખરે પાહલી એક દગલું તેણીની નઝદીક ગયો, એક છેલ્લી વેળા તેણે તેણીના પગથી તે માથાં સુધી નજર કીધી અને ત્યારપછી જબરા ચોધારી સાદે બોલ્યો.

" દીના, તું હજુણબી મને ના કહેછ. આંય ગ્રહસ્થ કે જેને તેં આવી અફસોસકારક રીતે છેતરીયો છે, તેની સાંમે પણ તું હજુણ સચ્ચાઇ કબુલ કરતી નથી."

દીનાએ સોહલ તરફ જોયું.

"તમે મને અપમાન નહિ થવાનું વચન આપ્યુ હતું, સોહલ "

" હવે તારી હથીલાઇ ચાલશે નહિ" પાહલી બોલ્યો " શું તુ એમ ધારેછ કે આ દુન્યામાં ખુદાનો ઇનસાફ નથી? દીવાની શું તુંને ખુદાનો ખોફ નથી, કે તું આવી રીતે ઇઝઝત અને નીતી સાથે ચેડાં કાઢે છે ?"

" સોહલ, તમારૂં વચન ભુલી નાં જતા " દીનાએ પાછી ફરીઆદ કીધી.

" મને તે યાદ છે " સોહલે જવાબ આપ્યો " જ્યાં સુધી હું તારી નઝદીક છેઉં, ત્યાં સુધી તુંને કોઇથીબી બીહવાનું નથી. દીના, હવે તો એવણ જે કહે તે બરાબર સાંભળી લે."

" મારા દાવા વીશે મને પુરતો વીશ્વાસ છે, મારી ખાત્રી છે કે હું ખરો છેઉં, અને તેથીજ હું ઇચ્છુંછ કે આખરે ખુદા મારી દાદ લેશે. તે મારી ફરીઆદ સાંભળશે, કારણ મને હમણાં કાંઇ એવી આગાહી થાયછ કે આખરે કાંઇ એવો બનાવ બનશે, કે જેથી સચ્ચાઇની જય અને બુરાઇની હાર થશે " પાહલી વીશ્વાસથી બોલ્યો " સર મોદી મારી સાથે એક સુખ્યા ગ્રહસ્થ

તરીકે વરત્યા છે, તેવણે મને આ નાપસંદ બાબદમાં પોતાની બનતી મદદ કીધી છે, તો આવા એક ભલા ગ્રહસ્થને ખાતર કબુલ કર દીના, કે તું મારી બૈરી છે."

પણ દીનાની નજર કદીબી પાહલી તરફ ફરી નહી.

"સોહલ" તેણી બોલી "હવે આ મુલકાત ટુંકી કરો"

"જરૂર"

ત્યાર પછી તેણે પાહલીને કાંઇ ઇસારત કીધી, અને તે મુજબ પાહલી દરવાજા તરફ ફરયો.

"સુનઇ" તે બોલ્યો "અંદર આવ"

અને બીજીજ પળે સુનઈ, તેણીનાં ચેહરા ઉપરે ફતેહનાં હસવા સાથે દાખલ થઇ. તેણીની પુઠે બીબી આવી, પણ અંદર જતાં બનેનાં ચેહરા અજાયબીથી ફગલાઇ ગયા. વાંચનાર, તે ઓરડામાં દાખલ થવાની અગાઉ સુનઇ પેસીકાકાના ગમે એવા વિચારો હશે, પણ પોતાની ભોજાઇને જોતાં સુનઇનાં તે સઘળા વિચારો પર પાણી ફરયું. તે ઓરડો તમામ રાચરચીલાથી ભરપુર હતો, સુનઇએ આવો શણગાર કદીબી જોયો હતો નહિ, અને ત્યાં તે સોભાયમાન ઓરડાની બરાબર વચમાં, જાણે એક શાહઝાદી પોતાના રાજવંશી પરોણાઓની મુલાકાત લેતી હોય, એવા તોર અને દમામથી દીના ઉભી હતી. સુનઇએ તેણીને ગભરાયલી જોવાની નકકી આશા રાખી હતી, પણ તેને બદલે હમણા તેણી પોતેજ ગભરાઇ ગઇ. આખરે તેણીએ હીંમત પકડી, તે સુંદર પરી તરફ પોતાની નજર ફેરવી, અને તેણીની ખાત્રી થઈ.

"તું મારા ભાઈની બૈરી દીના છે" તેણી ચીચવાઇને બોલી "હું તુને બરાબર ઓળખુંછ. તું દીના પેસીકાકા, તે શીરોઝ વાહડયાની દીકરી છે."

દીના સોહલ તરફ ફરી.

"એવણે જુબાની આપી છે, એવણુને બહાર કાઢો."

પણ સુનઇ આવી રીતે ચાલી જાય, એ બનવા જોગ હતુ નહિ. તેણીના જુહાકી દોરનો આટલો જલદી અંજામ આવતે, તો પછી દીનાની હાલત આજે આવી હતેજ શાની ?

"નહિ. હું સઘળું બોલવા પછીજ બહાર જવસ" સુનઇએ બરાડ મારી "હું ભાર મુકીને કહુછ કે તું મારા ભાઇની બૈરી છે. તારા ગમે એવા દેખાવ અને પોશાક સાથે, હું દીના પેસીકાકાને લાખમાથી એક ઓળખી કહાડતે."

"આ બાઈ ઘણી ચોકકસ જણાયછ" દીનાએ સોહલને કહયું

"હા, આંય દીનાનોજ અવાજ છે" સુનઇ બોલી.

"હું ધારૂંછ સોહલ, કે હવે એવણને રૂખસદ મલવી જોઇયે. એવણ જોઇયે તે કરતાં વધુ બોલી ચુકયાંછ."

પણ સુનઇની ઇસ્ટીમ વધુ ચઢી ગઇ. તેણીએ દીના આગળ જઇને તેણીને ખંભામાંથી પકડીને હલાવી નાખી.

"સોહલ તમારૂં વચન યાદ છે કે ?" દીના લાચારીથી બોલી.

"મારી બૈરી ઉપરથી હાથ ઉઠાવો" સોહલ તેઓની વચ્ચે પુરાતાં બોલ્યો "મેં તમુને મોઢેથી બોલવાની રજા આપીછ, અને નહિ કે તમારા હાથ પગનો પણ ઉપયોગ કરવાની"

"તમુને શરમાવું જોઇએ." સુનઇ સોહલ તરફ ફરતાં બોલી "આવી એક પાપી ઓરતને ઉતેજન આપવા માટે તમુને લજવાવું જોઇએ. તેણી હલકા વીચારની અને અધર્મી છે, અને મારી તો ખાત્રીજ હતી, કે પૈસા અને મોજશોખને ખાતર તેણી કોઇ દીવસેબી પોતાની જાતીને એબ લગાડશે"

"ચુપ તમારી જબાં—"સોહલ ઉશકેરઇને બોલ્યો.

"મારી બેહેનનાં સખત શબ્દ માટ હું તમારી માફી ચાહુંછ, મી૦ મોદી" પાહલી તુરત બોલ્યો "તેણી જરા ચીરડાઉ સ્વભાવની છે, અને કોઇ વેળા ઘણી ઉશકેરાઇ જાય છે. તોપણ હવે તમારી ખાત્રી થઇ હશે કે તેણી સાચ્ચુજ બોલે છે."

"તમે સોગંદ ઉપર કહોછ, મીસ પેસીકાકા કે આ બાનુ તમારા ભાઈની બેરી છે" સોહલે ગંભીર અવાજે પુછ્યું.

"હું સોગંદ ઉપર કહુંછ" સુનઇએ જવાબ આપ્યો.

તે ઓરડામાં ગંભીર ચુપકીદી ફેલાઇ. સોહલનો ચેહરો નખાઇ ગયો. દીના પણ જરા તરખાયલી જણાઇ, જ્યારે ફક્ત પાહલીજ તદ્દન શાંત જણાતો હતો.

"એમ આવ ભીખી" તે બોલ્યો "આ બાઈ કોણ છે, તે વીશે આ શેઠની ખાત્રી કર."

"આ મારી બાઇ દીનાબાઇ સે" ભીખીએ જવાબ આપ્યો.

"તારી ખાત્રી છે? મલતા ચેહરાની એ કાંઇ ભુલતો નહી હોય." સોહલે પુછ્યું.

"એમ બનેજ નહી" ભીખી દોકુ ધુણાવતાં બોલી "મુને બરાબર યાદ સે, કે આ દીનાબાઇ હમારા ઘરમાંથી નાક્ષી ગીગેલાં, હકિવે."

હજુણ પણ દીના તરફથી તેઓને ઓળખવાનો સહેજ પણ સંસારો જણાયો નહિ, બલકે તેથી ઉલટી રીતે, તેણી પોતાનો ભાગ દરપજે વધુ હિંમત અને ચાલાકીથી બજી બતાવતી હતી.

"સોહલ હવે તમે એ લોકને જવા દો" તેણી બોલી.

"પણ દીના, ત્રણમાંથી બે જણા તારી સામે જબાની આપી ચુકયાં છે" પાહલીએ યાદ આપી,

દીનાએ તેની તરફ મગરૂરીથી જોયું, જાણે કે તેને જવાબ

આપવાને તેણી પોતાના દરજ્જાથી હલકું સમજતી હોય.

"મી. પેસીકાકા, હવે તમારા પેલા ફ્રેન્ડને બોલાવીને આ કમનશીબ દેખાવનો છેડો લાવી નાખો. આ બાઇઓને જવા દો" સોહલ કંટાળીને બોલ્યો.

"ચાલ ભીખી" સુનઈ પોતાની દાસીનો હાથ ધરતાં બોલી. "હવે વધુ વખત આપણુને આંય ઘરમાં થોભવામાં સોભા નથી. હયાં બધાં ઘેલાંઓ વસેછ. જો પાહલી, હું તુને માફ કહુંછ કે આય નાપાક બૈરીને આપનાં ઘરમાં ફરીથી જોઇને, હું ત્યાં એક મીનીટબી રેહવસ નહિ."

"તે માટે તમારે બેફીકર રેહવું." સોહલ બોલ્યો "આ બાનુ તમારા ઘરમાં કદી આવી શકશે નહિ.

"બાનું!" સુનઇએ ચેસ્તા કીધા "મારા ભાઇએ જો એ તમારી "બાનુ"ની દયા નહિ ખાધી હતે, તો આજે એ રસ્તે રસ્તે ભીખ માંગતે"

"મારી બાઇની બહુ બુરી હાલત થાતે" ભીખીએ તાપસી પુરી.

સુનઇએ ભીખી સાથે ચાલવા માડયું, પણ જતાં જતાં એકાએક દીના તરફ ફરી.

"યાદ રાખજે દીના. તું હમેશ સુધી આવી રીતે નીર્દોશ દેખાવ કરીને ઉભી રેહશે નહિ. એક વખત એવોબી આવશે, કે જ્યારે પાપીઓ ભોંયે પડશે"

હજુણ પણ દીના ચુપ ઉભી. અને ત્યારપછી સુનઇ અને ભીખી કાંઇ બબડીને તે ઓરડો છોડી ગયાં. પાહલી પણ દરવાજા તરફ ફરયો, અને ત્યારપછી થોડાજ વખતમાં જાંહગીર વકીલ પોતાની મરજી ઉપ્રાંત પાહલીની પુઠે ધીમા કદમે ત્યાં ચાલી આવ્યો.

# પ્રકરણ ૬૦ મું.

## એક જીવલેણ ભુલ.

દીના પોતાના આ ત્રીજા સાક્ષીની રાહ જોતી ઉભી. આ બાકી રહેલા ત્રીજા સાક્ષીની જબાની પછી મામલો કેવો રંગ પકડે છે, તે જાણવા દીના ઉંચા દમે થોભતી હતી. પાહલી સાથે જાંહગીર વકીલને આવેલો જોઇને, સોહલ તુરતજ તેની તરફ ફરયો.

"આ બાનું તરફ જોઇને તમે કહી શકશો કે તમે એવણને ઓળખો છો? સાચ્ચુજ કેહજો"

"મેં આવી દુખદાયક ફરજની કદી આશા રાખી હતી નહિ" જાંહગીર નીચી નજરે બડબડયો.

"પણ તમે પોતેજ એ બાબદ મને સલ્લાહ આપી હતી" પાહલી બોલ્યો "સચ્ચાઇને માટે બોલવામાં બીહવાનું શું છે?"

ધીમેથી તેણે પોતાની નજર દીના તરફ ઉંચકી. ગરીબ કમનસીબ દીના, તેણીનાં કીસમતનો સઘળો આધાર આ જવાનના થોડાક શબ્દો ઉપર લતકતો હતો. જાંહગીર તેણીને જોતો થોડો વખત ચુપ ઉભો. હા, તેજ આકાર, ચેહરો, તેજ સતર વરસ અગાઉની દીના પેસીકાકા હતી. અફસોસ, તે લીલી આંખ્યો તેની તરફ કેવી મુંગી અરજનો અંગાર ફેંકતી હતી, શું તે તેણીનો નાશ કરે?

"બોલો" પાહલીએ ગર્જના કીધી "તમે હયાં મુગા મતર જેવા ઉભા રેહવા નથી આયા."

"જલદી બોલો" સોહલે ઉમેરયું "આ બાનું કોણ છે?

અને જાંહગીરે ધીમા પણ ખુલ્લા અવાજે કહયું કે:-

"આંય દીના વાહડયા છે, કે જેણી પાછળથી પાહલી પેસીકાકાની ધણીયાણી બની હતી."

એ વાંચનાર, તેજ પળે દીનાએ એક કાટીલ ભુલ કીધી. કોઇએ પણ તેણીને જાંહગીર વકીલનું નામ જણાવ્યું હતું નહિ, તે છતાં હમણા પોતાનો ચેહરો તેની તરફ ઉંચકીને બોલી.

"મેં તો આશા રાખી હતી **મી૦ વકીલ**, કે જો આખી દુન્યાં મને ગુનેહગાર ધારે, તોબી તમે મને કદી એવી કેહશો નહિ"

પાહલીને જાણે વીજળીનો એક ઝટકો લાગ્યો. એક જબર દસ્ત કુદકા સાથે તે સોહલ તરફ ધસી ગયો.

"મારી ખાત્રીજ હતી કે ખુદા મને ઇનસાફ આપશે." પાહલીએ બુમ પાડી "તેણીએ પોતાને મોઢેથીજ પોતાના ગુનાહનો એકરાર કીધોછ. જો હું ખોટો હોઉં, યાને તેણી ખરેખર તમારીજ બૈરી હોય, તો પછી હમણા તેણી આ માણસનું નામ જાણી શકેજ કેમ? જાંહગીર વકીલ અગાઉ તેણીનો દોસ્ત હતો, અને તેણી તેનું નામ જાણે છે, એ ઉપરથી ખુલ્લે ખુલ્લું પુરવાર થાયછ, કે તેણી આગળી દીના વાહડયા છે"

દીનાએ પણ પોતાની ભુલ જોઈ, તેણીએ સોહલ તરફ એક છેલ્લી નજર કીધી. અને ઓ-તે ચેહરો મોહત જેવો ફીકકો પડી ગયો હતો. ભય, ધાસ્તી, અને નીરાસી, એ ત્રણે લાગણીઓએ લેડી દીના મોદી પર એકાએક ગલબો કરયો.

"દીના, મને સાચ્ચું કેહ" સોહલ ધ્રુજતા અવાજે બોલ્યો "કે તું આ ગ્રહસ્થને કેવી રીતે ઓળખી શકી?"

પણ દીના કાંઇ જવાબ દેય તે અગાઉ જાંહગીર તેણી

આગળ જઇને ગુંહણમંડપે પડયો.

"દીનબાઈ, ખુદા સાહેદ છે કે તમુને બચાવવા મેં મારો જીવ પણ આપ્યો હતે" તે બોલ્યો.

"મારી ખાત્રીજ હતી કે ખુદા મને મદદ કરશે" પાહલી ઉશકેરાઇને બોલ્યો. "શું તે એક મોટા ગેરઇનશાફને તેની સજા વગર પસાર થઇ જવા દેશે? નહિ. એક વખત એવોબી આવશે કે જ્યારે તે નીર્દોશોનો પોકાર સાંભળશે, જયારે મોટાઓને તેઓનાં ઉંચા આશન ઉપરથી તોડી પાડીને નીચે ગતરમાં હડસેલી દેવામાં આવશે, જ્યારે ઠગારાઓનાં ચેહરા પરથી તેઓનો છુપો બુરખો ઉંચકાઇ જઇને તેઓને ખરાં રંગરૂપમાં જાહેર કરવામાં આવશે."

પણ દીનાની આંખે અંધારાં હતાં. ધીમેથી તેણી સોહલ તરફ ફરી, અને તેના પગ આગળ પોતાનું માથું નાખી દીધું.

"મને માફ કરો સોહલ" તેણી બોલી "મને માફ કરો" અને ત્યારપછી એક બોલ પણ બોલવા વગર ત્યાંથી ધસારાબંધ ચાલી ગઇ.

"દીના—દીના!" સોહલે તેણીની પાછળ બુમ પાડી. પણ દીના પાછી ફરીજ નહિ.

"હવે તમારી ખાત્રી થઇ ચુકીછ, મી૦ મોદી" પાહલી ફતેહથી બોલ્યો.

"હું તમારે માટે દલગીર છેઉં, સાહેબ" જાંહગીર બોલ્યો "હું ઇચ્છુંછ કે હું તમુને કાંઇ મદદ કરી શકું"

"ખુદા મને મદદ કરે" સોહલ પોતાનો ચેહરો છુપાવતાં બોલ્યો.

"ખુદા તમુને મદદ કરે" પાહલી બોલ્યો "મારી સઘળી

દીલસોજી તમારી તરફ છે. મારી બૈરીને માટે દાવો કરતાં મેં મારી ફરજ ઉપ્રાંત બીજું કશું તમારી પાસેથી ગેરવાજબી માંગ્યુ નથી. તમુને જો તે માટે દલગીરી લાગતી હોય, તો–ઓહ–મેં આટલા વરશો સુધી કેવું દુખ ખમ્યું છ તેનો વીચાર કરજો. સાહેબ, હુંબી એક વેળા તમારા જેવોજ નરમ હૈયાંનો હતો, પણ તેણીએજ હમણા મને એક ખવીસ બનાવ્યો છે"

"મી૦ પેસાકાકા તમે મારી જીંદગી ધુળ કીધી છે" સોહલ બદલાયલા આવાજે બોલ્યો "મારી જીંદગીનો ચેરાગ તમે બુજાવી નાખ્યોછ."

"તે માટે હું ઘણો દલગીર છેઉ" પાહલીએ જવાબ આપ્યો "સાહેબ, હવે હું દીનાને લીધા વગર હયાંથી જવાનો નથી."

"તેમ બનશે નહિ. તેણી ગમે એવી પણ ગુનેહગાર છે, છતાં તમારા જેવાનાં હાથમાં હું તેણીને કદીબી પાછી આપસ નહિ. તમારી બેહનનો ઘાટકી જુલમાત ફરીથી ખમવાને બદલે હું તેણીને મુવેલી જોવા ખુશી છેઉ".

"તેણી ઉપર કોઇ પણ જુલમાત ગુજારતું નથી." પાહલીએ બચાવ કીધો.

"એમ હોવુજ જોઇએ. કારણ ત્યાં સુધી તેણી તમુને છોડી આવને નહિ. તેણી તમુને પરણીને અસુખી બની અને વળી દુખપર દાહમ, તમારી બેહનનો જુલમાત તેણીથી ખમાઇ શકાયો નહિ. મારા ધારવા પ્રમાણે તેણીના પીતાએ તેણીને તમારે હસ્તક સોંપી જવામાં મોટી ભુલ કીધી. અને તે ભુલને સંતોષ-કારક રીતે સુધારવાને બદલે, તમે તમારા ફાયદાને ખાતર તેણીને પરણી બેઠા."

"તેણીને ચાહવામાં મેં કાંઇ ગુનાહ કીધો નહિ"

"તે ગુનાહજ કેહવાય, કારણ એક જવાન જીવ હમેશાં સઘળી નવી અને ખુશાળ ચીજોનીજ આરઝુ રાખે છે, જ્યારે તમે તો તેણીનાં બાપ બનવાને લાયક હતા."

"પણ તેણીને સુખી કરવા મારી પાસે પૈસાટકા અને ઘરબાર વગેરેનાં સાંધણો હતાં" પાહલી મગરૂરીથી બોલ્યો.

"તમારાં ગમે એવા સાંધણો તેણીની જવાની અને ખુબસુરતી આગળ કુચ્છ બીસાદમાં હતાં નહિ" સોહલે તાણો મારયો.

"પણ હું તેણીને ચાહતો હતો,"

"હા, તમારા એ પ્યારને લીધેજ તમે તેણીની જીંદગીનું નખ્ખોડ વાળ્યું છે" સોહલ ચીરડાઈને બોલ્યો "એ બાબદમાં સઘળો કસુર તમારોજ છે, લોકો તમુનેજ દોષ દેશે. નહિ મી૦ પેસીકાકા એક નાજુક અબલા ઉપર ઘાટકી સીતમ ગુજરતો અટકાવવાને માટે હું તેણીને તમારા હવાલામા પાછી સોંપસ નહિ."

"સંભાળો, તેણી મારી બૈરી છે" પાહલી ખુરસી પરથી ઉભો થતા બોલ્યો.

"અને મને પણ તેણી ઉપર હક છે" સોહલે મકકમ અવાજે જવાબ આપ્યો.

## પ્રકરણ ૬૧ મું.

### સુનઇનો મીજાજ બરખેલાફ.

પાહલી વીચારમાં પડી ગયો. તેણે વકી રાખી નહિ હતી, કે આ પ્રમાણીક શેટયો, પોતાની કેહવાતી બૈરીની બેવફાઇ જાણવા

પછીથી તેણીની તરફેણ લેશે, અને હમણા સોહલને તેની સાંમે થતો જોઇને, તેની ફતેહની સંપુર્ણતામાં સેહજ ભગાન પડયું.

" કેવી રીતે ? " તેણે આખરે પુછયું.

" હું તેણીને વાજબી રીતે પરણ્યો હતો " સોહલે સમજાવ્યું " તેણીને એક કુમારીકા ધારીનેજ મેં તેણી સાથે કાયદાપુર્વક લગન કીધાં હતાં, તેણી આટલા વરસો સુધી મારી સુખદુખની સાથી બની છે. મેં તેણીની દરેક આશા અને નીરાશીમાં ભાગ લીધો છે, અને હવે જેટલો તમુને તેણી ઉપર હક છે, તેટલોજ તેણીના ભલાંને ખાતર મનેબી કહેવાનો હક છે, કે તમે આવી રીતે એકાએક તેણીને મારા કબજામાંથી લઇ જઇ શકશો નહી. "

" હું તેણીને લીધા વગર હયાથી ખીસવાનો નથી " પાહલીએ હઠ લીધી " જો કે તેણીએ મારી આબરૂની ધુળધાણી કીધી છે, તોપણ હજુણ સુધી તેણી મારીજ ધણીઆણી છે. તેણી ઉપર મારોજ એકલો હક છે. હવે મને કીધેલાં નુકશાન માટે હું તેણીને પશ્ચાતાપ કરાવવા મારે ત્યાં લઇ જવા ધારૂં છું "

" તે કામ તમારૂ નથી "

" તમારે જોઇયે તે વીચારો " પાહલી છેલ્લે પાટલે બોલ્યો " પણ હુતો તેણીને લઇ જવા વગર હયાંથી હથવાનો નથી."

સોહલના ચેહરા ઉપર કંટાળાનાં ચીન્હ ફરી વળ્યા. તે પાહલી તરફ ફર્યો, અને તેને વીચાર કરવા થોડો વખત જોઇતો હતો એવું તેને કહીને તે ઓરડો છોડી ગયો.

તેની પાછળ જાહગીર વકીલ પણ જવા તૈયાર થયો. બસ, હવે વધુ વખત હયાં રહીને તે દીનાની પડતી જોવા ચાહતો હતો નહિ, અને જતી વખતે પણ તેના મોઢાંમાંથી એવાજ ઉદગાર નીકળી પડયા, કે ખુદા હજુણબી આ કમનશીબ બાનું તરફ

રેહમ કરી, તેણીને બચાવી લે.

તેઓ બને જવા પછી પાહલી, સુનાઇની શોધમાં નીકળ્યો. તેણી ભીખી સાથે હજુણબી હોલમાં બેઠી હતી. આ બાઇ અને વાણોતર ઘણીજ ઉકમાઇથી આપસઆપસ કાંઇ વાત કરતાં હતાં.

"જોરે ભીખી" સુનાઇ બોલતી સંભળાઈ "મારી ભોજાઈ આવા મેહલની શેઠાણી બનીછ."

"હારે બાઇ, મુંને પણ બહુ અજાયબી લાગેછ" ભીખીએ ટેકો આપ્યો "બાઇ આ ટેબલપર ચાંદીનો ફુલાબાછ જોયો કે? એ જોઈ મુને પણ મારી બાઇ માટે મગરૂરી લાગતીસે. હવે એ છંધુ મારી બાઇને છોડી જતાં કેવુ લાગછે."

"ભીખી, તું એમ નહી કેહવાં માંગથી હોશે કે હવે તારી આંય બાઇ આંય ઘર છોડીને આપણે ત્યાં રેહવા આવશે" સુનાઇએ અજાયબીથી પુછયું.

"એમજ થશે" પાહલીનો અવાજ સંભળાયો "સુનાઇ હું દીનાને પાછી સુરત લાવવા ધારૂંછ," તેણીનો પશ્ચાતાપ કરાવવા માગુછ, અને આપણા ઘર સીવાય બીજે કેહેબી એમ બની શકશે નહિ."

"ઓ પાહલી તું તો મેત થઈ ગયોછ" સુનાઇ ગભરાઇને બોલી "આ નાપાક બૈરીને તું આપણા ઘરમાં પાછી ઘાલસે? નહિ નહિ. જે ઘેરમાં આપણા અશરાફ માય બાવાં ગુજરી ગયલાં તેને તુ અપવીત્ર બનાવશે નહી. હું તુંને સાફ કહુછ, પાહલી કે જો તારો બૈરી આપણા ઘરમાં ફરીથી પગ મુકશે, તો હું એક ઘડીબી ત્યાં થોભસ નહી. સમજેછ કે?"

"હા, તારો જો એવોજ વીચાર હોય તો ભલે તું ચાલી જો મને તારીબી દરકાર નથી." પાહલીએ રોકડો જવાબ આપ્યો.

એક તડાકા સાથે સુનઇ ઉભા થઇ. તેણીનો મીજાજ એકદમ બરખેલાક થઇ ગયો હતો.

"ચાલ, બીબી ચાલ" તેણી બીબીનું પાખડું ધરતાં બોલી "આંય મારો ભાઇ તો પોતાની ફુલકસુર બૈરી ઉપર એટલો તો દીવાનો બની ગયોછ, કે એ પોતાના માયબાપને પણ વીસારી બેઠોછ. ચાલ તો બીબી. એવાની સાંમે ઉભાં રહેવામાં આપણને ફાયદો નથી. હું ઇચ્છુંછ કે હું એ ભાણભુલાને જતી વખતે પણ થોડીક શીખામણ આપી જાઉં."

"વખત બરબાદ જશે, પથ્થરપર પાણી પડશે" પાહલીએ તાણો મારયો, અને આ શબ્દો સાંભળતાં સાથે સુનઇ બીબીને ઘસડતી પોતાના ભાઇ સામેથી ગાયબ થઇ.

પાહલી તે હોલમાં એકલો પડયો. એક ડપકારા સાથે તે બાજુની ખુરશી ઉપર બેસી ગયો, અને પોતાનું માથુ બંને હાથમાં પકડીને ઉંડા વીચારમાં પડયો. હા, હવે તેના રસ્તામાં કાંઇપણ અડચણ હતી નહિ. તેણીએ પોતેજ પોતાના ગુનાહનો અચાનક એકરાર કીધો હતો, અને જોં કે સોહલ મોદી હજુ- ણબી તેણીની તરફેણમાં બોલ્યો હતો તોપણ પાહલીની ખાત્રી હતી, કે દીના હવે વધુ વખત તેના આશરા હેઠળ રહી શકશે, એ બીલકુલ બનવા જોગ હતું નહિ. વળી વધુતો દીના પોતેબી પોતાની નાલેસી બહાર આવતી અટકાવવાને ખાતર તેની સાથે સુરત પાછી જવા કબુલ થશે. અરે, કાંઇ નહિ તો સોહલનાં ભલાં નામને ખાતર તેણીને તેના હુકમને તાબે થવાની ફરજ પડશે.

પાહલીની આંખ્યો બંધ થઇ. શું હજુણબી દીના અને પીરોઝને પોતાને ત્યાં સાથે રહેલા જોવાની તેની સરજત હતી.? પાહલી કોઇ ભેદી લાગણીથી ધ્રુજવા લાગ્યો આ વીચાર આવતાં તેને નસમજ પડે એવી ફાર પડી. તેનું અંતકરણ જોરથી ધડ-

ક્વા લાગ્યું, તેનો દમ ગોયા ઘુટાઇ ગયો.

આવી રીતે કેટલાક કલાક પસાર થઈ ગયા. આખરે સોહલે તેને બોલાવવા પોતાનાં માણુસને મોકલ્યો ત્યારે તેની સામે જતાં પાહલી તેનો ચેહરો જોઇને એક દગલું પાછળ હઠયો. વરસો સુધીની બીમારી, હાડમારી, જંજાલ જેટલું કરી ન શકે, તેનાં કરતાં પણુ વધું ફેરફાર હમણા સોહલ મોદીના ચેહરા ઉપર ફકત થોડા કલાકમાં થઇ ગયો હતો.

"હવે છેવટની ગોડવણ ઉપર આવતાં, હું લેડી મોદીને હયાં બોલાવવા ધારૂં છું" સોહલ પાહલીને જોતાં બોલ્યો.

"તેણીને લેડી મોદીનું નામ આપવું વાજબી નથી" પાહલીએ ભુલ ભાંજી.

"પણુ જ્યાં સુધી તેણી મારા ઘરમાં છે, ત્યાં સુધી હું તેણીને કોઇ બીજા નામથી બોલાવી શકતો નથી."

સોહલ મોદીએ પોતાનાં નોકરને બોલાવવા ચંગ વજાડયો, અને તેને પોતાની બાઇને તેઓ આગળ મોકલવાનો હુકમ કીધો.

તે નોકર પોતાનીં બાઇના ઓરડામાં ગયો. તે ઓરડો ખાલી હતો. તે બીજા, ત્રીજા, ચોથા, અને એ મુજબ તે બંગલાના દરેક ઓરડાઓમાં ફરી આવ્યો, પણુ દીનાની ત્યાં કેઠે હસ્તી હતી નહિ.

"મારાં બાઇ ઘરમાં નથી, સાહેબ" તે નોકર સોહલ આગળ પાછો ફરતાં બોલ્યો.

બને ચોંકયા, બંને ફગલાઇ ગયા, અને બંનના ચેહરા ઉપર ફકત એકજ સવાલ જણુાતો હતો કે "દીના કયાં હતી. ?"



# પ્રકરણ ૬૨ મું.

## એક ભેદી અવાજ.

દીના કયાં હતી? શરૂઆતમાં સોહલ મોદી પોતાની અંરીની ગેરહાજરી જાણીને ઝાંઝો ગભરાયો નહિ. વેલ. તેણી ઘરમાં નહિ હશે, તો બગીચામાંથી મલી આવશે, તેણે વીચાર્યું. આવી રીતે લગભગ અરધો કલાક પસાર થઇ ગયો, અને ત્યારેજ તેને પોતાના નોકરો તરફથી પકકી ખબર મલી કે દીના ત્યાં કેંડે હતી નહિ. ગમે તે પણ કરવા છતાં, ગમે ત્યાં પણ શોધવા છતાં, દીનાનું નામનીશાણુ ત્યાં જણાયું નહિ એકવાર ફરીથી સોહલ અને પાહલી એકબીજાને મુંગે મોહડે જોતા ઉભા, અને બંનેના ચેહરા ઉપર પેલોજ સવાલ પાછો જણાતો હતો કે " દીના કયાં હતી?"

ખરેખર તેણી કયાં ચાલી ગઇ હતી? એક બોલ પણ બોલવા વગર, યા તો પોતાના દુશમનો તરફ એક આડી નજર પણ કરવા વગર તેણી તે ઓરડો છોડી ગઈ હતી, અને જો કે તેણી બાહરથી હંમેશનાં જેટલી શાંત, મગરૂર, અને દમામદાર જણાઈ હતી, તોપણ બાતેનમાં પોતાના એકરાર માટે ધાસ્તી અને અત્યંત નાસીપાસીથી ધ્રુજતી, તે દુખી અબલા ત્યાંથી ચાલી ગઈ હતી.

દીનો પોતાના ઓરડામાં જઇને ઉભી. કાંઈપણ ચોકકસ વીચાર તેણીને સુજયો નહિ. લાચાર અને નીરાશ તેણી તે ઓરડામાં ચોતરફ જોવા લાગી, અને વાંચનાર, જયારે આદમને ખુદા તરફથી બેહશત છોડી જવાની નોટીસ મલી હતી, ત્યારે

તેનાં મોંઘા ઉપર જેવાં ચાનહો તે વેળાએ જણાયાં હતાં, તેવીજ નાસીપાસી અને નામરજી હમણા દીનાના ચેહરા ઉપર પણ જણાતી હતી. તેણી પોતાનું આલીશાન મકાન છોડી જતી હતી, પોતાના વ્હાલા ભરથારને છેલ્લી સલામ કરનાર હતી, કારણ તેણી સારી રીતે સમજતી હતી, કે હવે વધુ વખત તેના છાપરાં હેઠળ રહીને, તેની કપકાભરી નજરની સાંમે તેણી કદીબી ટકી શકશે નહિ.

"ઓ સોહલ, વ્હાલા સોહલ" તેણી બડબડી.

દીનાએ પોતાનું ઘણી પડતું માંથુ સેહજ ઉચે કીધું, કે જે એક દયાલુ છાતીની અંદર હવે વધુ વખત છુપાનાર હતું નહિ. તેણીએ પોતાના વેરવીખેર થએલા બાલ સરખા કરયા. આહ વાંચનાર, તેજ પળે તેણીએ ઠડાવ કરયો, કે ભલે તેણીનું જોખમાયલું અંતકરણ હવે વરશોંનો પોતાનો નીમકહલાલ ડોકો બંધ પાડે, ભલે જીંદગીની જોત કરતાં મોહતની બોખાર તેણી ઉપર ગલબો કરે, ભલે તેણી એવાં હઝાર મોહત મરે, તોબી અરે- તોપણ સોહલનો ચેહરો અને તેનાં પગલાંનાં અવાજ વગરનાં પાહલીનાં સુરતનાં સમસાન જેવા ઘરમાં તેણી કદીબી પાછો પગ મુકશે નહિ.

તેજ વેળા દીનાને કાંઇ ગેબી બશારત થઇ, તેણી કાંઇ અજબ લાગણીથી ધ્રુજવા લાગી. કોઇનો વીચીત્ર અવાજ તેણીના કાન આગળ ખણખણી રહયો.

"દીના, મારી આગળ આવ"

આ તે અવાજ હતો. દીના ચોંકી, તે અવાજ તેણીના ગુજરેલા બાપ ફીરોઝ વાહડયાનો હતો,તે ગુજરેલાં તરફનો સંદેશો હતો. અને ત્યારેજ દીનાને યાદ આવ્યું કે પાહલી સાથના પોતાના લગનના દીવસની સહવારે, તેણીએ પોતાના બાપના

ઓરડામાં જઈને એવું ચાહયું હતું, કે જો કદાચ તેણી ઉપર કાંઈ એવી અસહય આફત આવી પડશે, તો ગમે ત્યાંથી પણ ત્યાંજ આવીને તેણી પોતાનો પ્રાણ છોડશે. અફસોસ, હવે તે વખત નઝદીક આવ્યો હતો.

"દીના, મારી દીકરી હયાં આવ, હયાંજ તુંને શાંતી અને આસાયશ મલશે" દીનાના ઉસકેરાયલાં મગજે તે ભેદી અવાજ પાછો સાંભળ્યો.

"હું આવુંછ, પપા."

અને જેમ એક ડુબતો આદમી પોતાના માથા ઉપર રીણ જોઈને તેને વળગવાની કોશેશ કરે, જેમ એક ગુનેહગાર ઇનશાન મરતી વેળાએ ખુદા સાથનો પોતાનો હીસાબ થોડેક હીસસે ચુકતે કરવા, કાંઈક નજીવું નેકીનું કામ કરવા તતપર રહે, જેમ એક ભાણભુલો, છેલ્લી ઘડીએબી પોતાની આસપાસનાંઓની જુઠ્ઠી સલ્લાહથી દોરવાઈને પોતાનાજ હકમાં નુકશાન કરે, તેવીજ અચોકકસ હાલતમાં દીના પોતાના મગજનાં તે ઘખારાને આધીન થઇ. તેણી માટુંગે "રતન-મમાં"નાં બગલામાં જવા તૈયાર થઇ, કે જ્યાં તેણીએ કેટલાક સુખી દીવસો ગુજારયા હતા, અને જ્યાં તેણીની મરવાની સરજત હતી.

તેણી ત્યાં કેવી રીતે જઈ પુગી એ કેહવું અશકત છે, લાલ લોહી જેવી આંખ્યો સાથે પોતાની આસપાસનાઓનું, તેમજ ખુદ પોતાની હાલતથી તદન બેખબર દીના, આખરે માટુંગાના સ્ટેશન પર કેવી રીતે ઉતરી એ દરસાવવું માહલ છે. કોઇ ભેદી ખેંચાણ તેણીને તે અસલી જગ્યા ઉપર પાછું ખેંચી જતું હતું. પણ ઓહ, એકવારની તે સુંદર ઇમારતનો કેવો અવતાર? જાણે દીનાની પડતી સાથે તે બંગલો પણ પડી ભાંગ્યો હતો. અસલનો સુંદર બગીચો ત્યાંથી નાબુદ થયો હતો, "રતન મમાં"ની ત્યાં હસ્તી હતી નહી, ખુદા ખબર તેવણ ઉપર કેવી રીતે જમાનાનું ચકકર

ફરી ગયું હતું. સઘળું ચુપચાપ અને ગમગીન હતું. અને ઓહ, જે ઓરડામાં ફીરોઝ વાહડયાએ પોતાનો છેલ્લો દમ ખેંચ્યો હતો, તે ઓરડાનું છાપરૂં પણ ઉડી જઇને, ત્યાં લીલું ઘાસ ઉગી નીકળ્યું હતું. એ વાંચનાર, તે બેસમાર ઇમારત જમાનાની ગીરદસી અને ઇનસાનની બેદરકારીનો આબેહુબ ચીતાર તમામ ખલકત સામે રજુ કરતી હતી!

એક ભાંગેલા દાદર મારફતે દીના પોતાના બાપનાં ઓરડામાં ગઇ, અને ત્યાંનું ઘાસ ખીસાડીને ગુડણભંડપે પડી. સાંજ પડી ગઇ હતી. વાદલાંઓથી ઢંકાયલા આફતાબ યઝદ સારા દીવસની પોતાની આસાયસ લેવા દરયાના પેટામાં ગરક ગયા હતા. વરસાદનાં ચીન્હો જણાંતાં હતાં, અને ફકત ઘાસમાંના કસારાઓનાં "ચું–ચું"નાં અવાજ દીનાની ચો તરફ પથરાઇ રહયા. તોપણ તે અવાજ સાથે કોઇ બીજોબી અવાજ મેલાયલો હતો.

"દીના મારી દીકરી"

"હું આવીછ, પપા." દીનાનો સાદ સંભળાયો.

વરસાદ ઝરમર ઝરમર પડવા લાગ્યો, તોપણ અર્ધ બેભાણ હાલતમાં સ્વપણો જોતી દીનાને તેનું કાંઇ ભાણ હતું નહિ.

"પપાજી" રાતના ભયંકાર અંધકાર વચ્ચે દીનાનો શોકાતુર અવાજ સંભળાયો "પપાજી, તમારા ગુજરતા પછી, દુન્યા મારી સાથે રીસાઇ ગઇ. હવે હું તમારી આગળ મરવા આવીછ."

તે ઢગઢગના લાલ ચેહરાને જાણે થંડો પાડવા વરસાદનાં છાંટા દરપળે દીનાના ગાલ ઉપર સરી પડતા હતા, તે વેળાનો થંડા પવન તેણીના ઉડતા ઝુલફાઓ સાથે જાણે લાડ કરતો હતો, તોપણ દુખી દીનાને ફકત એકલોજ ખ્યાલ હતો, કે તેણીના ગુજરેલા બાપનું રૂહ હમણા તેણીની નઝદીક ભમ્યા કરતું હતું.

"પપાજી, આ સઘળું કેમ બનવા પામ્યુ તે હું કહી શકતી

નથી " દીના બોલતી હતી " મેં કોઇ દીવસથી તમુને એહદશતમાં અકલાવવા જેવું બુરૂં કામ કીધું નથી, અને તોપણ સોહલને પરણવા માટે તેઓ સઘળાં મને ગુનેહગાર ધારેછ. ઓહ, જો એ ખરેખર ગુનાહજ હોય, તો ઓલો પપાજી, ખુદા મને માફ કરશે કે ?"

ખચીત, ઘાસ માહેલાં કસારાંઓએ તેણીને કાંઈ એવો જવાબ આપ્યો કે " હા "

" ત્યારે તો હું તમુને એક પવીત્ર આત્મા સાથે પેલી દુન્યામાં મલસ, ઓ પપાજી, દુખના વખતમાં તમે મને કેવો દીલાસો દેતા હતા, ત્યારે હમણાથી મને તમારી ગોદમાં લઇને આ આફતમાંથી બચાવો. "

તે અવાજ દરપળે ધીમો પડતો ગયો. લેડી દીના મોદીની ખુબસુરતીમાં એકાએક ચમત્કારીક ફેરફાર થઇ ગયો. અને તેણીનું સુંદર માથું એક તરફ ઢળી પડયું.

" દીના-દીના " તે ભેદી અવાજ એક છેલ્લી વેળા સંભળાયો.

" હું આવીછ, પપા " તેણીએ જવાબ આપ્યો. ત્યારપછી તેણીનું માથું, જે અત્યાર સુધી તે ઉભાં ઘાસની ઉપર જણાતું હતું, તે ત્યાંથી ગુમ થયું. દીના જંગલ જહાનમાં તે ઘાસ વચ્ચે પડી ગઇ, અને અફસોસ, વાંચનાર, પવન, પાણી અને આકાશ ઉપર છવાઇ રહેલાં વાદલાંઓ સીવાય, કોઇપણ જીવતું નીશાન, લેડી દીના મોદીની હાલત જોવા તેમજ જાણવા, ત્યાં હાઝર હતું નહિ.

શાંતી. ગમઘોર શાંતી !

# પ્રકરણ ૬૩ મું.

## દીનાની શોધમાં.

" દીના કયાં છે ?" સોહલ મોદીએ ગભરાઇને પુછયું. પણ પાહલી સેહજ હસ્યો.

"કોણ જાણે" તેણે જવાબ આપ્યો "પણ હું તો ધારૂં છું કે તેણી નાહસી ગઇછે. જ્યારે દીનાને પોતાની મુશકેલીમાંથી બાહર આવવાનો બીજો કોઇ રસ્તો નથી મલતો, ત્યારે તેણી હંમેશ નાહસીજ જાયછે, સાહેબ"

અને ત્યારપછી એક છેલ્લી વેળા તેઓ તે આખા ઘરમાં ફરી આવ્યા, પણ દીનાની ત્યાં કેડે નીશાણ હતી નહિ.

"તેણી પોતાના જીવની હાણી કરશે" સોહલ ચીંતાથી બોલ્યો "અને ખુદા નાં કરેને એવું જો કશું બન્યું છે તો તેણીની જીંદગી માટે હું તમુને જવાબદાર ગનંસ, મી. પેસીકાકા."

"સાહેબ, એ ઉપરથી તો તેણીના ગુનાહની એક વધુ સાબેતી તમુને મલી છે" પાહલી બોલ્યો "અને એક ગુનેહગારની પુઠ પકડવી એમાં કાંઇ ખોટું નથી. મેં તો મારી ફરજ બજાવી છે."

સોહલે પોતાના કાને હાથ દીધા. આ કીનાખોર ગામડયો પોતાની વૈરી પર વેર લેવામાં મગ્નાહ સમજતો હતો, જો કે કીનો લેવાનું ખરૂં કારણ તો તેને-સોહલને-મલ્યું હતું.

તેણી ગુનેહગાર હતી, એમાં કશો શક હતો નહિ. "મને માફ કરો" આ શબ્દો તેણી એવા તો કગળીને બોલી હતી, કે સોહલની છાતીમાં દયાને માટે એક અમટો તુટો.

માફ કરે? આહ જો કદાપી તેણીએ આવા બીજા દસ ગુનાહ કીધા હતે, તેની જીંદગીને એથીબી વધુ બરબાદ કીધી હતે, તોબી સોહલ તેણીને જરૂર માફ કરતે, કારણ તેનો પ્યાર એટલો તો મોટો, મીઠડો, અને મોતેબર હતો, કે તેમાં સેહજ પણ કડવાસ ભેલાયલો જોવા તે ઇચ્છતો હતો નહિ. વધુતો તે ઇનશાફી હતો. તે સારી રીતે જાણુતો હતો, કે હવે ગમે તે પણ ભોગે તેણીનો ગુનાહ ઓછો થઇ શકનાર હતો નહિ. તેના

લગનની અગાઉના સઘળા બનાવો તેણે યાદ કીધા. તે વેળા દીનાએ પેહેલ્લી વેળા તેને નાં પાડી હતી, તેણી કોઇ અણદીઠ લાગણી સાથે લડત ચલાવતી જણાઇ હતી, અને લગનની સહવારે તેણીનો ચેહરો મોહત જેવો ફીકકો હતો, આ સઘળા બનાવો હમણા સોહલનાં મગજમાં ધાઇ આવ્યા. તોપણ ફકત એકજ બાબદ જે દીનાની તરફેણમાં જતી હતી, તે એ હતી, કે તેણીએ પોતે તેને ફસાવવાની કાંઇપણ તજવીજ કીધી હતી નહિ. અલબત તેણીએ તેને ખાલેસ પ્યારથી ચાહયો હતો, અને વાંચનાર, જ્યારે એક મરદ એક નાજુક પંઠનીની પોતાની તરફની જાણફેશાણી સમજે છે, ત્યારે તે ઘણાક ગુનાહો માફ કરી શકે એમ છે.

સોહલ તેણીના ગુનાહ તરફ નાખતીની નજરથી જોવા લાગયો. ગરીબ બીચારી, તેણીને પોતાની મરજી ઉપ્રાંત એક નાપસંદ ભવીશ પસંદ કરવાની ફરજ પડી હતી, અને જ્યારે ઘણીજ અસુરેથી પોતાની ભુલ જોતાં, તેણીની જીંદગી તદન બેચન બની ગઈ, ત્યારે પોતાનાં મુદદઇઓથી નાહસી જવામાં તેણી કેટલેક દરજજે વાજબી હતી. પણ—પણ જીવતા ભરથાર છતાં બીજો ધણી કરવા માટે સોહલ તેણીનો ગુનાહ લઇ ચલાવી શકયો નહિ, તો પણ તે તેણીને હમણા માફ કરવા ધારતો હતો.

" કેમ સાહેબ, શું વીચારમાં છો " આખરે પાહલીએ સોહલને પુછયુ, પણ સોહલ સ્થીર બેસી રહયો.

" મને લાગેછ કે તેણી માટુંગે ગયલી છે " પાહલી વીચાર કરતાં બોલ્યો " કારણ મને યાદ છે, કે મારી સાથના તેણીના લગનનાં દીવસે, તેણી પોતાના બાપ આગળ આફતની વખતે મરવા આવશે, એવું કાંઇ બોલી હતી. અને આંય કાંઇ જેવી તેવી આફત નહિ કહેવાય, સાહેબ ! "

" ત્યારે તો આપણે હમણાંજ મારી મોટરમાં ત્યાં જઇયે. "

સોહલ એક કુદકા સાથે ઉભો થતાં બોલ્યો.

"નહિ સાહેબ નહિ, એટલી બધી ઉતાવળ કરવાની કાંઇ જરૂર નથી," એકદર પાહલી સેહજ હસ્તાં બોલ્યો "આવતી કાલે સહવાર સુધી તો તેણી આપણને જીવતીજ મળી આવશે."

આવી રીતે બીજે દીવશે સહવારે પેહલ્લી ત્રેનમાં તેઓ બંને માટુંગા જવા ઉપડયા. ત્રેન ઝડપમાં આગળ વધતી ગઇ, અને તેના દરેક ફુંફારા સાથે પાહલીનો ગુસ્સો અને તીરસ્કાર પણ હરપળે વધતો ગયો. તેના તનબદનમાં કોઇ ભેદી લાગણીઓ વ્યાપી રહી, ઘડીકમાં તેની નજર સામે એક જાતનો કાળો ધુમસ ફરી વળતો હતો. તેના કાનમાં કાંઇ વીચીત્ર ઠોકા પડતા હતા, જ્યારે બીજીજ પળે, તેનું ઘરડું હાડ, આફતકારક અશાંતીની ધ્રુજરીથી ધ્રુજતું હતું. પાહલી ગભરાઇ ગયો. ઓ, તે હમણા સીક પડનાર હતો નહિ, પોતાની ફતેહનો છેલ્લો અંજામ લાવવા, તે અકડી બેસનાર હતો નહિ.

હજુણ પણ ત્રેન આગલ વધી, તે વેળા પાહલીએ પોતાની સુરતથી માંટુંગા તરફની પેહલ્લી મુસાફરી યાદ કીધી, કે જ્યારે એક સાત વરસની બાળકીને લેવા જતાં, તે એક સતર વરસની કુમારીકાને પોતાનું અંતકરણ આપી આવ્યો હતો.

અરેરે, તે વેળા તેને કયાં ખબર હતી, કે વરશો પછી તે એજ મુસાફરી, પોતાના અંતકરણમાં પ્યારને બદલે કીનો લઇને કરશે, તે કયાં જાણતો હતો કે તેજ દીના તેને બેવફા થઇને તેની જીંદગીની ધુળધાની કરનાર હતી. પાહલીનો ચેહરો ગુસ્સાથી તપી આવ્યો. અને જ્યારે દીનાનો તેટ્રો પીસવા તેના હાથ હવામાં લંબાયા ત્યારે તેની બાજુમાં બેઠેલા સોહલે અનેક વેળા વીચાર કીધો, કે દીનાને આ ઝનુની માણસના હાથમાં એકદમ નાહ સોંપવામાં, તેણે એક ઘણુંજ દાહપણભરયુ કામ કીધું હતું.

# પ્રકરણ ૬૪ મું.

## "એને મરવા દો"

પ્રીય વાંચનાર. આપણી ધારેલી ભલી યા બુરી નેમ પાર પાડવા આપણને કેવી ફિકર થાય છે, તેનો તુંને કાંઇ ખ્યાલ છે? પાહલી પેસીકાકો હમણા પોતાની બુરી ઇચ્છા બજા લાવવા એટલો તો કિસકેરાઇ ગયો હતો, કે માટુંગે પુગવા પછી, તે સોહલ સાથે "રતન-મમાં"નાં બંગલા તરફ ચાલી, દોડી, ગોયા ઉડીજ ગયો. પણ ત્યાં જઇ પુગતાં તે બંગલાનો અવનાર જોઇને તે થંભ થઇ ગયો. લીલા ઘાસ વચ્ચે ઘેરાયલો તે બેસમાર બંગલો જોઇને પાહલીને ધ્રુજરાં છુટ્યાં. શું ખરેખર દીનાએ આ ઘાસમાં પોતાની ઘોર બનાંવી હતી?

ઘણીજ સંભાળથી તેઓ તે બંગલામાં ગયા, અને પોતાની આસપાસ નજર કરવા પછી, તેઓ તે ભાંગેલા દાદર મારફતે ઉપર ચઢયા. તેઓએ પોતાની આસપાસનું ઘાસ ખીસાડવા માંડયું, સોહલને એકાએક કાંઇક ઠોકડ લાગી, તો ઓ—ત્યાં એક અબળાનો ઉંધે મસ્તક આકાર પડેલો હતો. તેણીનાં લાંબા વાલ વેરવીખેર હાલતમાં વરસાદથી ભીણાઇ ગયા હતા, તેણીનું આખું હડ ડગલો પુજો થઇ પડયું હતું, અને જોકે તેણીનો ચેહરો જણાતો હતો નહિ, તોપણ સોહલ અને પાહલીની ખાત્રી થઇ કે આ દીના હતી. હા, વરસાદ, ધુમમસ, અને સરદીથી અકડી ગયલો, આ દીના પેસીકાકાનો આકાર હતો.

"ઓ ખુદા, તેણી મરી ગઇછ" સોહલે બુમ પાડી.

"મરી ગઇ" પાહલી બોલ્યો "ઠીક, ત્યારે તો મારી અગાઉ ખુદાએ એને શીક્ષા કીધીછ. મરી ગઇ! પોતાની બેઆ-

બરના કલંકનો જરાબી પશ્ચાતાપ કરયા વગર મરી ગઈ! એને મરવા દો. એ જીવતી હતી, ત્યારે મેં એની ઉપર લ્યાનત નાંખી છે, અને હમણા મુવેલી છતાં પણ હું એને શ્રાપ દઉં છ. એને મરવા દો."

પણ સોહલ મોદી, કે જેને પાહલી કરતાં વધુ ગેરઇનશાફ થયો હતો, જેને ત્યાં પડેલી ખુબસુરત લાચાર અબલા સાંમે ફરયાદનું વધુ કારણ મલ્યું હતું, તે એક બોલ પણ બોલ્યો નહિ. ધીમેથી તે વાંકો વળ્યો, અને તેણીને પોતાના હાથમાં ઉપાડી. યા પરવર, નીચે જમીન ઉપર ઝુલી પડતા તે સોનેરી ઝુલફાઓ સાથે, તે ખુબસુરત ઉજળો ચેહરો પોતાની બંધ થયલી આંખ્યો સાથે, એવો તો દયામણો દીસ્તો હતો, કે ખુદ બેહેશતનાં ફરેશતાઓ વટીક પણ દીના ગમે એવી પાપી હોવા છતાં, તેણીને પોતાની પનાહમાં લેવાને ચુકતે નહિ. ત્યારે આ દયાળુ સોહલ મોદી શું બીસાદ હતો? તે સઘળુ ભુલી ગયો, અને તેણીનો બરફ જેવો થંડો ચેહરો સંખ્યાબંધ કીસીઓથી વધાવી નાખ્યો.

"દીનાં મારી ડારલીંગ, મારા જાન" તે આંસુ સાથે બોલ્યો.

આ શબ્દ બોલતાં સોહલે એક દચકાં જેવો અવાજ સાંભળ્યો. કદાચ દીનાને ઉંચકતાં તેણીનો બાકીનો જીવ નીકળી ગયો હશે એવું વીચારીને સોહલે તેણીની છાતી ઉપર હાથ મુક્યો. ત્યાં સેહજ પણ ધપકારો હતો નહિ.

"દીના, મારી વ્હાલી, બો બોલ, કાંઇ જવાબ આપ."

પણ જવાબમાં સોહલે એક બીજાં દચકાંનો અવાજ સાંભળ્યો. પાહલી ક્યાં હતો એ વીશે તપાસ કરવાનું તેને ભાણ રહયું નહિ. તે દીના માટે એટલો તો આતુર બની ગયો, તેણીને જાણે મુવેલાંમાંથી પાછી ખેંચી કહાડવા એવા તો દયામણા અવાજે સાદ મારવા લાગ્યો, કે તે સઘળા અવાજો સહવારની લેહકીમાં જેવાને તેવાજ તેના કાને પાછા અફડયા.

પણ આખરે ખુદાએ તેની અરજ સાંભળી. દીનાના હોથ સેહજ હાલતા જણાયા.

"ઓ, તેણી હજુણ જીવતી છે" સે હલે બુમ પાડી "દીના–દીના હું હયાં છેકે, હું તુંને ચાહુંછ. મેં તુંને માફ કીધીછ."

અને ત્યારપછી તેણીને કાંઇ મદદ કરવાના ખયાળથી સોહલ પાછું બોલ્યો.

"હયાં આવો મી૦ પેસીકાકા. તેણી મરી નથી ગઇ. હજુણબી આપણે તેણીને બચાવી શકશું. દોડો જલદી ડાકતરને બોલાવી લાવો. વેકો, તમારા જીવના જોખમે દોડો."

પણ ત્યાં કોઇની હીલચાલ જણાઈ નહિ.

"મી૦ પેસીકાકા" સોહલે વધુ મોટેથી બુમ પાડી.

હજુણબી કોઇનો અવાજ સંભળાયો નહિ. સોહલ ભોંય ઉપર બેસી ગયો, તેને દીનાનુ માથું પોતાના ખોળામાં મુકયું, અને આસપાસ નજર કરતાં પાહલી પેસીકાકો તેનાથી થોડાક કદમ દુર જમીન ઉપર ઉંધે મસ્તક પડી ગયલો જણાયો. તેનાં મોંહા આગળ લોહીનું એક ખાબોચ્યું બંધાયું હતુ.

અફસોસ, વાંચનાર, ગુસ્સો, ધીક્કાર, નાસીપાસી, અને નીશફળ પ્યાર, એ ચારો જોરાવર લાગણીઓએ સાથે મલીને ગરીબ બીચારા પાહલી પેસીકાકાને પુરો કરી નાખ્યો હતો.

"એને મરવા દો" આ શબ્દો સાથે તેની ભેજાંની નેસ એકદમ તુટી ગઈ હતી, અને લોહીનું એક ગચકરૂં ઓકીને, તે જમીન ઉપર મુવેલો પટકાયો હતો.

તે એક હરૂદયભેદક દેખાવ હતો. સોહલ મોદી પેહેલ્લાં તો શું કરવું તે સમજી શકયો નહિ. તેની જીંદગીમાં પેહલ્લીજ વેળા તેણે પોતાની સમયસુચકતા ખોઇ દઇને લાચારીથી બુમ પાડી કે "મદદ–મદદ."

પણ પક્ષીઓના અવાજ સીવાય. ત્યાં કોઇનો અવાજ સંભળાયો નહિ.

"મદદ" સોહલે થોડો વખત રહીને પાછી બુમ પાડી આ વેળાએ ત્યાંથી પસાર થતા બે મીલમજુરોએ તેનો પોકાર સાંભળ્યો, તેઓ તે તરફ દોડી ગયા. સોહલે ઘણાજ થોડા શબ્દોમાં ડોકતરને બોલાવી લાવવા તેઓને ફરમાવ્યું, અને આ બંને મજુરો ત્યાંનો ભયંકર દેખાવ જોઇને જીવ લઇને ત્યાંથી દોડયા.

સોહલને ઘણો વખત થોભવું પડયું નહિ. અરધા કલાકમાં તેઓ ડૉકતરને લઇને પાછા આવ્યા. ડૉકટરે પેહેલ્લાં પાહલીને તપાસ્યો, અને તેનું મોઢું કરમાઇ ગયું. આ દરદી સઘળા માણસાઇ ઉપાયની બાહર નીકળી ગયો હતો, યાને તે આશરે અરધો કલાક અગાઉનો ગુજર પામ્યો હતો. તેણે જણાવ્યું કે તે એકદમ ઉશકેરાઇ ગયલો હોવો જોઇએ, અને તેનાં ભેજાં ઉપર એકદમ ભાર આવવાથી તેની નેસ તુટી ગઇ હતી. આવી રીતે તે ગરીબ ગામડયો મરણ પામ્યો હતો. અફસોસ, અફસોસ, "એને મરવા દો" આ શબ્દ સાથે તેણે દીનાને શ્રાપ દીધા હતા, પણ પાછળથી તે પોતેજ પોતાના કમનશીબ શબ્દનો ભોગ થઇ પડયો.

ત્યાર પછી ડોકટર દીના તરફ ફર્યો. વેલ, હયાં કાંઇ આશા હતી, અને જો ચાંપતાં ઉપાયો લેવામાં આવશે, તો આ થંડીથી અકડી ગયલી બાઇ, કદાચ આ દુન્યાની રોશની પાછી જોવા પામશે.

"તમે બનતી ઉતાવળે તેણીને ઓસપીટલમાં મોકલી આપો" ડોકટરે સોહલને કહયુ.

અને સોહલ તેમ કરવા વીજળીક ઝડપે તૈયાર થયો. તે પાહલી માટે પણ ગોઠવણ કરવાને ભુલ્યો નહિ. તેણે સુનઇ ઉપર

પોતાના ભાઇ ગુજરવાનો સુરત તાર કરાવ્યો, અને હજુણુ તો તેણી સ્ટેશન ઉપર જરા ઠરીઠામ થાય, તે અગાઉ તેણીને બીજીજ ટ્રેનમાં પાછું મુંબઇ આવવું પડયું, અને પોતાની જીંદગીમાં પેહલ્લીજ વેળા, ત્યાં બની રહેલા સંજોગોને આધીન થઇને સુન ઇને મુગી ગમરી રેહવાની ફરજ પડી.

પાહલીની લાશ ઉપર જયુરી ભરવામાં આવી, અને કોરોનરનો ચુકાદો ડોકટરનાં મત સાથે મલતો થતાં, તેને અવલમંજલ પોંહચાડવાની સઘળી ગોઠવણ થઇ રહી. સોહલ દરેક બાબતમાં સુનઇની સલ્લાહ લેતો, અને આવો એક મોટો શેઠયો તેણીની સલ્લાહ માંગે, એ સુનઇની ગમે એવી મોટી દલગીરીમાં, એક મોટો દીલાસો અને સધ્યારો હતો.

સોહલે એક વધુ દુરઅંદેશ કામ કીધું. સુનઇનાં કેહવા પછી તેણે ફીરોઝને પોતાના બાપને છેલ્લો સેજદો કરવા બોલાવી મંગાવ્યો, અને જ્યારે તે ફરશતાઇ ખસલતના જવાનને પોતાના બાપની હાલત અને માયની હકીકત કહી સંભળાવવામાં આવી, ત્યારે તે એટલો તો ઉદાશ બની ગયો, કે સુનઇએ પોતાના ભાઇના દીકરાને આજે પેહલ્લીજ વેળા પોતાની છાતીમાં ચાંપીને, તેના કડવાં આંસુનું ટીપેટીપું પોતાની સાડીના છેડા વડે નુછી નાખ્યું.

પાહલીનાં મોતનો ભેદ કદીબી સંતોસકારક રીતે જાહેર થયો નહિ. લોકોમાં થોડીક ચકચાર અને અફવા ચાલી રહી, પણ તે સઘળી નામની હતી, અને લેડી દીના મોદીની જીંદગીનો ભેદ ઘણાંજ થોડા જાણી શકયા.

બીજે દીવસે પાહલીની લાશને અવલમંજલ ચહડાવવામાં આવી, અને વાંચનાર, તેને છેલ્લો સેજદો કરતાં આપણે એવુંજ ઇચ્છીશું, કે જ્યારે આપણે આપણા જાત ભાઇને તેની છેવટની જગ્યા આગળ, તેને સદાને માટે છોડી આવવાને ભેગા મલ્યે છીયે,

ત્યારે આપણા અંતકરણમાં તેને માટે આગલી અદાવત અને અ-
ભાવનો સહેજ પણ કતરો રેહવો જોઇએ નહિ. જો કે જીવતી
જીંદગી દરમ્યાન આપણે આપણા લાભ સાંધવાને ખાતર આપણી
લાગણી અને વીકારોને વશ થઇએ છીએ, અને જાણે દુન્યાં
ઘણીજ સાંકડી હોય તેમ એક બીજા સાથે ચાલુ અફડામણ અને
હડસેલા ખાઇયે છીએ, તોપણ આપણા ગુજર પામેલા જાતભાઇને
એક છેલ્લું નમન કરતાં, આપણને આપણી સઘળી હરીફાઇ,
તીક્ષણ લાગણી અને પક્ષાપક્ષીને ભુલી જઇને, તેનો એહશતમાં
જવાનો માર્ગ વધારે મોકળો કરી આપવો જોઇયે. જેઓ જુકી
જીંદગી દરમ્યાન મોટા દુશમનો છે, અને જેઓના વીચાર અને
કામો અકેકથી તદન ઉલતા છે, તેઓને ગંભીર ગૈર કરતાં માલમ
પડવું જોઇયે, આખરે તો તેઓ સઘળા એક અંજાણ ભાઇ
બંધીથી બધાયલા છે, યાને તેઓનું મોત અને જીંદગીની કમાઇ
એ બને **એકજ** છે.

---

## પ્રકરણ ૬૫ મું.

### પાપનો પશ્ચાતાપ.

પારસી સખાવત અને પારસી કીર્તીની અચુક ગવાહી
આપતી, ખંબાલા હીલ ઉપરની ધી બમનજી દીનશાહ પીટીટ
પારસી જેનરલ ઓસપીટલનાં બીજે માળના એક કુશાદે ઓરડામા
આજે અસાધારણ દોડધામ જણાય છે. તે ઓસપીટલના કેટલાક
ચુનંદા ડોકટરો એક "ડેનજરસ કેસ" ની સારવાર કરવા જીવ-
તોડ મેહનત કરી રહયા છે, જ્યારે ત્યાંની નર્સો તે ડાકટરોને મદદ
કરવા દવાની બાટલી અને એવાજ બીજા "મેડીકલ" અસબાબ
સાથે, પવન વેગે ચોતરફ ઉડતી જણાય છે. તે ઓરડાનાં એક

બીછાણા ઉપર, એક અતી રૂપાળી પણ અતી ફીકકી પારસી બાઇ મોહત–જીવન સાથે લડાઇ ચલાવતી પડેલી હતી. તેઓ સઘળા તે બીછાણા આસપાસ ફરી વળ્યા, એક છેલ્લો ચોકકસ ઇલાજ અજમાવવામાં આવ્યો, અને ત્યાર પછી તે ભલાં મેહનતું ડૉકટરોનાં ગભીર ચેહરા ખુલી ગયા. હા વાંચનાર, આ થલાક બહાદુરોની બરકતથી દીના મોદી (કે પેસીકાકા ?) મોહતમાંથી બચી ગઇ હતી.

ઉપલા બનાવની એક મહીનો દીવસ પછી, દીના પેહલ્લીજ વાર પોતાના બીછાણા ઉપર સહેજ તનાર બેઠી. તેણીના ગમે એવા ઓળખીતાઓ પણ, હમણા આ એકવારની જવાન તંદરોસ્ત દીનાને તેણીના ફીકકા ચેહરા, અને વળી ગયેલા બદન શાથે પીછાણી શકયા હતે નહી. તેણી પોતાના આગલા દેખાવનો એક પડછાયો હતો. તે સુંદર ચળકતી આંખોમા ખાડા પડયા હતા, તેની નીચે ગમગીની અને બળાપાની કારી કાજલ પડી હતી, તેણીના સુંદર સોનેરી બાલનો ચળકાત પણ ઓછો થયો હતો, અને તેણીના ચેહરા ઉપરથી તમામ સુખો ઉડી જઇને ગરીબ બીચારી દીના, એક બચ્ચાં જેવી નાજુક નીર્મળ અને નાચાર બની ગઈ હતી.

તેણી જરા તતાર થતાં તેઓએ પાહલીના મોહત વીશે તેણીને વાકેફ કીધી હતી, અને તે સાંભળી દીના જેટલી અજબ તેટલીજ દલગીર થઇ. કુદરતી રીતે, તે વેળા તેણીને પોતાની હાલતનો ખ્યાળ આવ્યો. તેણી હવે એક બંધીમાંથી મુકત થઇ હતી. તોપણ તેણી ઘણીજ દલગીર જણાઇ. અને પોતાના ખરાં અંતકરણથી તેને કીધેલા ગેરઇનસાફ અને નુકસાન માટે પશ્ચાતાપ કરવા લાગી. આખરે સુનાઇને પોતાની ભોંજાઇને ઓસપીટલમાં મલવા જવા માટે સમજાવવામાં આવી અને જયારે તેણી દીનાના કાન ઉપર પડીને બોલી કે " દીના, હું મારાં તેમજ મારા ગુજરેલા ભાઇના નામથી

તુ.ને માફ કરૂ છ" ત્યારે ગરીબ બીચારી દીના સુનઇના આ માયાળુ શબ્દો સાંમે ટકી શકી નહિ. તેણીએ સુનઇ આગળ પોતાને એક કંગાળ ગુનેહગાર જાહેર કીધી, સખત શબ્દોમાં પોતાની ભાણુભુલી વર્તણુક વખોડી કાઢી, અને ત્યારપછી તેણી સાંમે ડુસ્કે ડુસ્કે રડી પડી. સુનઇને તેણીની ઘણીજ દયા આવી. તેણી વાંકી વળી, અને પોતાની ભોંજાઇનાં ફીકકા ગાલ ઉપર "માફ કરવું અને ભુલી જવું"ના નીયમ ઉપર એક કીસ કરીને ભીણી આંખ્યો સાથે ત્યાંથી વીદાય થઇ.

પણ આ મહિનો દીવશ દરમ્યાન, દીનાના બીછાણા આગળથી ફકત એકજ જણું ખીસ્યું નહિ. તે ફીરોઝ હતો. પોતાની માયને ઑસ્પીટલમાં લાવવા પછી તે રાત દીવશ તેણીની બાજુમાં બેસી રેહતો, અને તેની હાજરી, ડૉકતરોની ગમે એવી દવા કરતાં દીના માટે વધુ કીંમતી અને એજમતી હતી. દીનાએ પોતેબી તેનાથી કાંઇપણ છુપાવ્યું નહિ—અને તે સઘળું જાણવા પછી ફીરોઝના અંતકરણમાં પોતાની માતા માટેનો પ્યાર કેટલો મજબુત થયો, એ કેહવાની શું કાંઇ જરૂર છે? જેમ એક લોહચુબકની સોય, જરાપણ ખામી વગર હમેશાં ઉત્તર દીશા બતાવેછે, તેજ પ્રમાણે ફીરોઝ પોતાની માયને છેવટ સુધી વફાદારીથી વળગી રહયો હતો. સોહલ મોદી પણ તેણીને રોજ મલવા અને ખબર પુછવા જતો હતો. પણ તે માત્ર બાહરનો દેખાવ રાખવાજ. લોકોની પુછપરછ અને નીંદાથી દરી જઇને તેને એમ કરવાની ફરજ પડી હતી કારણ દુન્યાની નજરમાં તેણી હજુણ તેનીજ બૈરી હતી! તેઓ બંને ઘણીજ થોડી વાત કરતાં, બંનેનાં જીગરો ચીરાઇ જતાં હતાં, અને જ્યારે ડોકટરોએ દીનાને કેડે હવા ખાવા જવાની સલ્લાહ આપી, ત્યારે સોહલ મોદીએ તેણીની એકલવઇ હાલતનો ખ્યાલ કરીને તેણી ઉપર એક ખાનગી કાગળ લખ્યુ.

તે કાગળ દયા માયા, અને પરમાર્થની ઉમદા લાગણીનો

એક નાદર નમુનો હતું, જેમાં સોહલે જણાવ્યું કે ચોક્કસ સંજોગો ધ્યાણમાં લઇને તે એવા અનુમાન ઉપર આવ્યો હતો, કે આ સઘળા બનાવો તેણીનું નીર્દોશપણુ, ખામી ભરેલી કેળવણી અને તેણીના કેટલાક વાહીયાત ધખારા અને દુન્યાદારીનાં બીન અનુભવને આભારી હતા. તેણી ઉપર ગુજારવામાં આવેલા જુલમાતની તેણે નોંધ લીધી હતી, પોતાની તરફનાં તેણીના તીક્ષણ પ્યાર માટે પણ તેણે કેટલીક છુટછાટ મુકી હતી. અને છેવટે તેણીની દગલબાજીને લગાર સખત શબ્દોમાં વખોડી કાઢતાં, તેણે કાંઈ પણ હદ યા શરત વગર તેણીને સંપુર્ણ માફી બક્ષી હતી!

"દીના" તેણે લખ્યું હતું "તું એકવાર ફરીથી મારી સાથે આવીને રેહ, અને ત્યારપછી હુ તુંને વધારે ઉમદા, વધારે ઉંચી અને વધારે પવિત્ર જીંદગી ગુજારવામાં તુંને મદદ કરસ. હું તારો ભુતકાળ ભુલી જવાની મારેથી બનતી તજવીજ કરસ."

એકવાર ફરીથી દીનાનું કીસમત તેણીના હાથમાં હતું. કુદરતે હજુણ પણ તેણીને એક છેલ્લી તક બક્ષી હતી, તો શું તેણી તે તકનો લાભ લે? નહિ. એક હઝાર વીર નહિ: હવે તેણીને પોતાના પ્યારને છેલ્લી સલામ કરવી જોઇએ, અને તેણીની બાકીની જીંદગી, આંગ્રજ ઓસ્પીતલમાં એક નર્સ બની, દુખ્યાઓની દાદ લઇને પશ્ચાતાપ અને પશેમાનીમાં પુરી કરવી જોઇતી હતી.

અને તેથી નબળાઈ અને દલગીરીથી ધ્રુજતા હાથે દીના સોહલ ઉપર તે કાગળનો જવાબ લખવા બેઠી. તેણી તે કાગળ માટે તેની ઘણી ઉપકારી હતી, અને આશા રાખતી હતી કે તેની માંગણી નહિ કબુલ કરવા માટે તે દલગીર થશે નહિ. ઓહ, તેણી હજુણબી તેને ચાહતી હતી, તોપણ તેની સાથે રેહવાને તદન નાલાયક હતી, અને હવે સઘળાં દુન્યાઇ સુખને થોકડે મારીને તેણી પોતાના ગુનાહનો પશ્ચાતાપ પુરો કરવા ધારતી હતી.

તે એક ઘણુંજ દયાજણક તેમજ પ્યાર ભરયું કાગળ હતું, પણ તે વાંચવા પછી દીનાના ધારવા કરતાં તદન ઉલતીજ અસર સોહલ ઉપર થઇ. તે તેણીને મેલવવા વધુ સુર પર ચઢયો, તેણીને સમજાવવા પોતેજ ઑસપીતલમાં જઇ પુગ્યો, અને તેણીને ખુલ્લે ખુલ્લું જણાવી દીધું, કે આવી રીતે તેઓ બંને છુટાં પડવાથી બંનેને મોટું નુકશાંન થશે, અને બંને લોકોની હસીમાં આવી પડશે.

અને વાંચનાર, તે વેળા દીનાએ શું જવાબ આપ્યો તે મારી પાસે નોધાયો નથી, પણ પાહલીના ગુજરવાને એક લાયક અવસર વીટી જવા બાદ સોહલ મોદી અને દીના પેસીકાકા, સાચ્ચા એકીન અને ઇમાનદારીથી એકવાર ફરીથી ધણી-ધણીયાણી તરીકે સાથે રહયાં.

બસ—હવે મારે માટે કેહવાનું ઘણુંજ થોડું બાકી છે. દીનાને ઘરે લાવવાની ખુશાળીમાં બીજે દીવસે સોહલ મોદીએ પારસી જેનરલ ઓસપીતલના લાગતા વળગતાઓ ઉપર, ગરીબ જરથોસ્તીઓની મુફ્ત સારવાર કરવા રૂપીઆ એક લાખનો બાદશાહી ચેક મોકલી આપ્યો, અને પારસી સખાવતી દીલગુરદાનો એક વધુ દાખલો પારસી કોમની' તવારીખમાં નોંધાયો.

સોહલ મોદી ખરેખર છેવટ સુધી એક ગ્રહસ્થ તરીકે વરત્યો. તેણે ફીરોઝને પણ પોતાની સાથે રાખ્યો, અને એકપણ શબ્દ યા કાર્યથી દીનાને પોતાની ગઇગુજરીની કદીબી યાદ આપી નહિ.

પાછલા વરશોમાં સોહલ મોદીના સુખમાં ઓરબી વધારો થયો. દીનાએ તેની ઉપર અનેક ખુબસુરત બુલકાંઓની નવાજેશ કીધી, અને જ્યારે તેણી પોતાના જમણા હાથ પર સોહલ સાથે બેસ્તી હતી, તેણીના ડાબા હાથમાં ફીરોઝ છુપાયો હતો. અને જ્યારે મોદી કુટુંબના નાના બાળકો પોતાની માયના ખોળામાં બેસવા એકબીજાં સાથે ગોયા હરીફાઇ કરતાં હતાં, ત્યારે તે વેળા જો દીનાની હાલત વીશે આપણને પુછવામાં આવે, તો પ્રીય વાંચનાર, આપણે સઘળા ભેગાં મળીને એવુંજ કહીશું કે ખરેજ

**દુખી દીના. પણ ખરેજ સર્વેથી સુખી.**

**) સમાપ્ત. (**